# સાદી શિખામણ.

પુસ્તક ૧ લું.

"नहि ज्ञानेन सदृशं पवित्रमिह विद्यते"

!!! महात्माओनी प्रसादी !!!

# સાદી શિખામણ.

## पुस्तक पहेलुं.


સંગ્રહકર્તા અને પ્રકાશક

મગનલાલ શંકરભાઇ પટેલ.

કર્ત્તા—જ્ઞાનદીપક, સુખીસદન, બોધવચન

ઠે. ગુગડી દરવાજે, મુ. પાટણ, (ઉત્તર ગુજરાત).


હીરા ગિરાની ગાંસડી, શકે ન પારખી કોય;

કવિ ઝવેરી પારખે, રત્ન કાચ કર લોય.


"પ્રજાબંધુ" પ્રિન્ટીંગ વર્કસમાં ઈન્દ્રવદન બ. ઠાકોરે

છાપ્યું ઠે. ખાડીઆ જેઠાભાઈની પોળ, અમદાવાદ.

આવૃત્તિ બીજી. * પ્રત ૧૦૦૦.

સંવત ૧૯૮૭. ** સને ૧૯૩૧.

કીંમત રૂ. ૨-૦-૦.

# વિદ્યાર્થી શીખામણુ પુસ્તક આઠમા વિષે.

## મારી માન્યતા.

### હરીગીત છંદ.

ઉલ્લાસમાં, રસસાગરે આજે રમું,
સાદી શીખામણુનું સરસ, અવલોકી પુસ્તક આઠમું;
વિષયો તણા વિસ્તારનો, નિસ્તાર યોગ્ય નિશાનમાં,
શાસ્ત્રો તણો સત્સાર શો, દેખાય પાનેપાનમાં. ૧

કલમે લીધેલી કાનને, ચેતવણી ચાનકદાર છે,
ફિરદોશી હાતીમતાઈનાં, ચારિત્ર પરમ ઉદાર છે;
વળી વર્ણવેલી ચીતોડની, ભલીકર્ણિં ભામાશા તણી,
પોતાની સર્વ પ્રતાપને, સંપત્તિ દિધ જેણે ઘણી. ૨

દાનેશ્વરીનો દાખલો, શુભ કર્ણસંગે કોતર્યો,
એ વાંચતાં મુજ અંતરે, જાણે ઝરો એનો ઝર્યો;
રીતભાત રોહીદાસની, ને ભાવ બ્રહ્માનંદના,
કાબેલીયત એ કારમી, મનમાં ભરે મતિમંદના. ૩

તુળશી કબીરની ટેક ને, નીતિ નામદેવ તણી કહી,
ઇનસાનને ઉપયોગની, સામગ્રી સુંદર સંગ્રહી;
પડઘા પડે દર પૃષ્ઠ માંહે, પ્રગટ પુરૂષોત્તમ તણા,
વિશ્વેશ શર્ણ વિલાસીઓના, વૈભવોમાં શી મણા? ૪

આ નેત્રસ્નાન નિશંકથી, કલ્યાણ સોંપડશે કને,
પડશે ન પાછળથી કદી, તપ કાજ વિચરવું વને;
એવાં સુદૃઢ સંકલ્પથી, રક્ષાયલો આ રાહ છે,
શુભ મગનલાલે મેળવ્યો, આ પુનિત ગંગ પ્રવાહ છે. ૫

જીજ્ઞાસુ આત્મોદ્ધારના, આ ગ્રંથ પ્રેમે વાંચશે,
શ્લોકો કવિતાઓ તણો, શુભ સાર ઉરમાં સંચશે;
એ ચીમનલાલની ચાહના, ઘર ઘર વિષે ગરજી રહો,
ને ગ્રંથકાર ઘણાક આવા, ભાગ શુભ સરજી રહો. ૬

ઘીકાંટા,
વડોદરા.
તા. ૧૩-૧૨-૩૦.

ચિમનલાલજી ભાઈશંકરજી પંડિત,
પ્રાણરક્ષક ઔષધાલય.

# સાદી શિખામણ પુસ્તક છઠ્ઠું.

## વંદન યોગ્ય ગણે વિદ્વાન.

(લખનારઃ—કવિભૂષણ ભાઈશંકરજી વિદ્યારામ પંડિત) પેટલાદ, (ગુજરાત.)

### સવૈયા છંદ.

ધન્ય! સુભાષિત સંગ્રહકર્ત્તા, પાટણવાસી સુજ્ઞ પટેલ,
રચિત્ રસીલો 'સાદી શિખામણ' છઠ્ઠો ગ્રંથ મળ્યો છાપેલ;
સિંચાએલ સરળ સાહિત્યે, સુઘડ દીસે એનો શણગાર,
અણુસરખી પાંખડીએ ઉઘડયા, ગુલાબના સરખો ગુલઝાર. ૧

કદ દેખાવે ટકાઉ ઢબમાં, આનંદી એનો અસબાબ,
આડત્રીસ મુકી અંદરની, મહક મહક ફોરે ફુલછાબ;
સોળ પેજી સંચાને માપે, બસેંબાર પૃષ્ઠોનું પૂર,
ગમગીનીઓનાં વૃંદ વિદારી, ચિંત્યા માત્ર કરે ચકચૂર. ૨

શબ્દ શબ્દમાં સંચારી છે, દોરવણી સૌ દોષ રહીત,
પાગલને પણ પ્રાપ્ત કરાવે, પરમપ્રકાશ સાથે પ્રીત;
ગદ્યપદ્યનાં ગાંઠણુ—ગુંથણુ, પ્રસન્નતાનાં દે પયપાન,
અજબ આવર્યું આમ અલૌકિક, મગનલાલની કલમે માન. ૩

વેદ થકી પણ વંદ્ય વધારે, ઉપનિષદો અંકાયાં જેમ,
પાંચ ભાગ આની આગળના, આદર યોગ્ય ગણાયા એમ;
પડી સાગરે જ્યમ પાવરધા, પ્રાપ્ત; કરી મોતી મલકાય,
ત્યમ આ શંકરસુત સંચયથી, ગ્રાહક ઉર સંતુષ્ટ સુહાય. ૪

જરૂરી પ્રસંગો જોઈ જોતર્યા, દલીલોની સાથે દૃષ્ટાંત,
અનુભવમાં એ વાંચી ઉતારે, કેળવાયલાં કાન્તા-કાન્ત;
ઉપદેશક વલણે અણુમોલી, તાલીમબાજી ભરી આ ટ્રીક,
દીર્ઘાયૂ ભવ એ દરસાશે, ઠરેલની દૃષ્ટિમાં ઠીક. ૫

હિંદ ઉપર હડહડતો આજે, કળિરાજનો વ્યાપ્યો કોપ,
ચારે કોર ચવાતો જાયે, રે'ણી-રસમનો ઉછર્યો રોપ;
તેવિ પળે આવી તતબીરથી, પ્રવચનો પ્રેરાયાં જાય,
તો નિશ્ચિંત સનાતન સંઘે, પરમ શાંતિના મંત્ર પઢાય. ૬

સર્ટિફિકેટ સાક્ષરજન જ્યમ, વખાણતા કૃતિ આ વરતાય,
ભાઈશંકરજી તેમ ભાવથી, ચિત્ત વિષે ચોકસ આ ચાહ;
ઉચ્ચ સ્વરે ઉચ્ચરશે ક્યારે, ગુર્જરીનાં ગરવાં સંતાન, ૭
સાદી શિખામણ પુસ્તક છઠ્ઠું, વંદનયોગ્ય ગણે વિદ્વાન.

પેટલાદ, (લીમડી શેરી) તા. ૧-૧૨-૩૦.

# અર્પણ પત્રિકા.

**માનવંતા પીર સૈયદ મહેરહુસેન સાહેબ**
**જાફરી ચિશ્તી,**
**મોમિનોના પીર સાહેબ, મુ. પાલણપુર.**

આપ નામદાર ચિશ્તી સંપ્રદાયના મહાન ધર્મગુરૂ હોઇ, આપનામાં ધર્મગુરૂ તરીકેની ઉત્તમ પ્રકારની વિદ્વતા અને સદ્દગુણો છે.

મોમિન કોમના આપના હજારો અનુયાયીઓ આપના પ્રત્યે ઉંચા પ્રકારનું માન, લાગણી તથા ભક્તિભાવ ધરાવે છે.

આપના મુરીદોને ઉંચ કક્ષાએ લઈ જવા ધાર્મિક અને સામાજિક બંને પ્રકારની પ્રવૃત્તિઓ આપશ્રી કરી રહ્યા છો. આપ લક્ષ્મીનો સાર્વજનિક કામોમાં સદુપયોગ કરવાનો મહાન પુરૂષ તરીકેનો ઉંચો ગુણ ધરાવો છો.

આપ મોમિન કોમમાં કેળવણીનો પ્રચાર કરવા અથાગ પ્રયત્ન કરી રહ્યા છો.

આપ નામદારે નીતિ, પરમાર્થ બુદ્ધિ અને મળતાવડા સ્વભાવ વડે જનપ્રિયતા અને યશકીર્તિ પ્રાપ્ત કરી છે.

આપના આવા ઉંચા ગુણોથી આકર્ષાઇને 'સાદી શિખામણ' પુસ્તકનો પહેલો ભાગ માનપૂર્વક આપશ્રીને અર્પણ કરીને મને બહુ જ આનંદ થાય છે.

મુ. પાટણ (ઉ. ગુજરાત)
ડો. પંડયા રોડ.
તા. ૧૦-૮-૩૧.

લિ. તાબેદાર સેવક
**મગનલાલ શંકરભાઇ પટેલ,**
'સાદી શિખામણ'ના પ્રકાશક.



નેક નામદાર પીર સાહેબ,

**શ્રી મહેર હુસેન સાહેબ,**

મુ. પાલણપુર (ઉ. ગુજરાત).

Krishna Press, Bombay 2.

## નેક નામદાર પીર સૈયદ મહેરહુસેન સાહેબ જાફરી, ચિશ્તી, મોમિનોના પીર સાહેબ એમના જીવન ચરિત્રનો ટુંક ઇતિહાસ.

# કુટુમ્બનો પૂર્વ ઈતિહાસ.

ઇસ્લામના મહાન પયગંબર હજરત મોહમ્મદ સાહેબ (સલ) ના વંશના છઠ્ઠા ઇમામ અને સુપ્રસિદ્ધ મહાત્મા, સંત શિરોમણિ હજરત ઇમામ જાફર સાદિક (અલે) ના વંશથી આ કુટુમ્બ ઉતરી આવેલ છે.

આ કુટુમ્બના ધર્મપ્રચાર અર્થે હિંદુસ્થાનમાં આવનાર પહેલા પુરૂષ મહર્ષિ સૈયદ નુરદ્દીન મહમંદનુર સતગુરૂનુર આજથી લગભગ આઠસો વર્ષ ઉપર આવેલા હતા, એમ અલીગઢ મોહમેડન એંગ્લો-ઓરીયન્ટલ કોલેજના માજી પ્રોફેસર ટી. ડબ્લ્યુ આર્નોલ્ડ કૃત "પ્રીચીંગ ઓફ ઇસ્લામ" (Preaching of Islam) નામના પ્રખ્યાત પુસ્તકમાં લખ્યું છે, અને બીજા કેટલાક ઇતિહાસકારોની એવી માન્યતા છે કે, આ કુટુમ્બના હિન્દુસ્થાનમાં પ્રથમ આવનાર પુરૂષ પીર સૈયદ શમ્સુલ-હક-વ-દ્દીન પીર શમસ હતા, અને તેમણે પ્રથમ પંજાબ દેશના મુલતાન શહેરમાં ઇસ્લામ ધર્મનો પ્રચાર શરૂ કરી તે પછી આખા હિંદુસ્થાનમાં પ્રચાર કર્યો હતો. તેમના ઉપદેશ અને દૈવિ ચમત્કારોથી હજારો માણસોએ સત્યતાનો માર્ગ મેળવ્યો, તે વખતમાં એમની ખ્યાતી દુરદુરના દેશોમાં ફેલાઇ. ચોમેરથી હજારો માણસો એમના દર્શન સારૂ આવતા હતા. આ તપસ્વી મહાત્માએ જ્ઞાનના ઘણા ગ્રંથો રચેલા છે, અને તે અત્યાર સુધી સતપંથી મોમિનોમાં પ્રચલિત છે. એમનો ભવ્ય અને શાનદાર રોજો મુલતાનમાં પીર શમસના દરબારના નામથી પ્રસિદ્ધ છે, એમને મુસલમાનો ઉપરાંત હજારો હિન્દુઓ પણ માનતા હતા, અને

હાલમાં પણ એમની કબર ઉપર શ્રદ્ધાની સાથે જાય છે. અને એમના ઉર્સ (મરણતીથિ ઉત્સવ) પ્રસંગે મુસલમાન અને હિન્દુ ભાવિકો બહોળી સંખ્યામાં ભાગ લે છે, અને ભક્તિભાવ રાખે છે, એના ઉપરથી પણ હિન્દુસ્થાનમાં પ્રથમ આપનાર પુરૂષ હજરત પીર શમસ હતા એ વાતને ટેકો મળે છે. હજરત પીર શમસ (રેહ) ના લગ્ન સુપ્રસિદ્ધ મહાત્મા હા. બહાઉદ્દીન ઝિકરીયા મુલતાની (રહે) ની પુત્રી સાથે થયા હતા.

તેમના પછી આ કુટુમ્બમાં મહાસંત હાજી પીર સૈયદ મેહમુદ સદરૂદ્દીન (રેહ) થયા, અને તેમના પછી હજરત પીર સૈયદ હસન કબીરૂદીન થયા. આ તપસ્વી પુરૂષે પણ પોતાના બોધ અને ચમત્કારોથી હજારો જીજ્ઞાસુઓને પાવન કર્યા છે, એમની હકીકત ફારસી તથા ઉર્દુ ભાષાની તવારીખોમાં ઘણી પ્રશંસા સાથે લખાયેલી છે, ઇસ્લામી દુનીયાના નામાંકિત મોલાના અને આત્મજ્ઞાની તરીકે પ્રખ્યાત થયેલા દીલ્હીના મોલાના અબ્દુલ–હક-મોહદ્દિસ દેહલવીએ પોતાની સુપ્રસિદ્ધ કિતાબ " અખબારૂલ અખયાર " માં તો એટલે સુધી લખ્યું છે કે " પીર હસન કબરૂદીનનો બોધ સાંભળ્યા પછી કોઇ માણસ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યા વગર રહેતો નહીં. એવી એમનામાં ચમત્કારિક અને અલૌકિક અસર હતી, અને એ મહાન તપસ્વી બુજુર્ગ હતા." એમની વફાત સને હિજરી ૮૯૬ માં થઇ અને એમનો રોજો બહાવલપુર રાજ્યના ઉછ ગામમાં પ્રસિદ્ધ છે. આ મહાન પુરૂષના ઘણા ચમત્કારો પુસ્તકોમાં લખાએલા છે. તેમાંથી અમો અત્રે એક લખીએ છીએ.

હિન્દુ લોકોનો એક મોટો સંઘ કાશીની યાત્રાએ જતો હતો. તે પીર સાહેબના જોવામાં આવ્યો, કાશીતો ત્યાંથી ઘણું દુર હતું છતાં પીર સાહેબે તે લોકોને કાશીની યાત્રા ત્યાંજ કરાવવાનું કહેતાં, તેમણે કબુલ કરતાં તેમને ત્યાં રાખીને બીજે દીવસે ત્યાં કાશીધામ

બતાવ્યું અને યાત્રા કરાવી; આથી સંઘના તમામ માણુસોને તેમના પ્રત્યે ભક્તીભાવ ઘણોજ વધ્યો અને તેમની પ્રભુ–ભક્તીમાં લીનતા જોઈ તથા અસરકારક ઉપદેશ સાંભળી સંઘના બધા માણુસોએ ઇસ્લામ ધર્મ અંગીકાર કર્યો.

પીર સૈયદ કબીરૂદ્દીન (રેહ.) ના અઢાર પુત્રો હતા. તે બધા પુત્રો પણ મહાજ્ઞાની અને ધર્મનો પ્રચાર કરનારા હતા, તેમાં પીર ઇમામુદ્દીન (રેહ) ની ખ્યાતી વિશેષ પ્રસિદ્ધ છે, અને એમની હકીકત ઘણા ઇતિહાસોમાં મલી આવે છે, તેમાં ખાસ કરીને "મિરાતે એહમદી" નામની પ્રખ્યાત તવારીખમાં એમનો વિસ્તૃત હાલ લખાએલો છે. પીર ઇમામુદ્દીન (રેહ.) ના એક પુત્ર જે મોટા સંત અને તત્વજ્ઞાની તરીકે મશહુર છે અને જેમનું નામ સતગોર નર મહંમદશાહ હતું, તેમનું લગ્ન ગુજરાતના બાદશાહ મેહમુદ બેગડાની દીકરી વેરે થયું હતું.

પીર ઇમામુદ્દીને (રેહ.) પોતાના મુરીદોના બોધ માટે "રસ-વેણી" "સતવેણી" અને "મોમિન ચિંતામણી" વિગેરે ગ્રંથો રચેલા છે. તેમનો રોજો અમદાવાદ પાસે પીરાણા મુકામે આવેલો છે. તેમની જમાત ઇમામશાહી અને સતપંથીના નામથી ઓળખાય છે, અને તેમના મુરીદો ગુજરાત–કાઠીઆવાડ સિંધ અને હિંદુસ્થાનના બીજા શહેરોમાં ઘણી મોટી સંખ્યામાં ફેલાયલા છે.

પીર સૈયદ હસન કબીરૂદ્દીન (રેહ.) ના બીજા એક મોટા પુત્ર પીર સૈયદ રહેમતુલ્લાશાહ (રેહ.) હતા, તે પણ મોટા સંત અને મહાત્મા હતા. પીર સૈયદ હસન કબીરૂદ્દીને (રેહ.) પોતાના આખરીના સમયમાં તેમને ગાદીવારસ જાહેર કરી પીરની ગાદીએ બેસાડયા.

પીર રહેમતુલ્લાશાહ (રેહ.) ના પુત્ર શાહ મશાયખ રેહ. (પ-હેલા) અકબર બાદશાહના વખતમાં ગુજરાતમાં આવેલા અને પ્રથમ કડી પાસે મોમિનપુરા નામના ગામમાં તેઓ થોડી મુદત સુધી રહ્યા, તે પછી તેમના પુત્ર પીર સૈયદ શાહ અબુલહસન

(રેહ.) ને ત્યાં (કડીમાં) મુકી પાછા દિલ્હી તરફ પધારી ગયા; અને વિરોધીઓએ ઝેર આપવાથી શહીદ થયા. તેમનો રોજો જુની દિલ્હીમાં છે. મહાત્મા પીર સૈયદ શાહ મશાયખ (રેહ) પહેલા સૈયદ મહમદ ગૌસ ગ્વાલીયરી (રેહ.) નામના મશહુર વલીઅલ્લાહના નવાસા (દોહિત્ર) થાય છે. આ સૈયદ મહંમદ ગૌસ ગ્વાલિયરી (રેહ.) હિન્દુ-સ્થાનમાં મહાન વલી, તરીકે પ્રસિદ્ધ છે, અને હુમાયુ તથા અકબર બાદશાહ એમના પ્રત્યે બહુ શ્રદ્ધા અને માન રાખતા હતા. હાલમાં પણ એમનો રોજો ગ્વાલીયરમાં યાત્રાના એક ધામ તરીકે ગણાય છે.

પીર સૈયદ શાહ મશાયખ (રેહ.) (પહેલા) પછી તેમના પુત્ર પીર સૈયદ શાહ અબુલ હસન (રેહ.) પીરની ગાદી ઉપર આવ્યા; તેમનું લગ્ન ગુજરાતના બાદશાહ મેહમૂદ બેગડાની નવાસી નામે આજિઝા બેગમ સાથે થયું હતું. એમની વફાત કડીમાં થઇ અને રોજો પણ ત્યાંજ છે. એમના પછીના એમના વંશજો "કડીવાલ સાદાત" ના નામથી ઓળખાય છે.

પીર સૈયદ શાહ અબુલ હસન (રેહ.) ના બાદ તેમના વંશમાં પીર સૈયદ ઝેનુદ્દીન (રેહ) તથા પીર સૈયદ સદરૂદ્દીન (રેહ.) થયા. તેમનો રોજો વડનગરમાં શરમીસ્ટા તળાવના કિનારે બંધાએલો છે. તેમના પછી પીર સૈયદ મહંમદ ફાજીલશાહ (રેહ.) થયા તેમનો રોજો કડી મુકામે છે.

પીર સૈયદ ફાજિલશાહ (રેહ.) બાદ એમના પુત્ર સૈયદ મશા-યખ ચિશ્તી (રેહ.) થયા. એમનો જન્મ ઔરંગઝેબ બાદશાહના સમયમાં સને હિજરી ૧૦૬૦ માં થયો હતો, ઔરંગઝેબ બાદશાહ એમનું ઘણું માન અને આદર કરતો હતો. એક વખત બાદશાહે એમને પોતાની પાસે સન્માન સાથે મહેમાન રાખ્યા હતા. પુસ્તકોમાં લખેલું છે કે આ સંત પુરૂષના આશિર્વાદથી ઔરંગઝેબ બાદશાહને દખણ જીલ્લાના વિજાપુર તથા ગોલકોંડાની લડાઇઓમાં વિજય મળ્યો હતો.

એમણે પોતાના મુરીદોના બોધ માટે ઘણા પુસ્તકો પદ્યમાં રચેલા છે. જ્યારે કેટલાક સંકુચિત વિચારવાળા એમના વિરોધીઓ અને દુશ્મનોએ બાદશાહ આલમગીર આગળ એમના બોધ-ઉપદેશ વિષે ખોટી હકીકત જાહેર કરી, ચાડીયો કરી, ત્યારે, બાદશાહે હા. પીર મશાયખ (રેહ.) ને બોલાવી, મુરીદોનો શું બોધ આપો છો, એવો સવાલ કરતાં, એમણે પોતાની રચેલી કિતાબો રજુ કરી, બાદશાહને કિતાબો વાંચતા સંતોષ થયો, અને પોતાની પ્રસન્નતા પ્રદર્શીત કરી, એટલે એમના દુશ્મનો ઝંખવાણા પડી ગયા. બાદશાહ આલમગીરે એમને જાગીર આપવાનું કહ્યું, પરંતુ એમણે તે સ્વીકારવા સાફ ઈન્કાર કર્યો હતો.

આ સંતપુરૂષે એમના કેટલાક અજ્ઞાન મુરીદોને વિરોધ દુશ્મની, અને સતામણી હોવા છતાં પણ ઘણાં કષ્ટ વેઠી પોતાના વડવાઓની માફક ધાર્મીક ઉપદેશનું મહાન કાર્ય કર્યું છે, અત્યારે પણ એમણે રચેલા ગ્રંથો, મોમિન લોકો ભક્તિભાવ અને માન સાથે વાંચે છે.

હજરત પીર મશાયખ રેહ (બીજા) એ કડીના મોમિનપુરા ગામથી અમદાવાદ જઇ સારંગપુર દરવાજા બહાર ચાર ટોડા નજીક મકાન બંધાવીને ત્યાંજ નિવાસ કર્યો, અને આસરે સુડતાલી–અડતાલીસ વર્ષની નાની ઉંમરમાં ઔરંગઝેબ બાદશાહના સમયમાં જ સ્વર્ગવાસી થયા. એમના પુત્ર હજરત પીર સૈયદ અબ્દુલ્લાહે (રેહ) એમને રહેવાના મકાનમાં જ દફન કરી ત્યાં એક ભવ્ય રોજો બંધાવ્યો. પીર મશાયખ રેહ. (બીજા)ના ઘણા ચમત્કારો મશહુર છે જે અત્રે લંબાણ થવાના ભયથી અમો લખતા નથી.

એમના બાદ પીર સૈયદ અબ્દુલ્લાહ (રેહ) પીરની ગાદીએ આવ્યા, એમણે પણ મુરીદોને સારો બોધ આપી ધર્મનો પ્રચાર કર્યો અને પોતાના બુઝુર્ગોના માફક કેટલાક બયાનો પણ રચ્યાં છે જે મૌમિન કોમમાં હાલમાં પણ પ્રચલિત છે. એમની કબર પણ રોજાની અંદર પીર મશાયખ રેહ. ની કબર પાસે છે.

પીર અબદુલ્લાહ (રેહ.) પછી એમના પુત્ર પીર દીવાનજી ઉર્ફે મશાયખ (રેહ.) (ત્રીજા) થયા તે બાદ, પીર અબૂતાલિબ (રેહ.) પીરની ગાદીએ આવ્યા. આ પીરોનો પણ અમદાવાદમાં ઉપર જણાવેલા ઠેકાણે નિવાસ હતો, અને એઓએ પણ ધર્મનો પ્રચાર કરી મુરીદો તેમજ અન્ય લોકોમાં સારી પ્રીતી મેળવી હતી. એમની વફાત પછી એમનો રોજો પીર મશાયખ રેહ. (બીજા) ના રોજા પાસે જ બંધાએલો છે.

પીર અબુનાલીબ (રેહ.) પછી એમના પુત્ર પીર ગુલામઅલી (રેહ.) ઉર્ફે "હાજરપીર" પીરની ગાદીએ આવ્યા. આ મહાનપુરૂષ પણ બહુ વિદ્વાન હતા અને એમનાથી પણ ઘણા ચમત્કારો જાહેર થયા છે. "હાજરપીર" ની ઉપમાનું કારણ એમ બતાવવામાં આવે છે કે મુરીદોને દુઃખ અને મુસીબતના પ્રસંગે એ ચમત્કારીક રીતે દુર દુરના મુકામે દર્શન આપતા હતા. બીજી દંતકથા એવી છે કે એક રાત્રીએ એકજ ટાઈમે દુર દુરના ગામોમાં એમના ભાવિકોને દર્શન આપ્યાં હતાં. એના ઉપરથી એમના મુરીદો એમને "હાજર પીર" કહે છે. આ પીર સાહેબે અમદાવાદથી ધોળકે જઇ ત્યાંજ મુકામ કર્યો હતો. એમની વફાત પણ ધોળકામાંજ થઈ અને એમની કબર ઉપર ભવ્ય રોજો બંધાયેલો છે અને ત્યાં દર વરસે ઘણી ધામધુમથી ઉર્સ થાય છે; જેમાં ઘણા મોમીનો ભાગ લેવા જાય છે. એમના પછી પીરની ગાદીએ એમના પુત્ર પીર કાસિમઅલી (રેહ.) આવ્યા; અને એમણે પણ ધર્મનો પ્રચાર કર્યો; અને ધોળકામાં ઘણાં મકાનો તથા વાડીઓ બંધાવી હતી. જે હાલમાં પણ મોજુદ છે.

પીર સૈયદ કાસમઅલી (રેહ.) ના પુત્ર પીર સૈયદ હસનઅલી (રેહ.) થયા, તેઓ ધોળકેથી અમદાવાદ આવી પોતાના વડીલોના મકાનમાં રહ્યા. આ મહાન પુરૂષ પણ બાળ વયથી જ વળી સંત હતા. એમની તપશ્ચર્યા તથા પ્રભુભક્તિની ઘણી હકીકત મનન કરવા યોગ્ય છે, જો અત્રે સવિસ્તર લખીએ તો એક મોટું પુસ્તક

 

થાય. આ મહાત્માએ ધર્મપ્રચારના કાર્ય ઉપરાંત ઘણી યાત્રાઓ અને હજ કર્યા હતા એમના ગુણો પૈકી એક મોટો ગુણ સખાવતનો મશહુર છે. એ બહુ ઉદાર દીલના હતા. એમણે કરેલી સખાવતો અને પરમાર્થના કામોની ઘણી દંતકથાઓ મુરીદોમાં પ્રચલિત છે અને ગુજરાતના ઘણાખરા વયોવૃદ્ધ લોકો પણ સારી રીતે જાણે છે.

## પાલણપુરમાં પધરામણી અને કાયમનો મુકામ.

જ્યારે પીર હસનઅલી સાહેબ (રેહ.) પોતાના મુરીદોના પ્રેમ પૂર્વક આમંત્રણથી ધાણધાર જીલ્લામાં ઉપદેશ અર્થે પધાર્યા ત્યારે એમના અસરકારક બોધ–આત્મજ્ઞાન અને પ્રભુભક્તિની ખ્યાતી સાંભળી તે વખતના પાલણપુરના રાજકર્તા નામદાર નવાબ ફતેહખાન સાહેબ બહાદુરે પીર સાહેબને પાલણપુર પધારવા આમંત્રણ મોકલી સન્માન સાથે બોલાવ્યા હતા. એમની મુલાકાત તથા સત્સંગથી નવાબ સાહેબના મન ઉપર બહુ સારી છાપ પડી અને એ નામદારે પીર સાહેબને હંમેશ માટે પાલણપુરમાં મુકામ રાખવા પ્રેમપૂર્વક આગ્રહ કર્યો, ત્યારથી આ કુટુંબનું કેન્દ્રસ્થાન પાલણપુર થયું અને તે વખતથી આજપર્યંત પાલણપુરના રાજકર્તા–નવાબ સાહેબો આ કુટુંબ સાથે ઘણો ગાઢ અને સારો સંબંધ તથા પ્રેમભાવ રાખતા આવ્યા છે. દાનવીર પીર સૈયદ હસનઅલી સાહેબ (રેહ) સખાવતમાં એવા દાતાર હતા કે એમણે પાલણપુરમાં આવ્યા પછી પોતાના મકાનનું બધું ધન અને સરસામાન અલ્લાહના નામ ઉપર લુંટાવી દીધાં હતાં.

પીર શ્રી હસનઅલી સા. (રેહ.) નો નિવાસ પાલણપુરમાં થયા પછી હંમેશના માટે પાલણપુરમાં રહે એવા ખ્યાલથી તેમના ધાણધાર જીલ્લાના મોમીન મુરીદોના આગ્રહ અને નામદાર નવાબ સાહેબ બહાદુરની સંમતિથી, પીર સાહેબે તે વખતના એજન્સીના લેવીના સરદાર મોલાના સૈયદ એહમદઅલી સાહેબ દેહલવીનાં પુત્રી

મેહરૂન્નીસા બેગમ સાહેબા સાથે લગ્ન કર્યાં. એમનાથી પીર સૈયદ એહમદહુસેન સાહેબનો જન્મ સન હીજરી ૧૨૭૯ માં થયો.

પીરશ્રી એહમદહુસેન સાહેબ (રેહ.) ની વય માત્ર બે વરસની જ હતી, તે વખત પીરશ્રી હસનઅલી સાહેબ (રેહ.) હજ કરવા ગએલા ત્યાંથી પાછા આવતાં રસ્તામાં એમનો અંતઃકાળ થયો; અને એમના શબને સુરતથી સ્પેશીયલ ટ્રેન મારફતે અમદાવાદ લાવી, એમના વડવા હજરત પીર મશાયખ (રેહ.) (બીજાના) રોજાની અંદર તેમની કબર પાસે દફનાવવામાં આવ્યા, અને એના ઉપર એક સુંદર છત્રી પણ બનાવવામાં આવી. મહાત્મા પીર સૈયદ હસનઅલી સાહેબ (રેહ.) નો ઉર્સ પણ દર સાલ બહુ ધામધુમથી ઉજવવા દૂરદૂરનાં ગામોથી મોમિનો બહોળી સંખ્યામાં આવે છે. પીરશ્રી એહમદહુસેન સાહેબ (રેહ.) ને આશરે બે વર્ષની ઉંમરમાં મુકી એમના પિતા ગુજરી ગએલા હોવાથી, મુરીદોના બોધનું તેમજ ગાદીને લગતાં તમામ કામોનો બોજો એમની માતુશ્રી મેહરૂન્નીસા બેગમ સાહેબાના માથે આવી પડયો. આ મહાન કાર્ય શ્રી. મહેરૂન્નીસા બેગમ સાહેબાએ એવી ઉત્તમતા અને હોંશીયારીથી પાર પાડયો કે આજસુધી મોમીન કોમ અને અન્ય લોકોમાં એમની પ્રશંસા અને ગુણગાન થાય છે. ગાદીને લગતાં કામો ઉપરાંત એમણે પીર બાવાશ્રી એહમદહુસેન સાહેબ (રેહ)ની ઉર્દુ–ફારસી–ગુજરાતી તથા ધર્મશાસ્ત્રીની કેળવણીના માટે પણ બહુ સારો બંદોબસ્ત કર્યો હતો. આસરે સોળ સત્તર વર્ષની ઉમરમાં પીર સાહેબે વહીવટ પોતાના હાથમાં લીધો.

પીર શ્રી એહમદહુસેન સાહેબે (રેહ.) ગાદી આરૂઢ થયા પછી પોતાના વડવાઓની પેઠે, અસરકારક બોધ અને વિશુદ્ધ જીવનથી, મુરીદો તથા અન્ય લોકોમાં સારૂં માન અને પ્રેમ પ્રાપ્ત કર્યાં. એઓશ્રીના ઉપદેશથી કેટલાક લોકોએ ઇસ્લામ ધર્મનો સ્વીકાર કર્યો. આ સંતપુરૂષ પણ એમના પરમત્યાગી અને તત્વદર્શી પીતાશ્રી હસનઅલી સાહેબ (રેહ.) જેવા ઉદાર દિલના અને સખાવતી હતા.

તેમજ એમનાથી પણ ઘણી કરામતો જાહેર થઇ છે જે સ્થળ સંકોચના લીધે અમે લખતા નથી.

પીરશ્રી એહમદહુસેન સાહેબ (રેહ.) ના લગ્ન એમની માતુશ્રી મહેરૂન્નીસા બેગમ સાહેબાએ વોદરાના નામાંકિત નવાબ મીર નુરૂદીન હુસેનખાન સાહેબની પુત્રી નવાબઝાદી શ્રી હસીના બેગમ સાહેબા સાથે કર્યા. આ યાદગાર લગ્ન પ્રસંગે પાલણપુરથી જાનમાં જનારા મુરીદોની સંખ્યા, તેમજ વડોદરામાં થયેલી ધામધુમ, અને જલસાની સવિસ્તર હકીકત, લાંબી હોવાના લીધે તે નહી લખતાં, ટુંકમાં એટલુંજ કહીશું કે વડોદરાવાસીઓ, અત્યારપર્યંત, એ ઐતિહાસિક લગ્નને વિસારી શકયા નથી.

આ સ્થળે, ઉપર જણાવેલા વડોદરાના નવાબ સાહેબના ખાનદાન વિષે, ટુંક હકીકત આપવાની જરૂર હોવાથી તે " વડોદરાના નવાબી ખાનદાનનો ઇતિહાસ " [ નીઝામુદીન કુરેશી કૃત ] પુસ્તકમાંથી અત્રે ટાંકીએ છીએ.

" તેમને પોતાની અસલ જન્મભૂમિ અરબસ્તાન છોડે લગભગ ૪૦૦ વરસ થયાં છે. તેઓ પ્રથમ અરબસ્તાનમાંથી ઇ. સ. ૧૫૦૦ ના શુમારે કાબુલ પ્રાંતના હીરાત મુકામે આવીને રહ્યા. ત્યાંથી એ કુટુંમ્બ પૈકી એક ઇસમ સુમારે ઇ. સ. ૧૬૦૦ માં હિંદુસ્થાનમાં આવ્યા અને દીલ્હીના દરબારમાં નોકર રહ્યા. તેમના પ્રમાણિક પણાના સબબે દરબાર તરફથી તેમના વંશને રોહતક પ્રગણામાં કરૂણાવતી ગામ ઇનામ અને મનસબ આપવામાં આવ્યું. આવી રીતે ઘણાં વરસો સુધી ચાલ્યું. આ કુટુંમ્બથી નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાંન [ પહેલા ] ઘણા પ્રખ્યાત પુરૂષ થયા જેમને દીલ્હીનાં બાદશાહ તરફથી " નવાબ બહાદુર " નો ખીતાબ મળ્યો હતો. ઇ. સ. ૧૭૮૦ ની સાલમાં દીલ્હીના બાદશાહના વઝીર ગાઝીઉદ્દીન જ્યારે મકકે જવા નિકળ્યા, ત્યારે તેમણે નવાબ મીર નુરૂદીન હુસેનખાંનને પોતાની સાથે લીધા અને બન્ને જણ જહાઝમાં બેસવા માટે સુરત

મુકામે આવ્યા. આ વખતે સુરતમાં અંગ્રેજ સરકાર તરફથી મુખ્ય કામદારના હોદ્દા ઉપર બોડામ સાહેબ હતા. નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાંન સાહેબ રાજ્ય કારોબારમાં અતિ ઉપયોગી પુરૂષ છે એવી કીર્તિ પ્રથમથી ચોમેર પ્રસરેલી હોવાથી બોડામ સાહેબની જાણમાં પણ આવી ચુકી હતી. તેથી તેઓએ નેટીવ સંસ્થાનોની સાથે પંચ તરીકે કામમાં લેવાને દીલ્હીના બાદશાહ તરફથી એમને માંગી લીધા એટલે નવાબ મીર નુરૂદીન હુસેનખાંન સુરતમાં રહ્યા. તે બાદ તેઓ કેટલાક દીવસ સુધી સુરતમાં રહ્યા, પરંતુ પેશ્વાના દરબારમાં અંગ્રેજ સરકારના વકીલ તરીકે નીમવામાં આવ્યા."

"નવાબ મીર નુરૂદ્દીન હુસેનખાંન સાહેબને સાત દીકરા હતા. પહેલા ફખરૂદીન જેઓ પેશ્વાના દરબારમાં પેશકાર હતા. બીજા નિજામુદ્દીન નિઝામ સરકારમાં "નવાબ નિઝામ જંગ બહાદૂર" ના ખિતાબ સાથે સરદાર હતા. ત્રીજા નસીરૂદીન "સુલતાન નવાબ જંગ બહાદુર" આ ખિતાબ તેમને દીલ્હી સરકાર તરફથી થયેલો હતો. એમને ગોવીદરાવ મહારાજ વડોદરે લાવ્યા અને ગાયકવાડ સરકારના રાજ્યમાં સરદાર બનાવ્યા. ચોથા, કમાલુદ્દીન નાગપુરના ભોંસલે સરકારને ત્યાં હતા. પરંતુ સંવત ૧૮૫૬ ની સાલમાં મીર નસીરૂદ્દીન હુસેનખાંન અમદાવાદની લઢાઇમાં શહીદ થયા પછી, તેમની આસામી કાયમ રાખવા માટે તેમને ગોવિંદરાવ મહારાજે નાગપુરથી બોલાવ્યા, એટલે તેઓ વડોદરે આવ્યા. પાંચમા સદરૂદીન હૈદ્રાબાદ સરકાર તરફથી "યાવરૂદ્દોલા બહાદુર" નો ખિતાબ અને ઔરંગાબાદની સુબાગીરી સોંપવામાં આવી. છઠ્ઠા મીર શરફુદીન હુસેનખાંન અને સાતમા મીર જમાલુદ્દીન હુસેનખાંને જાહેરમાં ભાગ લીધો હોય એમ જણાતું નથી.

સંવત ૧૬૩૧ ના પોષ મહીનામાં નવાબ મીર કમાલુદીન (બીજા) ને તેહનાતી લશ્કરની સુબાગીરી મળી. અને તેમના મરણ સુધી ચાલી......... ..અને નવાબ સાહેબના નામે દર સાલ રૂ. ૮૦૫૮૨

ની નીમણોક કાયમ થઇ. તા. ૧૨ માહે માર્ચ સન ૧૮૮૫ ના દીવસે મીર કમાલુદ્દીન હુસેનખાંન મરણ પામ્યા. આ પછી મીર નુરૂદ્દીન હુસેનખાંન સાહેબ (શ્રી હસીના બેગમ સાહેબાના પિતા)ના નામે તા. ૨૦ જુન ૧૮૮૫ ના દીવસે મો બદલો થયો. એમના નામે દર સાલ રૂ. ૫૪૮૫૮ ની નીમણોક કાયમ રહી. આ નિમણોક ઉપરાંત બ્રિટીશ સરકાર અને ગાયકવાડ સરકારના રાજ્યમાં ઘણાં જાગીરી ગામો પણ હતાં.

શ્રી. હસીના બેગમ સાહેબાથી હાલના પીર સૈયદ મહેરહુસેન સાહેબનો જન્મ હીજરી સન ૧૩૧૮ ના જમાદીઉલ આખર મહીનાની તારીખ બાવીસમીના રોજ ઇલોલ મુકામે થયો.

પીર બાવાશ્રી એહમદ હુસેન સાહેબ (રેહ.) ની વફાત હીજરી સન ૧૩૩૮ ના ઝિલકાદ માસની ૨૭ મી તારીખે થઇ. એમના જનાઝા સાથે હઝારો મુરીદો ઉપરાંત પાલણપુરના રાજ્યકર્તા નામદાર નવાબ સાહેબ પોતાના ઓફીસરો અને સરદારો સહીત પધાર્યા હતા. મર્હુમ પીર એહમદહુસેન સાહેબ (રેહ.) ને એમના બુજુર્ગોના રોજાની અંદર પાલણપુર રાજ્યના મેતા ગામમાં દફન કર્યા, અને એમની કબર ઉપર આરસ પત્થરની છત્રી બાંધવામાં આવી. એમનો ઉરસ દર સાલ ઝિલકાદ મહીનાની તા. ૨૭–૨૮ ના રોજ થાય છે. તે વખતે દુર દુરના ગામોથી હજારો મોમીનો ત્યાં આવે છે અને ઘણી ધામધૂમથી ઉર્સ થાય છે.

પીરશ્રી એહમદહુસેન સાહેબ (રેહ.) પ્રત્યે એમના મુરીદો કેવા માન અને પ્રેમની લાગણી ધરાવતા હતા અને એમના અંતઃકાળના સમાચારથી ભાવિકોને કેટલો આઘાત થયો, અને તેઓએ પોતાના શોક–ગમની લાગણી કેવી રીતે પ્રદર્શીત કરી, તેના માટે અમો, મુંબઇથી પ્રગટ થતા "મુમન મિત્ર" માસિકના હીજરી સન ૧૩૩૮ ના રજબ મહીનાના અંકમાં "એક નોંધ" ના મથાળા હેઠળ છપાએલા લેખનો ટુંક ઉતારો અત્રે આપી, પીર સાહેબના કુટુમ્બનો પૂર્વ ઇતિહાસનો સંક્ષિપ્ત અહેવાલ સમાપ્ત કરીશું.

## "એક નોંધ."

"આપણા બુજુર્ગ પીરો મુરશદ જનાબ સૈયદ એહમદહુસેન સાહેબની પુર મલાલ વફાત જીલકાદ માસની તા. ૨૭ ને રવીવારની રાત્રે શુમારે આઠ વાગે થઇ હતી. (ઇન્નાલીલ્લાહે વ ઈન્નાઈલેહે રાજેઉન) આ દર્દનાક ખબર જ્યારે ચોમેર ફેલાઇ હતી ત્યારે મુમન ભાઇઓ કે જે તેમના મુરીદો છે તે તથા બીજી કોમોના દીલોને સખ્ત આઘાત થયો હતો અને બધાના દીલ પર અતિશય ગમગીની છવાઇ ગઈ હતી, પણ "મરજીએ મવલા અજ હમા અવલા" નો મંત્ર જપી પોતાના દીલોમાં સબુરી અખત્યાર કીધી હતી.

"વફાતની ખબર સાંભળી તમામ ગામોના મુમન ભાઈઓએ પોતાનો ધંધો રોજગાર બંધ રાખી, મજલીસો અને જમણ કર્યાં હતા. તેવી જ રીતે મુંબઇમાં પણ સોમવારે વફાતની ખબર તાર મારફતે મળતાં, મંગળવારે ગાડીઓ સંબંધ તેમજ બીજો ધંધો રોજગાર બંધ કરી રાત્રે તમામ મુમન ભાઇઓએ પોતપોતાના મહોલ્લાઓમાં મજલીસો તેમજ બીજા દિવસે જમણ વીગેરે કરી તેનો સવાબ મરહુમ પીર સાહેબને પહોંચાડયો હતો."

"મરહુમ પીર એહમદહુસેન સાહેબનો જન્મ મુબારક સંવત ૧૬૧૮ ના અષાડ સુદ ૭ એટલે ઇસ્લામી તારીખ ૬ મહોરમ ૧૨૭૯ હી. ને શુક્રવારે થયો હતો. તેઓ પોતાના વાલિદે બુજુર્ગવાર જનાબ પીર હસનઅલીની નેક નસીહત પ્રમાણે અને અગાઉ ગુજરેલ, તેઓના વડીલોના પગલે ચાલી, મુમન કોમ કે જે તેઓની મુરીદ છે, તેઓને દીનના રસ્તે ચલાવવા બહુ જ સારી રીતે નસીહતો કરતા હતા. આપ બહુ જ સાદા સ્વભાવના તથા બહુ જ મિલનસાર હતા. આપની માયાળું તબીયતના લીધે હરેક મુરીદ આપનાથી બહુ જ ખુશ રહેતો.........વીગેરે.

("મુમન મિત્ર" માહે રજબ સન ૧૩૩૮.)

# પીર સૈયદ મહેરહુસેન સાહેબ જાફરી, ચિશ્તીનું સંક્ષિપ્ત જીવન વૃતાંત.

પીર સૈયદ મહેરહુસેન સાહેબનો જન્મ મુબારક ઇલોલ મુકામે હીજરી સન ૧૩૧૮ ના જમાદીઉલ–આખર માસની તા. ૨૨ ના રોજ થયો હતો. એમની વંશાવલી પ્રમાણે હજરત ઈમામ જાફર સાદિક (અલે.) થી ગણતાં પીર સાહેબ ૩૬ મા પુરૂષ થાય છે. અને હજરત પીર મશાયખ ચિશ્તી રહે. (બીજા) થી ગણતાં તેઓશ્રી ૮ આઠમાં પુરૂષ થાય છે.

પીર સાહેબ બાલ્યાવસ્થાથીજ ચંચળ સ્વભાવ અને ગંભીર તથા શાંત પ્રકૃતિના હતા. તેમણે બચપણથીજ પોતાના સદ્‌ગુણો વડે સર્વની ખાત્રી કરી આપી હતી કે, ભવિષ્યમાં તેઓ એક ઉત્તમ ધર્મગુરૂ નિવડશે. એમણે અરબી, ફારસી, ઉર્દુ તથા ગુજરાતીનો અભ્યાસ કર્યો છે. અને જરૂર પૂરતું અંગ્રેજી જ્ઞાન પણ મેળવ્યું છે. ધર્મશાસ્ત્રનું જ્ઞાન પણ સારી રીતે ધરાવે છે; અને હાલ પણ આ વિદ્યાવિલાસી પીર સાહેબ પોતાને ફુરસદનો જે વખત મળે છે, તે ધાર્મિક તથા આત્મજ્ઞાનના પુસ્તકોના અભ્યાસ અને અધ્યયનમાં વ્યતિત કરે છે.

તેઓ પોતાના મહાન વડવાઓની માફક ધર્મનો પ્રચાર કરવામાં ઘણા હોંશીયાર છે. અને ચાલુ પદ્ધતી મુજબ ધર્મનાં પ્રવચનો કરે છે, અને મુરીદોમાં તેમનું ઉંચા પ્રકારનું માન છે. એક ધર્મગુરૂને છાજે એવી એમની હરેક રીતભાત છે. એ પોતે સૂફી છે. એટલે જનસમાજ પ્રત્યે પ્રેમ અને દયાભાવ એમના લાક્ષણિક ગુણો છે. પોતાના વ્યાખ્યાનમાં અન્યધર્મો ઉપર અયોગ્ય પ્રહાર કરવાનું એ પસંદ કરતા નથી; તેમ ધાર્મીક ઝઘડાઓ તથા કલેશકર મતમતાંતરોને એ ધિક્કારે છે અને એમના મુરીદોને પણ હંમેશ સુલેહ શાંતિની સાથે નીતિમાન જીવન ગુજારવાનો બોધ આપે છે, એમણે મુરીદોમાં ધાર્મીક તથા સામાજીક વિષયો ઉપર કરેલા ઘણા વ્યાખ્યાનો–પ્રવચનો ઉપરાંત પોતાના પ્રભાવશાળી બુઝુર્ગોની માફક પદ્યમાં પણ ઘણાં

બોધદાયક બયાન રચેલાં છે, એમના વ્યાખ્યાન સાંભળી મોમીન કોમ સિવાય બીજી કોમના લોકોના દિલ ઉપર પણ સારી છાપ પડે છે. અને તેઓ પણ એમના પ્રત્યે માન તથા શ્રદ્ધાની લાગણી ધરાવે છે. ગદ્ય અને પદ્યમાં એમનાં પ્રવચનો એટલા બધાં થયાં છે કે, જો તે બન્નેના ઈલાયદાં પુસ્તકો પ્રગટ થાય તો અમને ખાત્રી છે કે, મોમીન કોમ ઉપરાંત અન્ય લોકોના માટે પણ તે અતિ બોધદાયક અને શિક્ષણીય સાબીત થશે.

ચાલુ જમાનામાં પોતાના મુરીદો પછાત ન રહી જાય અને તેમની ઉન્નતી થાય એ હેતુથી તેમની અંદર કેળવણીનો પ્રસાર કરવા પીરસાહેબની કોશીષો અને સતત પ્રયાસ ચાલુ છે, અને ગામે ગામ મદ્રેસા સ્થાપન કરવા તથા બાળકોને કેળવણી આપવા માટે મુરીદોને બોધ આપે છે; તેમ તન, મન અને ધનથી દરેક રીતે એવા કામોને ઉત્તેજન આપે છે. કેળવણી સંબંધી એમની કોશીષો કેટલેક અંશે ફળીભૂત પણ થઇ છે.

વળી પોતે ઉદાર દિલના અને સખાવતી પણ છે અને તે સખાવત એકદેશી નહી કરતાં, સાર્વજનિક તથા પરમાર્થના કામો માટે ઘણી સખાવતો કરે છે, છતાં એમણે જે પરોપકાર અને પુણ્યના સત્કાર્યો માટે સખાવતો કરેલી છે તેની જાહેરાત અને પ્રસિદ્ધિને બિલકુલ પસંદ કરતા નથી, અને ગુપ્ત રીતે વિદ્યાવૃદ્ધિના કામોને તથા બીજી અનેક સંસ્થાઓને એમના તરફથી જરૂરી મદદ મળતી રહે છે. તેમજ ગરીબ વિદ્યાર્થીઓને સહાયતા કરવા સારૂ એ હંમેશ તત્પર રહે છે. પોતાની લક્ષ્મીનો કેવળ મોજશોખમાં ઉપયોગ ન કરતાં સાર્વજનિક સખાવત કરનારા એમના જેવા મહાન પુરૂષોજ હોઇ શકે.

કેળવણી પ્રત્યે તેમની સારી લાગણી હોવાથી "મુંબઇ પ્રેસીડન્સી એજ્યુકેશનલ કોનફરન્સ" જે પુના ખાતે સર અલી મોહમદખાન દેહલવીના પ્રમુખપણા હેઠળ મળી હતી, તેમાં ભાગ લેવા માટે મરહૂમ ઓનરેબલ સર હારૂન જાફર મેમ્બર ઓફ કાઉન્સીલ

ઓફ સ્ટેટ, એમણે પીર સાહેબને ખાસ આમંત્રણ આપી પુને બોલાવ્યા હતા અને કોનફરન્સના એક દિવસની બેઠકમાં પ્રમુખસ્થાન પણ આપ્યું હતું.

બ્રિટીશ, વડોદરા, પાલણપુર તથા ઇડર રાજ્યની હદમાં રહેતા એમના મોમિન મૂરીદો હજારોની સંખ્યામાં ફેલાયેલા છે, આ મોમિન કોમ ખેતી કરવામાં ઘણી કુશળ છે, તેમાં ઘણા ખરા વેપાર પણ કરે છે, તેઓ પોતાના ધર્મ અને પીર પ્રત્યે ઘણા શ્રદ્ધાળુ છે, એમનું કોમી બંધારણ સારૂ હોવાથી કંઇક અંશે એમની અંદર બદીઓ પણ ઓછી જણાય છે. કસુર કરનાર માણસ માટે જમાઅત તરફથી યોગ્ય પગલાં સત્વરે લેવાય છે. મોમિનો પોતાના ધર્મ અને જ્ઞાતી બંધારણને વળગી રહેવામાં ઘણા ચુસ્ત છે તેથી તેઓ બીજા મુસલમાનોથી જુદા માલુમ પડી આવે છે. તેમનો કોમી પહેરવેશ પણ એકસરખો છે, એટલે એ મોમીન તરીકે ઓળખાય છે. આ મોમીન કોમ મુળ તો હિન્દુ હોઇ, હજુ હિન્દુઓના કેટલાક રીવાજ તેમની અંદર અસ્તિત્વ ધરાવે છે. સ્ત્રીઓનો લિબાસ તો ખાસ કરીને હિન્દુઓ જેવો જ છે. તેઓ અહિંસાને માને છે અને તે પ્રમાણે વર્તે છે.

મોમિનોનું કોમી બંધારણ અને તેમના કેટલાક રીતરીવાજ તો એટલા બધા સારા છે કે અન્ય કોમો સાથે એ લોકો સુલેહ સંપ સાથે રહી શકે છે અને અર્થ વગરની કોમી તથા ધાર્મિક લડાઇનાં કારણો ઉપસ્થિત થતાં નથી. અમને ખાત્રી છે કે જો મોમિન કોમ પોતાના જ્ઞાતિબંધારણને મજબુતી સાથે વળગી રહેશે, તો બીજી ગેરવ્યવસ્થિત અને બંધારણ વગરની કોમો પેઠે એમની અંદર બદીઓ ઘર નહી કરે અને એમની આબાદી રહેશે.

મોમિન કોમ આપસની તકરારો માટે બનતાં સુધી કોર્ટ કચેરીનો આશરો નહી લેતાં, એમના પરા પૂર્વથી ચાલ્યા આવતા બંધારણને અનુસરીને પોતાની તકરારો પીર સાહેબ પાસે રજુ કરી,

સહેલાઇથી ઇન્સાફ મેળવે છે, અને કોર્ટમાં વખત તથા પૈસાની જે ખરબાદી થાય છે, તેનાથી બચી જાય છે. પીર સાહેબ જે ફેંસલો આપે છે, તેને તેઓ માન્ય રાખી તકરાર આગળ વધવા દેતા નથી. પીર સાહેબ મુરીદોની પરસ્પરની તકરારોનો સમાધાન કરવા અને ઇન્સાફ આપવાનું કામ ઘણી કાળજીથી અને સત્યતાપૂર્વક કરે છે. પોતાની સન્મુખ ન્યાય મેળવવાને આવનાર બંન્ને પક્ષકારો તરફ સમાન દૃષ્ટિથી જોઇને, નિષ્પક્ષપાતપણાથી ચોખ્ખો અને ઉમદા ન્યાય આપે છે, ઇન્સાફ આપતી વખતે તેઓ વ્યક્તીનો ખ્યાલ કરતા નથી. તેમ એમના આગળ ન્યાયના કામમાં જમાઅતમાં લાગવગ ધરાવનારા કોઇ આગેવાન વટીકની સીફારશ પેશ જતી નથી. તેથી કેટલીક વખત લાંચ રૂશવત ખાનારા લોકોને એમની એ ન્યાયી પદ્ધતી રૂચતી નથી.

ઉપર જણાવ્યા પ્રમાણે મોમીન કોમમાં જેવી રીતે પરસ્પરની પોતાની તકરારોનો નિવેડો લાવવાનો પ્રશંસાપાત્ર ધોરણ છે તેવી જ રીતે જો અન્ય લોકો પણ કોર્ટોમાં સમય અને સંપત્તિની ખરબાદી નહી કરતાં આપસમાં આરબીટ્રેશન (પંચ મારફતે) પોતાના ઝગડાઓનો નિકાલ કરતાં શીખે તો પક્ષકારોમાં સંપ કાયમ રહી આર્થિક તબાહી પણ થતી અટકે, એવી અમારી નમ્ર માન્યતા છે.

પીર સાહેબ પોતે વિદ્વાન હોઇ સુધારાના ચુસ્ત હિમાયતી છે, અને જ્યારથી ગાદીએ આવ્યા છે ત્યારથી તેઓશ્રી મુમન કોમમાં જડઘાલી બેઠેલા કુરીવાજો અને હાનિકારક રૂઢીઓ તથા બદીઓને નિર્મૂળ કરવા પ્રયત્ન કરી રહ્યા છે, અને નિર્ભયતાની સાથે મોમીન કોમને સુધારવા માટે બોધ આપે છે એમના એ સુધારક વિચાર અને કોશીશો કેટલાક રૂઢી ચુસ્ત પ્રણાલિકાવાદીઓ અને સ્વાર્થાંધ લોકોને પસંદ નહી હોવાથી, તેઓ પીર સાહેબના વિરૂદ્ધ પડી એમના દરેક કામમાં આડે આવે છે, અને અજ્ઞાન લોકોને ઉશ્કેરવાની યુક્તિઓ રચે છે, જેના કારણે પીરસાહેબને હેરાનગતી થઇ ઘણું આર્થીક નુકશાન પણ ખમવું પડયું છે. એ છતાં તેઓ પોતાનું

પવિત્ર કર્તવ્ય અને ફરજ હીંમતથી અને અડગપણે અદા કરી રહ્યા છે; અને મોમીન કોમને સુધારવા, એમની અંદર ધર્મભાવ જાગ્રત કરવા તથા એમને ઉન્નતીના માર્ગે લઇ જવા મથી રહ્યા છે. પ્રભુ જેને પોતાના હાથે ધર્મપ્રવર્તકના કામ માટે ઘડે છે તેને અસાર લોકોની વાતોથી શું અસર થાય? પીરસાહેબે પોતાના મળતાવડા સ્વભાવ અને સોજન્યતાના લીધે દેશી તથા યુરોપીયન બંન્ને મંડળોમાં સારો પ્રેમ અને માન મેળવ્યાં છે; હીંદના માજી વાયસરોય લોર્ડ રીડીંગ તથા મુંબઇ ઈલાકાના માજી ગવરનર સર લેસલી વિલસન સાહેબ સાથે એમની ઘણા માન સાથે મુલાકાત થએલી છે, અને બ્રીટીશ રાજ્યના ઘણાખરા અધિકારીઓ અમની સાથે સારો સંબંધ રાખે છે.

પીર સાહેબની લાયકાત અને એક અગ્રગણ્ય ધર્મગુરૂ તરીકેના મરતબાની કદર કરી શ્રીમંત ગાયકવાડ સરકારે એમને વડોદરા રાજ્યની ન્યાયની કોર્ટમાં જાતે હાજર થવાનું એકઝેમ્શન exemption આપવાનું માન આપેલું છે. તેવીજ રીતે પાલણપુર રાજ્યના હાલના રાજકર્તા નામદાર નવાબ સાહેબ બહાદુર પણ પીર સાહેબ પ્રત્યે ધર્મગુરૂ તરીકેની ઉંચા પ્રકારની માનની લાગણી રાખી તે પ્રમાણે તેમનો માન મરતબો સાચવે છે. અને પીર સાહેબને ત્યાં દરેક શુભાશુભ પ્રસંગે પ્રેમભાવ સાથે પધારી, પોતાના વડીલોના સમયથી ચાલ્યો આવતો સંબંધ જાળવે છે.

પાલણપુર, અમદાવાદ તથા વડોદરા રાજ્યમાં ઘણા ઠેકાણે એમની મિલકતો આવેલી છે અને પાટણ તાલુકામાં હૈદરપુરા નામનું એમની માલીકીનું એક ગામ પણ છે.

પીર સાહેબનાં લગ્ન મીર સાહેબ એહતેશામ અલીખાંન સાહેબ કે જેઓ, વડોદરા રાજ્યના ઉંચી કોટીના સરદાર છે અને ચિશ્તી વંશના નકવી આદાત પૈકીના છે; તેમજ વડોદરા રાજ્યના સાવલી તાલુકામાં આવેલા ગોઠડા ગામના ઈનામદાર છે, એ સાહેબની પુત્રી શ્રી વઝીરૂન્નીસા બેગમ સાહેબાથી હીજરી સન ૧૩૩૪ માં વડોદરા મુકામે ઘણા ઠાઠથી થયેલું છે અને તેમનાથી ૪ ચાર પુત્રો થયા છે.

જેમના નામ (૧) સૈયદ ઝહીરહુસેન, (૨) સૈ. વસીમએહમદ (૩) સૈયદ નાદિરૂલ–હસન (૪) સૈ. વિલાએ–હેદરઃ એમને કેળવણી તથા ધાર્મિક સંસ્કારોનું જ્ઞાન આપવા માતા–પિતા બંને ઘણી કાળજીપૂર્વક પ્રયત્ન કરી રહ્યા છે.

પીર સાહેબના એક નાના ભાઇ પણ છે. એમનું નામ સૈયદ રિયાઝહુસેન છે, એમને પણ પીર સાહેબે સારી કેળવણી અપાવેલી છે.

પીર સૈયદ મહેરહુસેન સાહેબ પરમ સુશીલ, સાત્વિક વૃત્તિના તથા આડંબર રહિત અને નિરાભિમાની છે. તેમના સ્વભાવમાં મીલનસારપણું એવું તો ઉત્તમ છે કે એમના સહવાસમાં જે આવે છે તેના ઉપર પોતે ખરા દીલથી સ્નેહભાવ રાખે છે. અને તેમના ગુણ પ્રભાવથી સામા માણસના દિલમાં પણ તેમના પ્રત્યે પ્રેમ તથા પૂજ્યભાવ ઉત્પન્ન થાય છે. વળી દયાનો ગુણ જે સર્વ મહાન પુરૂષોમાં હોવો જોઇએ તે એમનામાં સંપૂર્ણ રીતે છે. તેમની પ્રકૃતિમાં ધીરજ અને સહનશીલતા અદ્દભુત રીતે વ્યાપ્ત છે. તેમના કેટલાક અજ્ઞાન તથા સ્વમતાભિમાની વિરોધીઓ તરફથી થતી અયોગ્ય ટીકા અને નિંદાને એ ગંભીરપણે સહન કરે છે અને લેશ માત્ર પણ એનો ખ્યાલ કર્યા વગર હિંમતથી ધર્મ પ્રવૃતિના કામમાં મશગૂલ રહે છે. અને મિથ્યા વાદવિવાદ કરવાનું પસંદ કરતા નથી. એમના વિચાર ઘણા પ્રૌઢ વિશાલ અને ઠરેલા છે. ધર્મપ્રચારકનો મુખ્ય ગુણ જે અક્રોધ તે પીર સાહેબમાં સંપુર્ણ રીતે મોજુદ છે.

**નોટ :—**

પીર સાહેબના કુટુમ્બના પૂર્વ ઇતિહાસ માટે અમોએ "પ્રીચીંગ ઓફ ઈસ્લામ" "ફાતમીદા, વતે ઇસ્લામ" "અખબારૂલ અખયાર" "મીરાતે એહમદી" "ખમીનતુલ–અસ–ફીયા" "દિવાને પીરમશાયખ ચિશ્તી" વિગેરે પુસ્તકો તથા મોમીન કોમના બયાનીયોથી હકીકત મેળવી છે. અને હાલના પીર સાહેબના જીવન વૃત્તાંત માટેની માહીતી એમને સારી રીતે જાણનાર હિંદુ મુસલમાન મોમિન સદ્દગૃહસ્થોથી મેળવી લખ્યું છે. આ બધી હકીકત ટુંકાણમાં લેવાએલી હોવાથી એમાં ઘણી અપુર્ણતા રહી ગઇ હોય તો વાચકો ક્ષમા કરશે.

**પ્રકાશક.**

# પ્રસ્તાવના.

ગૂજરાત પાટણના સુપ્રસિદ્ધ સંગ્રહકર્તા રા. મગનલાલ શંકરભાઈએ 'સાદી શિખામણ' પુસ્તકની બીજી નવીન આવૃત્તિની પ્રસ્તાવના લખી મોકલવા મને ફરમાન કર્યું છે. આ અમૂલ્ય અવસર મને પ્રાપ્ત થયો તેને માટે હું રા. મગનલાલનો જેટલો ઉપકાર માનું તેટલો ઓછો છે. પાટણમાં મ્હારા દસ વર્ષના નિવાસ દરમીઆન રા. મગનલાલના સહવાસમાં હું વારંવાર આવતો. તેમના પરિચયમાં આવ્યો ત્યારથી જ તેઓ સંસ્કારી ગૃહસ્થ છે એવી મ્હારા મન ઉપર છાપ પડી. ત્યારબાદ તેમનાં પુસ્તકોની મને ભેટ મળતી રહી તેમાંથી મને ઘણું જાણવાનું મળ્યું. અંગ્રેજી સાહિત્યમાં શિખામણનાં પુસ્તકો સારાં અમે જાણ્યાં છે, પરંતુ ગૂજરાતી ભાષામાં જૂજ છે એમ કહીએ તો ચાલે. રા. મગનલાલભાઇએ 'સાદી શિખામણ' પુસ્તકના આઠ ભાગ પ્રસિદ્ધ કર્યા છે. દરેક પુરતકમાં જ્ઞાનનો ભંડાર ભરેલો છે.

'Ars Langa–Vita Brevis'–Art is long–life is short' લેટીન કહેવત છે આવા પ્રસંગે ગૂજરાતી સાહિત્યમાંથી પણ પુસ્તકોની પસંદગી કરવી મુશ્કેલ થઇ પડે છે. તેવા પ્રસંગે રા. મગનભાઇનાં 'સાદી શિખામણ'નાં પુસ્તકો વાંચકને આશીર્વાદ સમાન નીવડે છે. મ્હારે કબૂલ કરવું જોઇએ કે ગૂજરાતી સાહિત્યનાં પુસ્તકોની પ્રસ્તાવના લખવા મને પ્રસંગ પ્રાપ્ત થયો નથી. આ પ્રથમ પ્રયત્ન હોવાથી અન્ય વિદ્વાન લેખકોએ લખેલી પ્રસ્તાવના જેવી તો નહીંજ લખી શકાય. પરંતુ તેમની આજ્ઞાને આધીન થઇ યથાશક્તિ પ્રસ્તાવના લખવી તો જોઈએ જ.

સાદી શિખામણના પુસ્તકો એ ફક્ત ગમે તેવા વિચારોનો સંગ્રહ નથી, પણ અનુભવના ઉદ્દગારો છે. લેખક બહુશ્રુત હોઇને

વાંચન પણ બહોળું હોય ત્યારેજ એકલે હાથે વ્યવહારના આવા અનુભવો એકત્ર કરી શકાય. દૈનિક સાંજવર્તમાનમાં તેમનાં જે આવા અનુભવી ગદ્ય પદ્ય ફકરાઓ પ્રસિદ્ધ થતાં તે વાંચી દરેક જણાને નવું જુનું કંઇ પણ જાણવા જેવું મળ્યા વગર રહેતું નથી.

આવાં પુસ્તકો સાદી શિખામણ રૂપે આબાલવૃદ્ધ અને સામાન્ય રીતે સ્ત્રી પુરૂષોને બહુજ ઉપયોગી થઇ પડે છે. કોઇ ફુલછાબમાં નિર્દોષ આનંદ મળે છે, તો કોઇમાં વળી આવેલી ગુંચવણ કેમ ઉકેલવી તેનો રસ્તો પણ મળી આવે છે. કેટલીક ન્હાની વાતો બાળક, વિદ્યાર્થીઓ અને સ્ત્રીઓને પણ રસિક લાગવા સાથે અનુભવનો લાભ આપ્યા વગર રહેતી નથી.

આ પુસ્તકમાં એકલવ્ય, ભારવિ કવિ, ખટવાંગરાજા, અને વેનરાજા વગેરે પૌરાણિ વાતો દૃષ્ટાંત રૂપે આપીને લોકોની વાંચન રૂચિને કેળવવા પ્રયાસ કર્યો છે. આંગ્લ લેખક જેમ્સ એલન, જેમનાં ઘણાં પુસ્તકોનાં ગુજરાતી ભાષાંતરો થયાં છે, તેમના પણ કેટલાક અવતરણો આપી ઇતર ભાષાની પણ જ્ઞાનની લ્હાણી કરી છે.

એકલે હાથે આટલા બધા જુદા જુદા ભાગમાં જુદા જુદા ફકરાઓ, મ્હાવરાઓ, અનુભવનાં ઉદ્દગારો, ગમ્મત સાથે જ્ઞાન આપનારા પાત્રો ઉમેરીને ગુજરાતની જનતાને વાંચન તરફ અભિરૂચિ કરાવનાર ભાઇશ્રી મગનભાઈને ખરેખર ધન્યવાદ ઘટે છે.

આ મણકામાં, કેડેથી નમેલી ડોશી, વકીલની સલાહ વાળી વાતનો નુસ્ખો, 'વણઝારાનો બળધીઓ વગેરે રમુજી ટુચકો નિર્દોષ આનંદ સાથે સાદી શિખામણ તરીકે આબાદ કામ કરે છે.

સાધારણ અલ્પવયસ્ક બાળકો, વિદ્યાથીંઓ અને થોડું ઘણું લખી વાંચનારાઓ પણ આ પુસ્તક વાંચીને પછી આવી રમુજી વાતો ભૂલી શકતા નથી. સીધું સાદું અને સરળ ઘરગથ્થું વાંચન આ મણકાઓ પુરૂં પાડે છે.

સાંસારિક અનુભવ આપવા ઉપરાંત, વૈરાગ્ય, તેમજ સાંસારિક મોહને ફટકાવનારાં પણ દષ્ટાંતો છે અને તેથી મિથ્યાભિમાન ઉપર આબાદ ફટકો પડે છે.

આવી સાદી અને સરળ શિખામણો અભણ ખેડુતોને પણ સાંભળવી ગમે છે! એજ આ પુસ્તકનું પ્રમાણપત્ર છે; આથી વધારે સરસ સર્ટિફિકેટ શું હોઇ શકે? હજુ પણ પરમાત્મા તેમને સાહિત્ય સેવા કરવા પ્રેરણા કરે. ઇતિ.

રણછોડ ભુવન, **અમરેલી.**
તા. ૧૫-૮-૩૧.
શ્રાવણ સુદ ૨ શનિવાર.

લી.
**ડૉ. લાલભાઇ ધોળકીઆ**
બી. એ.
એમ. આર. એ. એસ. (લંડન.)

# અનુક્રમણિકા.

## કુલછાબ પહેલી.



## કુલછાબ બીજી.



## કુલછાબ ત્રીજી.

## ફુલછાબ ચોથી.



## ફુલછાબ પાંચમી.

## ફુલછાબ છઠ્ઠી.



## ફુલછાબ સાતમી.



## ફુલછાબ આઠમી.

## કુલછાબ નવમી.



## કુલછાબ દશમી.



## કુલછાબ અગીઆરમી.



## કુલછાબ બારમી.

## કુલછાબ તેરમી.



## કુલછાબ ચૌદમી.



## કુલછાબ પંદરમી.

## ફુલછાબ સોળમી.



## ફુલછાબ સત્તરમી.



## ફુલછાબ અઢારમી.



## ફુલછાબ ઓગણીસમી.

## કુલછાબ વીસમી.



## કુલછાબ એકવીસમી.



## કુલછાબ બાવીસમી.



## કુલછાબ તેવીસમી



## કુલછાબ ચોવીસમી.

## કુલછાબ પચીસમી.



## કુલછાબ છવીસમી.



## કુલછાબ સતાવીસમી.



## કુલછાબ અઠાવીસમી.

## ફુલછાબ ઓગણત્રીસમી.



## ફુલછાબ ત્રીસમી.



## ફુલછાબ એકત્રીસમી.



## ફુલછાબ બત્રીસમી.



## ફુલછાબ તેત્રીસમી.

## કુલછાબ ચોત્રીસમી



## કુલછાબ પાંત્રીસમી



## કુલછાબ છત્રીસમી



## કુલછાબ સાડત્રીસમી.



## કુલછાબ આડત્રીસમી.

# બે બોલ.

મુંબઈમાં પ્રસિદ્ધ થતા દૈનિક સાંજ વર્ત્તમાન નામના પેપરમાં ઘણા લાંબા સમયથી "સાદી શિખામણ" નો વિષય મ્હારા તરફથી લખવામાં આવતો હતો. તે વિષય ઘણા વાંચકવૃંદને પસંદ પડવાથી પુસ્તક રૂપે પ્રસિદ્ધ કરવા અનેક પત્રો મ્હારા તરફ આવેલ, પરન્તુ તે વખતે યોગ્ય સગવડ નહિ મળવાથી તે કાર્ય તુરતમાં મ્હારાથી બની શક્યું નહિ. પણ તે વખતે મ્હારા એક શિષ્યે તે કામ પોતાના માથે ઉપાડી લેવાથી મેં તેમને પહેલો ભાગ પ્રસિદ્ધ કરવાની પરવાનગી આપી. પણ તે બહાર પડતાં બીજો ભાગ રાવબહાદુર દાનવીર શેઠ ફીલાચંદ દેવચંદ જે. પી. ની સહાયતાથી તુર્તમાં બહાર પડયો. તે લોકોને એટલો બધો પસંદ પડયો કે ઉપરાઉપરી અનેક માંગણીઓ થવા લાગી એટલુંજ નહિ પણ દાનવીરોના આશ્રયથી ત્રીજો, ચોથો ને પાંચમો ભાગ બહાર પડયા. તે વખતે વાંચક વર્ગે પહેલા ભાગની ઉપરાઉપરી માગણી કરવા માંડી એટલે મેં તુર્તમાં દશ ફોર્મનો કાચા પુંઠાનો પહેલો ભાગ બહાર પાડયો. પણ પાકા પુંઠાના સાત ભાગ આગળ તેની સરખામણી નહિ થતાં મ્હારા પરમ સ્નેહી વકીલ જીભાઇ કહાનજીભાઇના અખંડ પ્રયાસ ને આશ્રયથી આ પહેલા ભાગની બીજી આવૃતિ પાકા પુંઠાની સોનેરી નામ સાથે ઉત્તમ કાગળોમાં બહાર પડે છે. તેનું માન મ્હારા મિત્ર વકીલ જીભાઇ સાહેબનેજ ઘટે છે. કારણ કે આ પહેલા ભાગને બીજા સાત ભાગોની બરોબર કરવાને માટે તેમની મુળથી લાગણી હતી અને તે માટે મ્હારા તરફથી તેઓ સાહેબે વખતોવખત ઘણો પ્રયાસ કરેલો છે તેના ઉપકારનો યોગ્ય બદલો હું યત્કિંચિત્ આપી શકું તેમ નથી પણ મ્હારા આ પુસ્તકમાં તેમનું પવિત્ર નામ જોડી હું પરમાનંદ માનું છું.

શરૂઆતથીજ તેઓ સાહેબને મારાં સાદી શિખામણનાં પુસ્તક વિષે ભારે માન હતું અને પોતે ઉત્સાહને હિંમતથી કન્યાદાન જેવા માંગલિક પ્રસંગમાં આવા પુસ્તકોની લહાણી પુત્રીઓને વિદ્યાદાનમાં આપી ભારતવર્ષની કન્યા કેળવણીમાં એક દાખલો બેસાડયો છે. પ્રભુ તેમને તંદુરસ્ત ને સુખી હાલતમાં રાખો એ જ અંતિમ પ્રભુ પ્રાર્થના છે.

નીતિ ને ધર્મના વિષયમાં જેનું મન રંગાએલું છે તેને આવાં પુસ્તકો અતીશય પસંદ પડે છે, પણ વિષયમાં રંગાએલા રસીલા પુરૂષોને વખતે આવાં પુસ્તકો નિરસ લાગે કેમકે એક સ્થળે એક કવિએ કહ્યું છે કેઃ—

" જેને જેનો સ્વાદ નહિં, તે તેને નહિ ચહાય;
દુષણ આપી દ્રાક્ષને, કાગ લીંબોળી ખાય. "

આ મહાત્માની પ્રસાદી નિરનિરાળે સ્થળેથી ભટકી ભેગી કરી છે. એટલે તેમાં દોષની દ્દષ્ટિએ નહિ જોતાં સાર જેવું લાગે તો તે ગ્રહણ કરવા વિનંતી છે. બાકી સંસારમાં દોષ વિનાનું કોઇ નથી માટે જેમ બને તેમ ગુણગ્રાહક થવું જોઇએ.

મુ. **પાટણ.**
( ઉત્તર ગુજરાત, ડૉ. પંડયા રોડ સંવત ૧૯૮૭ ના શ્રાવણ સુદી ૧૫ બળેવ. )

વિ. સેવક,
**મગનલાલ શંકરભાઈ પટેલ.**
સાદી શિખામણના પ્રકાશક.



મગનલાલ શંકરભાઇ પટેલ,
સાદી શિખામણના પ્રકાશક.
મુ૦ પાટણ (ઉ. ગુજરાત.)

Krishna Press, Mangaldas Rd., Bombay 2.

# સ્પેશિયલ ટ્રેનમાં મારી યાત્રા.

મુંબઇ સેંટ્રલ સ્ટેશનથી તા. ૨૦-૬-૩૧ ના રાતના નવ વાગે ઉપડનારી ટ્રેનમાં હું એક પેસેન્જર હતો. એ ટ્રેન આણંદ થઈ ડાકોરજી જવાની હતી. આણંદના જંકશને કેટલાક પેસેન્જરોએ રેલ્વેના અમલદારો સાથે ત્રણને બદલે એક ખાનામાં પાંચ પેસેન્જરો બેસાડવાને માટે વાંધો ઉત્પન્ન કર્યો અને તેને લઇ અમો ટાઇમસર ડાકોરમાં જઇ પહોંચ્યા નહોતા. અમે બે કલાક મોડા ડાકોરમાં પહોંચ્યા હતા. ડાકોર એ યાત્રાનું પવિત્ર સ્થળ છે ત્યાં રણછોડ-રાયજીની મૂર્તિ છે. તેના વિષે એવી વાત ચાલે છે કે પૂર્વે બોડાણો કરીને એક ક્ષત્રી ભક્ત થઇ ગયો હતો તે દર પૂર્ણિમાએ ડાકોરજી પગ રસ્તે ચાલીને હાથમાં તુલસી વાવી દ્વારકાં જઇ દર્શન કરતો હતો ને રણછોડરાયજીને તુલસી ચડાવતો હતો. તે સંવત ૧૨૧૨ માં જ્યારે વૃદ્ધ થયો ત્યારે રણછોડજીએ તેના પર પ્રસન્ન થઇ તેની સાથે ડાકોર જવાનું કહ્યું. અને તે દિવસે બોડાણો અરધી રાત્રે મંદીરમાં ગયો તો મંદીરનાં તાળાં વાસેલાં બારણાં ઉઘડી ગયેલાં જોયાં. પછી ત્યાંથી રણછોડજીની મૂર્તિ ઉપાડી એક ગાડામાં મુકી બોડાણો ચાલ્યો. ભગવાનની કૃપાથી સવારમાં તે ડાકોરમાં આવ્યો. દ્વારકાંના ભક્તોએ સવારમાં મંદિરમાં તપાસ કરવાથી મૂર્તિ નહિ દેખવાથી બોડાણા ઉપર શક ગયો. બ્રાહ્મણો તુરત ડાકોરમાં આવ્યા, પણ બોડાણે ગોમતીજીમાં મૂર્તિ સંતાડી દીધી. દ્વારકાના ગુગળી બ્રાહ્મણોએ ભાલા-વતી મૂર્તિની શોધ કરી. તેમાં એક ભાલો મૂર્તિને વાગ્યો છે તેનું ચિન્હ હાલ પણ છે. બોડાણે કહ્યું તમે મૂર્તિની ભારોભાર સોનું લઇ જાઓ પણ મૂર્તિ આંહી રહેવા દો. ગોમતીને આરે કાંટો માંડી મૂર્તિ તોળવા માંડી. એક ત્રાજવામાં મૂર્તિ મુકી અને બીજામાં ઘણું સોનું મુક્યું પણ મૂર્તિ ઉપડી નહિ, તેથી બીજું સોનું લાવવું

પડશે એ ચિન્તાથી બોડાણો ગભરાયો પણ તેને સ્વપ્નામાં રણછોડ-રાયજીએ કહ્યું તારી સ્ત્રીની વાળી તથા તુલસીનું એક પાન એક ત્રાજવામાં મુકી બીજા ત્રાજવામાં મૂર્તિ મુકી તોલ કરજે તેથી વાળીનું તોલ વધશે. બીજે દિવસે બોડાણે બધું સોનું લઇ લીધું. માત્ર એક ત્રાજવામાં પોતાની સ્ત્રીની સવા વાલની સોનાની વાળી તથા એક તુલસીનું પાન મુકયું અને બીજા ત્રાજવામાં મૂર્તિ મુકી તો વાળી વજનમાં વધી અને તે ત્રાજવું નીચે બેઠું. તેથી સરત પ્રમાણે બ્રાહ્મણોએ વાળી લઇ જવાનું ઠર્યું ને પુજારીઓને પણ સ્વપ્નામાં રણછોડરાયજીએ જણાવ્યું કે તમે હવે તકરાર કર્યા વિના તુર્ત ચાલ્યા જાઓ, માત્ર દ્વારકામાં ગોમતી ગંગાનું મહાત્મ રહેશે. તમે દ્વારકાં જાઓ ત્યાં તમને લાડુવા ગામની પાસે સાવિત્રી વાવમાંથી એક મારી મૂર્તિ મળી આવશે. તેને આજથી દશ મહીને કાઢી તમારે બેટ દ્વારકામાં સ્થાપન કરવી. હું રોજ સાત પહોર ડાકોરમાં ને એક પહોર દ્વારકામાં રહીશ. આ પ્રમાણે પુરાણોમાં કથા છે. ડાકોરમાં રણછોડરાયનું મંદીર ઘણું મોટું ને ઉત્તમ કારીગરીવાળું છે. ત્યાં ગોમતી તળાવ છે ત્યાં ઘણા બ્રાહ્મણો બેસે છે. યાત્રાવાસીને દેવદર્શન કરાવે છે. આંહી અમારી ગાડી બાર કલાક રોકાઇ હતી. બપોરે ટ્રેન આવવાથી ચાર વાગે દર્શન થયાં હતાં. ત્યારબાદ રસોઇ વિગેરેની તૈયાર કરવાને માટે પેસેન્જરો સર્વે રોકાયા. રાતના નવ વાગે અમારી ટ્રેન ઉપડી હતી તે ઉજ્જનમાં આવી.

## ઉજ્જન.

તા. ૨૨–૬–૩૧ ને સોમવારના રોજ ૩–૨૦ મીનીટે અમારી સ્પેશિયલ ટ્રેન ઉજ્જનના સ્ટેશને આવી પહોંચી હતી. પ્રભાત થતાં લોકોને જાણ થઇ દાતણ પાણી કરી કેટલાક લોકોએ ન્હાવાની તૈયારી કરવા માંડી. અમે તો ક્ષિપ્રા નદીમાં સ્નાન કરવાને ગાડી કરી પરબારા ગયા હતા. એ ક્ષિપ્રા નદીનો ઘાટ બહુ જ સુંદર છે ત્યાં હજારો સાધુ પુરૂષો રહે છે. અમે પણ બહુ આનંદથી સ્નાન

કરી બ્રાહ્મણોને યથાશક્તિ દાન આપ્યું. ત્યારબાદ મહાકાળેશ્વરનાં દર્શન કરવાને માટે અમે દેવળમાં ગયા. એ મહાદેવનું જ્યોતિર્લિંગ બાર જ્યોતિર્લિંગ માંહેલું એક પ્રસિદ્ધ છે. આંહી દર વર્ષે ઘણા માણસો યાત્રા માટે આવે છે. આ ઉજ્જન શહેર બહુ પ્રાચીન છે અને જોવા લાયક છે. તે પ્રથમ વિક્રમ રાજાની રાજધાની હતું. અહીં એક સિદ્ધ વડ ત્રણ માઇલ પર છે ત્યાં પણ ઘણા લોકો દર્શન માટે જાય છે. અહિં માળવાના રાજા ભતૃહરિની ગુફા પણ જોવા લાયક છે. કાર્તિક પુનમે ઉજ્જનમાં મોટો મેળો ભરાય છે. ઉજ્જનથી પહેલું રેખાંશ-વૃત ગણાય છે. અહિં સિંધિયા સરકારની કચેરી છે. આ શહેર ખરેખર જોવા લાયક છે.

## કોટા.

અહીં ગાડી તા. ૨૩-૬-૩૧ મંગળવારને રોજ ૩-૨૦ મિનિટે આવી પહોંચી હતી. સ્ટેશનમાં નાવાની સગવડ છે ને સ્ટેશન ઘણુંજ સુંદર છે. કોટા શહેર પણ જોવા જેવું છે. સ્ટેશનથી ચાર માઈલ ગામ છે. સ્ટેશનથી ટાંગા ઘણા મળે છે. સ્ટેશને ધર્મશાળા છે ત્યાં સર્વે પ્રકારનું સીધું સામાન મુસાફરોને મળે છે. આ ગામનાં હવા પાણી ઘણાં સારાં છે. લોકો ગરીબ ને મિલનસાર છે. મ્યુનિસિપાલ ખાતાનો વહીવટ વખાણવા લાયક છે. શહેરનાં મકાનો જોવા લાયક છે.

## મથુરાં.

તા. ૨૪-૬-૩૧ ને રોજ સવારના પાંચ વાગે અમો મથુરાં સ્ટેશને આવ્યા તે વખતે ચોબા વિઠલનાથ મનોરથ આવતાં અમો તેમની સાથે જઇ અમદાવાદના શેઠ મોહનલાલ મગનલાલના મોહ-નકુંજમાં ઉતારો કર્યો. અમે તુર્ત જમના સ્નાનની તૈયારી કરવા માંડી. એક શ્રીફળ તથા એક રૂપિઓ તથા પ્રસાદ ને ફુલનો હાર લઇ જમનાજીની પ્રેમથી પુજા કરી. ગોરના હાથે સર્વે ક્રિયા કરાવી. તે વખતે વિશ્રામ ઘાટ ઉપર ઘણી ભીડ હતી. ખરેખર જમ-નાજીનો વિશ્રામ ઘાટ બહુ સુંદર તથા જોવા લાયક છે. તે ઘાટ પર

ઘણા બ્રાહ્મણો દક્ષિણા માટે બેઠા હોય છે અને કેટલાક હોડીવાળા પણ જમનાજીમાં યાત્રાવાસીઓને દર્શન કરાવવા માટે તૈયાર થઈ રહ્યા હોય છે. જમનાજીમાં એટલા બધા મોટા કાચબા છે કે અમોને સ્નાન કરતાં પણ હરકત આવતી હતી, પણ સારા ભાગ્યે ત્યાં કેટલાક ચોબા લોકો હાથમાં લાકડી લઇ કાચબાને કાંઠા પર આવતાં અટકાવે છે એટલે સ્નાન કરનારને બહુ હરકત પડતી નથી. જમનાજી પર ઘણા ઘાટ તથા મંદિરો છે; પણ તેમાં વિશ્રામઘાટ પ્રખ્યાત ને મોટો છે. મથુરાંમાં મંદિરો ઘણાં છે. પણ તેમાં દ્વારકાંનાથજીનું મંદિર મોટું ગણાય છે. શહેરમાં ઉતરવાને માટે ઘણી ધર્મશાળાઓ છે, જ્યાં દરેક યાત્રાવાસી ઉતરે છે. એક સ્થળે ભવિષ્યપૂરાણમાં કહ્યું છે કે સૂર્યની પત્નિ સંજ્ઞાથી શ્રાદ્ધદેવ અને યમ એમ બે પુત્રો થયા અને યમના નામની પુત્રી થઇ અને સંજ્ઞાની છાયાથી સાવર્ણી મનુ અને શનિશ્ચર બે પુત્ર અને તપતી નામની પુત્રી થઈ. એક વખતે યમના અને તપતીને વિખવાદ થતાં, પરસ્પર શાપ દેવાથી બંને નદીઓ બની ગઇ; જેથી સૂર્ય ભગવાને કહ્યું કેઃ—યમનાનું જળ ગંગા સરખું અને તપતી ( તાપીનું ) જળ નર્મદા તુલ્ય મનાશે. મથુરાં શહેર બહુ મોટું છે, તેની બજાર જોવા જેવી છે. ત્યાં ખાવાના પદાર્થો અનેક પ્રકારના તૈયાર મળે છે. અમો બપોરે જમ્યા બાદ વંદ્રાવન દર્શન કરવાને માટે ગયા હતા. આ ભૂમિમાં પ્રવેશ કરતાં શાન્તિ થઇ હતી. આંહી ઘણાં પ્રખ્યાત દેવમંદીરો છે, પ્રથમ ગોવિંદ દેવજીનું મંદિર વંદ્રાવન ગામમાં પ્રવેશ કરતાં ડાબા હાથે આવે છે. ઔરંગજેબ બાદશાહે આ મંદિર તોડવાનો હુકમ કર્યો હતો. હાલમાં જોતાં પણ તોડેલો ભાગ નજરે પડે છે, તે સિવાય રંગુનનું મંદિર, લાલ બાબુનું મંદીર, ગ્વાલીયરના મહારાજાનું મંદીર પણ ખરેખર જોવાલાયક છે. શ્રી રંગુનના મંદીરમાં સોનાનો સ્થંભ પણ ખરેખર જોવાલાયક છે. તેમાં કહે છે કે ૫૨ાા મણ સોનું નાંખેલું છે. આ સ્થાન બહુજ પવિત્ર ગણાય છે અને આંહી મોટા મહાત્માઓ નિવાસ કરી રહે છે. આંહી વસ્તી તેવીસહજાર માણસની છે.

કાળીનાગને શ્રીકૃષ્ણ ભગવાને નાથ્યો હતો. તે સ્થાન પણ જોવાલાયક છે, ત્યાં એક મંદિર હાલમાં કરવામાં આવેલ છે ને સેવકો કાળીનાગને નાથવાનાં દર્શન સેવકોને કરાવી ૦-૫-૦ દુધના લે છે. બ્રહ્મવૈવર્ત પુરાણમાં કહ્યું છે કેઃ સત્યયુગમાં કેદાર નામનો રાજા હતો. તેની પુત્રી વૃન્દાએ કોઈની સાથે વિવાહ ન કરતાં વનમાં જઇ તપ કરવા માંડયું; એક હજાર વર્ષ તપ કર્યું, ત્યારે કૃષ્ણ ભગવાન પ્રગટ થયા. તેમની પાસે વૃન્દાએ પોતાના પતિ તમે જ થાવ એવું વરદાન માંગ્યું. તેથી કૃષ્ણે કબૂલ કર્યું. જે જગ્યાએ વૃન્દાએ તપ કર્યું તે સ્થળ વૃન્દાવન કહેવાયું. ભાગવતમાં વળી કહ્યું છે કેઃ–વૃંદ્રાવનના કાળીદ્રહમાં કાળીનાગ રહેવાથી, પાણી ઝેર થયું હતું. ત્યાં ઝાડ પણ ઉગતું નહિ, માત્ર એક કદમનું અવિનાશી વૃક્ષ હતું. ત્યાં એક વખત ગરૂડ ચાંચમાં અમૃત ઘાલી લઇ જતાં આ વૃક્ષ ઉપર બેઠો હતો; તેથી એક ટીપું આ ઝાડ ઉપર પડવાથી આ ઝાડને કાળીનાગનું વિષ લાગતું નહોતું. કૃષ્ણે કાળીદ્રહ (ધરા) માં પડીને કાળીનાગના માથાનું મર્દન કરી તેને બહાર કાઢી નાંખ્યો. તે પછી ત્યાંનું પાણી અમૃતસમાન થયું હતું. બીજે દિવસે સવારમાં વહેલા ઉઠી, અમે ગોકુળનાં દર્શન કરવા ગયા હતા. આંહીની રમણરેતી જોઇ અમો બહુજ ખુશી થયા હતા અને તે પ્રસાદી અમે બાંધી પણ લીધી હતી. અહીં કૃષ્ણને બાંધ્યા છે, તથા તેમને પારણામાં ઝુલાવ્યા છે, ભગવાન જન્મ્યા પછી કંસની બીકથી વસુદેવ તેમને લઇ જમનાજી ઓળંગી જતા હતા; ત્યારે જમનાજી ભગવાનના ચરણસ્પર્શ કરવા ઉંચા ચડયાં તેથી વસુદેવજીએ 'કોઇ લ્યો' એવી ગભરાઇને બુમ મારી પણ પાણી તો કૃષ્ણના પગનો સ્પર્શ કરી ઉતરી ગયાં. આ જગ્યાએ "કોઇ લીઓ" નામનો સુંદર ઘાટ બંધાવેલો છે ને ત્યાં સ્નાન કરવામાં આવે છે. આ ગામમાં ગાયો ઘણી છે. દુધદહીંની પુષ્કળ છૂટ છે તથા ભગવાનનાં ઘણાં મંદિરો છે. તેમાં પુષ્ટીમાર્ગની હવેલીઓ પણ ઘણી છે. તેમાં

સેવા પૂજા બહુજ ઉત્તમ પ્રકારે થતી જોવામાં આવે છે. આ સ્થાન બહુજ રમણીય ને દિવ્ય છે તે મહાપ્રસાદીનું છે, તે દિવસે બપોર પછી જમીને અમો ગિરીરાજ અથવા ગોવર્ધન પર્વત જોવાને માટે ગયા હતા. તે ગિરીરાજના ડુંગર ઉપર શ્રીજીનું જુનું મંદિર છે. પહેલાં શ્રીનાથજી આંહી રહેતા હતા પણ મીરાંબાઇની ભક્તિથી પ્રસન્ન થઈ મેવાડમાં શ્રીનાથદ્વારા પધાર્યા છે. આંહી એક ભોંયરૂં છે, તે વાટે શ્રીનાથજી મેવાડ પધાર્યા હતા એમ લોકો કહે છે. હજી પણ શ્રીનાથજી ગુપ્તદ્વારા એક વખત દિવસમાં પધારે છે. ભોંયરૂં ઘણું ઉંડું છે તેનો અંત જણાતો નથી, શ્રીકૃષ્ણે પોતાનું વરસાદથી રક્ષણ કરવાને માટે ગોવર્ધન પર્વતને ટચલી આંગળી ઉપર તોળ્યો હતો. ગિરીરાજનાં દર્શન કરવા જતાં પાસે લાકડી રાખવાનો રીવાજ નથી. આંહી ભીખારી લોકો ઘણા હોય છે ને તે કોઈની શ્રદ્ધા રહેવા દે તેવા નથી. મોટર તથા ઘોડાગાડી વાંસે એક પાઇ માટે ગાઉ એક દોડે છે. ના કહેવા છતાં માનતા નથી. અમો સાંજરે મથુરાં આવ્યા અને જમનાજીની આરતી જોવા ગયા. તે વખતે હજારો માણસો સામેલ થયાં હતાં તથા કેટલાક તો હોડીઓમાં સાંજને વખતે સહેલ કરી રહ્યા હતા. બીજે દિવસે સવારે કંસને શ્રીકૃષ્ણ ભગવાને માર્યા, તે જગ્યાનાં દર્શન કરવા ગયા હતા. તેની પાસે સ્વામીનારાયણનું મંદિર હતું, તેનાં પણ અમે દર્શન કર્યાં હતાં. ત્યાં એક બ્રાહ્મણ પૂજારી હતો, તેણે જગ્યાની સ્વચ્છતા સારી રાખી હતી, તથા મંદિરમાં ઘનસ્યામ મહારાજની મૂર્તિ પધરાવી હતી.

## દીલ્હી.

તારીખ ૨૭-૬-૩૧ શનિવારને રોજ મથુરાં સ્ટેશનથી સ્પેશિયલ ટ્રેન ઉપડી ન્યુ દીલ્હીના સ્ટેશને આવી ઉભી રહી. સર્વે યાત્રાવાસીઓ સ્નાન કરવા લાગ્યા અને રસોઇની તૈયારી પણ કરવા લાગ્યા. હિંદુસ્તાનની હાલની રાજધાની દીલ્હી હોવાથી તેની

શોભામાં ભારે વધારો કરવામાં આવ્યો છે. અમો મોટર કરી દીલ્હી શહેર જોવા નીકળ્યા. પ્રથમ અમોને મોટરવાળો જંતરમંતરનું મકાન જોવા લઇ ગયો. એ જગ્યામાં જ્યોતિષના કેટલાએક અદ્દભૂત ચમત્કારોના નમુના રાખવામાં આવ્યા છે એટલું જ નહિ પણ ત્યાં ટાઢ, તડકો, ધનુષ્ય, ઘડીઆળના ટાઇમ વિગેરેની પણ જંત્રી બહુ જ ઉંચા પ્રકારની કરવામાં આવી હતી. તે જોયા બાદ અમો કુતબમિનારો જોવા ગયા હતા. તે દીલ્હીથી દશ માઇલ દુર છે. તે દીલ્હીના રાજા કુતુબુદીને બંધાવેલો કહેવાય છે. ધરતીકંપ થવાથી તેનું મથાળું પડી ગયું છે. તે ફરી બંધાવ્યું છે. તે ૨૩૮ ફીટ ઉંચો છે ને તેમાં પાંચ માળ છે. ભીંતે કુરાનનાં મહાવાકયો કોતરેલાં છે. વળી દીલ્હીમાં જોવા જેવું ઇંદ્રપ્રસ્થ છે. તે પાંડવ કૌરવના વખતનું બંધાવેલું કહેવાય છે. હાલ તો તે જીર્ણાવસ્થામાં છે પણ તેની રચનાને કારીગરી ખરેખર જોવા જેવી છે. વળી કિલ્લો પણ ખાસ જોવા જેવો હોવાથી અમો પાસ કઢાવી કીલ્લો જોવા ગયા હતા. તે યમુના નદીના કીનારે ઉત્તર દક્ષિણ ૩૨૦૦ ફીટ લાંબો ને પૂર્વ પશ્ચિમ ૧૬૦૦ ફીટ પહોળો છે. તે પ્રસિદ્ધ છે. તેમાં જુના વખતની અદ્દભુત કારીગરી છે. તેમાં હાલમાં લશ્કર રહે છે. પૂર્વે તેમાં મોગલ બાદશાહના કેટલાંક રમણીય જોવા લાયક સ્થાનો હતાં. શાહી મહેલ હાલમાં જોવા જેવો છે. ચાંદની ચોકથી થોડે દુર જુમામસીદ પણ જોવા જેવી છે. તે દીલ્હીના શહાજહાં બાદશાહે બંધાવેલી છે. તેના ઘુમટ પર સોનેરી કળશ છે. તેમાં આરસપહાણનું નકશી કામ જોવા જેવું છે. મહાભારતનું હસ્તીનાપુર શહેર હતું તે હાલની દીલ્હીથી ૫ માઇલ ઉપર જુનું દીલ્હી હતું. આ શહેર જોતાં ખરેખર બાદશાહી વૈભવની છાપ પડે છે. ન્યુ દીલ્હીમાં કેટલાંક સરકારી મકાનો છે. ના. વાઇસરોયનો બંગલો તથા તેમની કચેરી પણ જોવા લાયક છે રસ્તાની સડક પાકી ને બહુ જ સ્વચ્છતાવાળી છે. અમે કેટલાક ધારાસભાનું મકાન જોવા ગયેલા

પણ તે જોવાની અમોને પરવાનગી મળી શકી નહિ એટલે તે જોયા વિના અમો નિરાશ થઈ ચાલ્યા ગયા. બહારથી મકાનની સુંદરતા ને સ્વચ્છતા જોતાં મન ઉપર સારી છાપ પડી હતી. દીલ્લીમાં વેપાર ઘણો ચાલે છે ને તેની વસ્તી ૩ લાખ ત્રણ હજારની છે ને તે જમના નદીના કાંઠા પર આવેલું છે. તે મોગલ બાદશાહ શાહજહાંએ ૧૬૪૦ માં વસાવ્યું હતું. અમારો મુકામ અહિં બે દીવસ રહ્યો. ત્યારબાદ હરદ્વાર જવાનું થયું.

## હરદ્વાર.

તા. ૨૯-૬-૩૧ સોમવારના સવારમાં આઠ વાગે અમારી ગાડી હરદ્વારમાં આવી પહોંચી હતી. આ શહેરનો દેખાવ જોઇ અમારૂં મન ઘણુંજ પ્રસન્ન થયું હતું. રેલ્વે સ્ટેશનપરથી ગામ લગભગ ૧ માઇલ દુર થાય છે. ટાંગાના સાધનો પુષ્કળ મળે છે. અમો ટાંગો કરી ગામમાં આવી એક ધર્મશાળા હતી તેમાં ઉતર્યા. સામાન ગોઠવી અમો તુર્ત ગંગા કાંઠે સ્નાન કરવા ગયા. ત્યાં હજારો માણસોની ગીરદી હતી. ગંગા પુરવેગમાં વહેતાં હતાં. આ વખતનો દેખાવ એટલો બધો સુંદર લાગતો હતો કે જાણે ગંગા નદી કેમ સ્વર્ગમાંથી પધાર્યા હોય ! તે વખતે બરફ ઓગળવાથી પાણી ઘણુંજ ઠંડુ હતું. ગંગાને કાંઠે હજારો સાધુ પુરૂષોની ઝુંપડીઓ ને બ્રાહ્મણોના આશ્રમો હતા. અહીં ઘણાં દેવમંદીરો છે. અહીંથી બદ્રિનાથ ને કેદારનાથ જવાય છે તેથી ઘણા યાત્રાવાસીઓ પ્રથમ હરદ્વારમાં આવી બદ્રિનાથ જવાને માટે તૈયારી કરે છે. અહીંથી દશ બાર માઇલ પર ઋષીકેશ નામનું યાત્રાનું પવિત્ર સ્થળ છે. ત્યાંથી લક્ષ્મણ ઝુલા જવાય છે. ત્યાં ઘણા માણસો ગંગામાં સ્નાન કરે છે. ઋષીકેશમાં કાળા કામળીવાળા બાવાની જગ્યા છે. તે હમેશાં યાત્રાવાસીઓને સદાવ્રત આપે છે એટલુંજ નહિ પણ બદ્રિનાથ જનારને તમામ પ્રકારની સગવડ કરી આપે છે. અહીં સત્યનારાયણનું મંદીર છે તે દર્શન લાયક છે. સત્યયુગમાં નૈમિષારણ્ય, ત્રેતામાં પુષ્કર, દ્વાપરમાં કુરૂક્ષેત્ર અને કલિયુગમાં ગંગાજી સર્વ તીર્થોમાં મુખ્ય કહેવાય છે.

ગંગાજળના સ્પર્શથી, પીવાથી, અને દર્શનથી તેમજ ગંગા શબ્દનો ઉચ્ચાર કરવાથી ઉદ્ધાર થાય છે. વાલ્મીકી રામાયણમાં તેમજ મહા-ભારતમાં કહ્યું છે કેઃ-હિમાલયને ગંગા ને ઉમા બે પુત્રી હતી. ઉમા -શિવજી સાથે પરણાવ્યાં જે પાર્વતિ કહેવાયાં. ગંગા દેવોનું કાર્ય સિદ્ધ કરવા સ્વર્ગમાં રહ્યાં. અયોધ્યાના રાજા ભગીરથે હજારો વર્ષ તપ કરી પોતાના પૂર્વજ સગર રાજાના પુત્રોની મુક્તિને માટે ગંગાજીને મૃત્યુ લોકમાં આણ્યાં. તેમજ શિવને પ્રસન્ન કરવા તપ કરી તેમને પ્રસન્ન કરી ગંગાજીને પોતાના મસ્તકે ધારણ કરવાને પ્રાર્થના કરી. પછી સ્વર્ગમાંથી પડતાં ગંગાજી શિવના મસ્તક ઉપર પડયાં. તેમણે પોતાની જટામાં ગંગાને ધારણ કર્યાં. સ્કંધપુરાણમાં કહ્યું છે કેઃ—વિષ્ણુ ભગવાને ૧૭ મા મન્વંતરમાં મધુ અને કૈટભ દૈત્યને મારી તેના મેદથી પૃથ્વીને બનાવી, પછી તેમણે ગંગાદ્વાર આગળ રમ્ય મુનિને આંબાના ઝાડ ઉપર બેસી દર્શન આપ્યાં તે પછી ઋષિની ઈચ્છાથી ભગવાને ત્યાંજ નિવાસ કર્યો અને કહ્યું કે આ તીર્થનું નામ ઋષીકેશ પડશે. આ સ્થાન બહુજ પવિત્ર તથા શાન્તિદાયક છે ખરેખર આ સ્થાનમાં આવતાં અલૌકિક આનંદ પ્રાપ્ત થાય છે. આંહી મોટા રૂષીઓના આશ્રમો છે. તેમાં ઘણાં વર્ષથી મહાન રૂષીઓ ભજન કરી રહ્યા છે. અમો હરદ્વારથી તા. ૩૦—૬—૩૧ ને રોજ લખનૌ આવ્યા હતા.

## લખનૌ.

લખનૌનું રેલવે જંકશન સ્ટેશન બહુજ સારૂં છે. ૧ માઇલ પર મુસાફરોને ઉતરવાને ધર્મશાળાઓ છે. આંહી લશ્કરી છાવણી છે. અમો સર્વે સ્નાન કરવાને માટે ગોમતી નદીએ ગયા હતા ત્યાં બ્રાહ્મણો ગોમતીજીના કાંઠે યાત્રાવાસીને સ્નાન કરાવે છે. બે મંદીરો છે તેમાં દર્શન કરી લોકો શહેર જોવાને જાય છે. શહેર જોવાલાયક છે. અહીં મુખ્યત્વે કરીને મ્યુઝીયમની પાસે સુંદર દરેક જાતનાં પંખી, ને ઉત્તમ કારીગરીના નમુના રાખવામાં આવ્યા હતાં

મ્યુઝીયમની પાસે સુંદર બગીચો છે. વળી આલમ બાગ છે તે વાજીદઅલીએ પોતાની સ્ત્રીને રહેવાને માટે બનાવેલો હતો. અહીં જૈનોનાં કેટલાંક મંદીરો ખાસ જોવા જેવાં છે ત્યાંથી અમે તા. ૨–૭–૩૧ ને રોજ (અયોધ્યામાં) આવ્યા હતા.

## અયોધ્યા.

આ શહેર બહુજ પ્રાચીન છે ને રામચંદ્રજીની રાજધાની હતું તે સરજુ નદીના કીનારે છે. અહીં ૬૩ વૈષ્ણવ મંદિરો ૩૩ શિવ મંદિરોને ૩૩ મસીદો છે. વળી અહીં સ્ટેશન પાસે સ્વામિનારાયણનું પણ શિખરબંદ મંદિર છે તે પણ જોવાલાયક છે. આંહી હનુમાન ગઢીનું ઉત્તમ મંદિર ગામની પાસેજ છે તે ઘણું વિશાળ છે. તેમાં હનુમાનની મૂર્તિ છે. આંહી દર્શન કરવા માટે પચાસ પગથીઆં ચડવાં પડે છે. અહીં વાંદરાની વસ્તી વિશેષ છે. બીજું કનકભવન પણ ખાસ જોવા જેવું છે. આ મંદીર લગભગ બે વિઘાં જમીનમાં છે. તેમાં સેંકડો સોનેરી કળશો છે. સિંહાસન ઉપર રામ જાનકીની મૂર્તિઓ છે અને તેના દક્ષિણના મંદિરમાં લક્ષ્મણજીની મૂર્તિ છે. મંદિરોનાં કમાડો પર ચોડેલા સોના રૂપાનાં પતરાં પર સારી કારીગરી જોવામાં આવે છે. આ એક પ્રસિદ્ધ તીર્થ છે અને સપ્તપુરીમાંની એક પુરી છે. હાલ અયોધ્યામાં બાર હજાર માણસની વસ્તી છે. જેમ કાશી શિવની નગરી છે તેમ અયોધ્યા રામચંદ્રજીની નગરી છે. અહિં સાધુઓના ઘણા અખાડા છે અને ઘણે ઠેકાણે સદાવ્રત અપાય છે. અહિં સ્પેશિયલ ટ્રેન ફક્ત બાર કલાક રોકાવાની હોવાથી અમારાથી સ્વામીનારાયણના જન્મસ્થાન છપૈયા જઇ શકાયું નહિ. આંહીથી રાતના આઠ વાગે ગાડી ઉપડી અલ્હાબાદ (પ્રયાગ) માં આવ્યા. તે વખતે લગભગ સવારના પાંચ વાગેલા હતા.

## અલ્હાબાદ (પ્રયાગ)

અહીં ગંગા જમનાનો સંગમ થાય છે તેથી નાવડામાં બેસી ગંગાજીમાં સ્નાન કરવા જવું પડે છે ને યાત્રા વાસીઓ અહિંથી જ

લોટીઓ ભરે છે. અમોએ લોટીની તજવીજ કરી. મોંઘા ભાવે એક્જ વેપારી હોવાથી લોટીઓ લઇ મછવામાં બેસી ગંગામાં સ્નાન કરવા ગયા. જ્યાં ગંગાજીના ને સરસ્વતિનો સંગમ થાય છે. તે સ્થળે ગોર લોકોએ પાટીઆના મોટા ઘોડા ઉપર પોતાની બેઠક કરી હતી. અમે ત્યાં કપડાં ઉતારી સ્નાન કરી લોટી ભરી અમે પ્રાગત્રડ અથવા અક્ષય વડના દર્શન કરવા ભોંયરામાં ગયા તે વખતે અમોને એક ગોરે વડનું વૃક્ષ ને તેને ફક્ત બે પાન વળગેલાં હતાં તે બતાવ્યું હતું. પુરાણમાં કહ્યું છે કે; દેવો અને રાક્ષસોને યુદ્ધ થયું તે વખતે દેવોના ગુરૂ બૃહસ્પતી જે સમુદ્ર મંથન કરવાથી અમૃત નીકળ્યું હતું. તે અમૃતનો ઘડો લઇ નાશી જતા હતા. તે વખતે રાક્ષસો તે લેવાને પાછળ પડયા તેથી ત્રીવેણી, ગોદાવરી અને ક્ષીપ્રાના તટ ઉપર કુંભ (ઘડા) માંથી અમૃત છલકાઇને પડયું એથી કુભના ગુરૂ થતાં હરિદ્વારમાં, વૃષભના બૃહસ્પતિ થતા પ્રયાગમાં સિંહના બૃહસ્પતિ થતાં નાસીકમાં અને વશ્ચિકના બૃહસ્પતિ થતાં ઉજ્જનમાં કુંભનો મેળો ભરાય છે, તે વખતે ત્યાં સ્નાન કરવાનું મહાત્મ વિશેષ છે, અહીં દેશભક્ત મોતીલાલ નહેરૂનાં મકાનો છે. તે પણ ખરેખર જોવા લાયક છે. અમારી ટ્રેનના ઘણા માણસો જવા-હરલાલજીનાં દર્શને ગયા હતા. બજાર ને શહેરનો ઠાઠ સારો છે. શહેરમાં ગલીઓ કાંઈક સાંકડી છે. કરોડો તીર્થોમાં મુખ્ય રાજા પ્રયાગ છે. અહીંથી અમો બનારસ આવ્યા હતા.

## બનારસ ( કાશી )

તા. ૪-૫-૬ ( જુલાઈ ૧૯૩૧ ) સુધી અમારે અહીં રહેવાનું હોવાથી અમોને ગામમાં જઇ ત્યાં મુકામ કર્યો હતો. તેથી અમોને યાત્રા કરવાનું ઠીક પડયું હતું અમારી ગાડી પ્રભાતમાં પાંચ વાગે બનારસ લશ્કરમાં આવી પહોંચતાં લોકો જાગી ગયા અને કાશી શહેરનાં દર્શન થતાં ઘણા રાજી થવા લાગ્યા. સ્ટેશન ઉપરજ ન્હાવાની સગવડ હોવાથી કેટલાક ભાવીક ભકતો તો ત્યાંજ ન્હાવા લાગ્યા અને કેટલાક ગાડીઓ કરી ગોરની સાથે ગામમાં ગયા અમો પણ કરીમ-

ભાઇની મીલના એજંટ ગૌરીશંકર સાથે રેવાબાઇની ધર્મશાળામાં ગયા પણ ત્યાં જામનગરની સ્પેશિયલ ટ્રેનના માણસો આવી જવાથી જગ્યા ખાલી ન હોવાથી અમો ભાટીયાની ધર્મશાળામાં ઉતર્યા હતા. ત્યાં તમામ જાતની સગવડ હતી પણ વાંદરાનો ભય અમોને થોડોક રહેતો હતો. અમો તુર્ત મણિકર્ણિકાના ઘાટ પર સ્નાન કરવા ગયા ત્યાં ગંગાનું પુજન કરવામાં આવે છે ને ત્યારબાદ ગોરલોક મણિકર્ણિકાના કુંડમાં પુજા કરાવી ગંગામાં સ્નાન કરવાની રજા આપે છે. અમો તે પ્રમાણે સ્નાન કરી કાશી વિશ્વનાથનાં દર્શન કરવાને માટે ગયા હતા. કાશીના રસ્તાની ગલીઓ બહુજ સાંકડી છે જો એક માણસ વખતે ભુલો પડયો તો તેને શોધવો બહુ મુશ્કેલ થઇ પડે છે. કાશી વિશ્વનાથનું મંદીર સોનાના મઢેલા ઘુમટવાળું છે. અહીં સર્વ શિવલિંગોમાં કાશી વિશ્વનાથ મુખ્ય છે. બાર જ્યોતિ લિંગમાં વિશ્વનાથ મહાદેવ એક જ્યોતિર્લિંગ છે. મંદીર ૫૧ ફુટ ઉંચું પત્થરનું બંધાવેલું છે. વિશ્વનાથના મંદીરથી થોડે દુર ચારે તરફથી ખુલ્લો પથ્થરનો મંડપ છે તેમાં પૂર્વ કિનારા પાસે જ્ઞાનવાપી નામનો પ્રસિદ્ધ કુવો છે. બાદશાહ ઔરંગઝેબે ૧૭ મી સદીમાં વિશ્વનાથના જુના મંદિરને તોડી નાંખ્યું હતું ત્યારે લોકો કહે કે વિશ્વનાથ શિવનું લિંગ આ કુવામાં આવી ગયું છે. કુવા ઉપર લોઢાની જાળી છે. યાત્રાળુઓ તેમાં જળ, પુષ્પ અક્ષત વિગેરે ચડાવે. ત્યાંનાં અમો દર્શન કરી ગોર સાથે કાશી કરવતની જગ્યાનાં દર્શન કરવા ગયા હતા. પહેલાં મોક્ષને માટે કાશીએ જઇ કરવત્ મુકાવતા ત્યાં આ સ્થાન ઔરંગઝેબની મસીદ પાસે એક ગલીની બાજુએ છે. એક કુવામાં શિવલીંગ છે તેમાં જવાનો માર્ગ બંધ રહે છે ને ઠરાવેલા વખતે જ ઉઘડે છે. તેથી કુવા ઉપરથી લોકો અક્ષત પુષ્પ ચડાવે છે. આ કુવાની પાસે પહેલાં કરવત મુકાવતાં ત્યાં દર્શન કરી અમો અમારે ઉતારે આવ્યા હતા. કાશીમાં મંદીરો અસંખ્ય છે. અહીં તાંબા પીતળના લોટા સારા થાય છે તેથી યાત્રાવાસીઓ પોતાના વતનમાં લઇ જવાને માટે અહીંથી ખરીદ કરે છે. કાશી વિદ્યાનું મહાસ્થાન

છે અહીં ઘણા વિદ્વાનો રહે છે. અને આપણા દેશમાંથી કેટલાક બ્રાહ્મણોના પુત્રો કાશીની વિદ્યા સર્વથી શ્રેષ્ટ હોવાથી અહીં વિદ્યાભ્યાસ કરવા આવે છે. અહીંના હવાપાણી નિરોગી છે. ગામમાં રસ્તા ઉપર પત્થર જડેલા હોવાથી તથા ગલીઓ બહુજ સાંકડી હોવાથી ચાલતી વખતે સંભાળ રાખવાની ખાસ જરૂર છે. બનારસમાં એટલા બધા મંદીરો તથા ઘાટ છે કે ત્યાં માણસો છ માસ રહી દેવદર્શન તથા સ્નાન કરે તોપણ શાન્તિ થતી નથી. એવું આ રમણીય મહાતીર્થનું સ્થાન છે. કાશીનું મહાત્મ આ પ્રમાણે છે કે સુદેવના પુત્ર દિવોદાસે ગંગાના તટ પાસે વારાણસી નગર વસાવ્યું અને ત્યાં રહેવા માંડયું. તે વખતે શિવ પાર્વતીની પ્રીતિને માટે હિમાલયમાં વસતા હતા, પણ પાર્વતીનાં મા મેનાએ પાર્વતીને કહ્યું કેઃ હમેશાં મહાદેવજી દારિદ્ર અવસ્થામાં રહે તે સારૂં નહિ તેથી પાર્વતીને રાજી કરવા મહાદેવજીએ ત્રણ લોકમાં સિદ્ધક્ષેત્ર કાશિમાં વસવાનો વિચાર કર્યો હતો. આ સ્થાનનું જેટલું મહાત્મ કહીએ તેટલું થોડું છે. અહીં વિદ્યાનાં સ્થાનો જોવા જેવાં છે. ત્યાં "હિંદુ યુનિવર્સિટી" છે તે પંડિત માલવીયાના પ્રયાસથી લાખો રૂપિઆ એકઠા કરી સ્થાપન કરી છે. તે શહેરથી પાંચ માઇલ દુર છે. તેમાં ઘણા રાજામહારાજાઓએ લાખો રૂપિઆની મદદ કરી છે ને મુંબઇના શ્રીમાન્ રાવબહાદુર ફીલાચંદ દેવચંદ જે. પી. તથા અન્ય શ્રીમાનોએ સારી મદદ આપી છે. તેમાં બી. એ. એમ. એ ની ડીગ્રીઓ અપાય છે. યુનિવર્સિટી સરકારે રજીસ્ટર્ડ પણ કરેલી છે. તે સિવાય બનારસ સેંટ્રલ હિંદુ કોલેજ છે. આ કોલેજ થીઓસીફીકલ સોસાયટીના પ્રમુખવિદુશી એનીબીસેન્ટના પ્રયત્નથી સ્થપાઈ છે. કોલેજનું મકાન ઘણું સુંદર ને ભવ્ય છે. દરવાજા ઉપર ગણપતિ અને સરસ્વતિનાં ચિત્રો છે ને અંદર વિદ્યાર્થીઓની રહેવાની ચાલો છે. કાશીમાં ત્રણ દિવસ રહી અમો તા. ૭–૭–૩૧ મંગળવાર ને રોજ પટના શહેરમાં આવ્યા હતા.

## પટના.

આ પ્રખ્યાત શહેર ગંગા નદીને કાંઠે છે. તે પણ જોવા લાયક છે. ગુરુ ગોવિંદસિંહજીની અહીં જગ્યા છે. અહીં ગવર્નરનો મુકામ રહે છે. શહેરમાં મ્યુનિસિપાલ ખાતાની દેખરેખ સારી રાખવામાં આવે છે. તમામ રસ્તા સ્વચ્છને મોટા છે. આ શહેરનું જુનું નામ પાટલીપુત્ર હતું અને તે નંદરાજાનું રાજધાનીનું શહેર હતું. શહેરમાં ગુરૂ ગોવિંદસિંહનું ભવ્ય મંદીર છે. તેમાં ગુરૂગોવિંદહની પાવડીઓ અને અને ગ્રંથની હમેશાં પુજા થાય છે. દર સાલ પોષ સુધી ૭ ને રોજ મોટો ઉત્સવ થાય છે. અહીં ગંગા નદીમાં મોટી સ્ટીમરો ચાલે છે. પટના અને બાંકીપુરમાં મળીને ૧ લાખને ,૨૦ હજાર માણુસની વસ્તી છે. અહીં ગુલ્જાર બાગમાં અફીણુની વખાર છે. રોમન કેથલીક ચર્ચ સામે કબ્રસ્તાન છે. તેમાં મીર કાસમે મારેલા લોકોને દાટેલા છે. અહીંથી રાતના નવ વાગે અમારી સ્પેશિયલ ટ્રેન ઉપડી તે સવારના છ વાગે વૈજનાથ ધામમાં આવી પહોંચી હતી.

## વૈજનાથ.

તા. ૮-૭-૧૯૩૧ ને રોજ અમો વૈજનાથ ધામમાં આવી પહોંચતાં ગોર લોકોનો સ્ટેશને જાણે રાફડો ફાટયો હોય તેવું દેખાયું અમારા કુટુંબમાંથી કોઇ પણ માણસ પૂર્વે અહીં નહિ આવવાથી અમો નવો ગોર સ્થાપી વૈજનાથ ધામનાં દર્શન માટે ગોર સાથે ગામમાં જવા નીકળ્યા. આ સ્થાનને ઝાડખંડી વૈજનાથ મહાદેવ પણ કહે છે. એક મોટા કીલ્લાના ચોગાનમાં વૈજનાથ મહાદેવનું શિખરદાર મંદિર છે. યાત્રાવાસી પ્રથમ તળાવમાં સ્નાન કરી અહીં દર્શન કરવા આવે છે. અહીં કેટલાક યાત્રાવાસીઓ ગંગાજી શિવજી માથે ચડાવે છે અહીં ગંગાજીની લોટીઓ વેચાતી પણ મળે છે. શિવનાં બાર જ્યોતિર્લિંગ છે તેમાં આ ચિંતા ભૂમિમાં વૈદ્યનાથ એક જ્યોતિર્લિંગ છે. તેમનાં દર્શન કરવાથી શિવલોક પ્રાપ્ત થાય છે ને તેમનું નૈવેદ્ય ખાવાથી પાપનો નાશ થાય છે. પૂર્વે રાવણે હિમાલય પર્વત ઉપર જઈ શિવનું તપ કર્યું છતાં જયારે શિવ પ્રસન્ન ન થયા ત્યારે તેણે હવન

કરી પોતાનાં નવ માથા એક પછી એક કાપીને શિવલિંગ ઉપર ચઢાવ્યાં, જ્યારે દશમું માથું કાપવા જતો હતો તે વખતે તેની ભક્તિથી પ્રસન્ન થઇ શિવ પ્રગટ થયા અને વરદાન માગવાનું કહ્યું ત્યારે રાવણે પોતાનું માથું હતું તેવું થઇ જાય અને પોતે અતુલ બળવાન થાય, તેમજ શિવને પોતાના નગરમાં લઇ જઇ સ્થાપવાનું વરદાન માંગ્યું. જેથી શિવે તેને તે પ્રમાણે અતુલ બળ આપી કહ્યું કેઃ—તું મારા લિંગને લઇ જા, પણ જો માર્ગમાં કોઇ જગ્યાએ તેને નીચે મૂકીશ તો તે ત્યાંજ રહી જશે. એવું કહી પોતે લિંગરૂપ થઇ ગયા. રાવણ તે લિંગ લઇ જતાં આ સ્થળે આવ્યો એટલે તેને પેશાબ કરવાની ઇચ્છા થઇ જેથી તેણે ત્યાં ઉભેલા એક વેજુ નામના ગોવાળને લિંગ આપ્યું અને કહ્યું કેઃ—મારા આવતા સુધી ઝાલી રાખજે. વેજુ લિંગ લઇ ઉભો રહ્યો પણ રાવણને આવતાં વાર લાગી એટલે તેનાથી ભાર વધુવાર લઇને ઉભું ન રહેવાયાથી લિંગ નીચે મૂકી દીધું તે ત્યાંજ ચોંટી ગયું પછી થોડીવારે રાવણે આવી ઉખેડવા માંડયું. પણ ઉખડયું નહિ. તે આજ વૈજનાથ મહાદેવ નામથી પ્રસિદ્ધ છે. ત્યાં ઝાડની ઘણી ઝાડી છે, તથા બ્રાહ્મણોની વસ્તી વિશેષ છે.

## કલકત્તા.

તા. ૯—૭—૩૧ ને રોજ અમારી સ્પેશિયલ ટ્રેન રાતના સાડા ત્રણ વાગે કલકત્તા આવી પહોંચી હતી. નંબર ૧૦ ના પ્લાટફોર્મ પર આ ટ્રેન રોકવામાં આવી હતી, હાવરા સ્ટેશન પાસે હુગલી નદીમાં આરમીનીયન ઘાટ છે. પહેલાં નદી કાલીના મંદીર પાસે વહેતી હતી. કલકત્તાની પાસે ભાગીરથી નદીમાં હોડીઓનો પુલ છે ત્યાંથી દરીઆમાં વ્હાણો અને આગબોટો દેખાય છે. આંહી કાલી દેવીનું મોટું મકાન છે કાલીમાતાની મૂર્તિ બહુ જ ભયંકર છે. તેને બંગાળી લોકો બહુ જ માને છે. ગંગા કાંઠે કાલી ઘાટ ઉપર ઘણા લોકો સ્નાન કરી માતાજીનાં દર્શન કરે છે. આ શહેર બહુ જ મોટું તથા જોવા લાયક છે. તેના રસ્તા બહુ જ મોટા ને સફાઇદાર છે. મુંબઇની પેઠે આંહી ટ્રામ છે વેપાર રોજગાર પણ

સારો છે. શહેરમાં ટંકશાળ, તોપો બનાવવાનું કારખાનું તથા ખેતીવાડીની શાળા છે. આંહી ચાહના શેલ થાય છે. કીલ્લાના મેદાનની પૂર્વે ચોરંગી રોડ ઉપર ઇન્ડીયન મ્યુઝીયમનું મકાન ઘણું મોટું ને જોવા લાયક છે. આ શહેરમાં જગન્નાથજીથી આવતાં તા. ૧૨ મીના રોજ પણ એક દિવસ સ્પેશિયલ ગાડીનો મુકામ થયો હતો. તેથી અમે પરસુરામભાઈની મોટરમાં આખું શહેર જોવા ગયા હતા. તે મુંબઇથી બીજા નંબરનું શહેર છે ત્યાંનાં હવા પાણી બહુ જ ઉત્તમ છે ને લોકોને મકાનની સગવડ પણ મુંબઇ કરતાં ઘણી જ સારી છે. આ શહેર પ્રથમ હિંદુસ્તાનની રાજધાનીનું શહેર હતું. હાલ ત્યાં ગવર્નર જનરલ નહિ રહેતાં દીલ્હીમાં રહે છે. બંગાળી લોકો માથે ટોપી પહેરતા નથી. ત્યાંથી અમો તા. ૧૦-૭-૩૧ ને રોજ કટક શહેરમાં આવ્યા હતા.

### કટક.

મહા નદી ઉપર ઓરીસાની રાજધાનીનું આ શહેર છે. આંહી આગબોટ બનાવવાનું કારખાનું છે તથા રૂપાના ઠામો ઉપર ભારે કારીગરી આ શહેરમાં થાય છે. આંહી લોઢાની ખાણો નિકળે છે. પ્રથમ અહીંના લોકો જંગલી હાલતમાં હતા. ૧૮૭૧ પછી તે લોકો કપડાં પહેરતા થયા છે. શહેરમાં વસ્તી હાલ પંચાવન હજારની છે. શહેર જોવા લાયક છે.

### જગન્નાથ

તારીખ ૧૧-૭-૩૧ ને રોજ અમે જગન્નાથજીમાં આવી પહોંચ્યા હતા. જગન્નાથજીની મૂર્તિ નવી આ સાલ થતી હોવાથી નિજ મૂર્તિના દર્શન નહિ થતાં અમોને પટની મૂર્તિનાં દર્શન થયાં હતાં. મંદીર બહુજ ભવ્ય ને દર્શન લાયક છે. ત્યાં હમેશાં પાંચ હજાર રૂપિઆનો થાળ થાય છે. તમામ યાત્રાવાસીને ગોરલોકો તરફથી પ્રસાદ મળે છે. મંદિરની આવક ૫ થી ૭ લાખ રૂપીઆની છે ને યાત્રાળુ લોકો તરફથી દરસાલ ૭ સાત લાખ રૂપિઆ ઉત્પન્ન થાય છે મંદીરના પુજારીલોકો, મઠધારી, નોકર વિગેરેનું

ખર્ચ છ હજાર ઉપર છે. લગભગ ૭૦૦ નોકરો છે. ૪૦૦ રસોયા છે. ૧૨૦ નાચનારી છોકરીઓ છે ને એક હજાર પુજારી લોકો છે. તેમાં ઘણા તો ધનવાન છે. મંદીરની વ્યવસ્થા પુરીના રાજા તરફથી કરવામાં આવે છે. આંહી જ્ઞાતીભેદ રાખવામાં આવતો નથી. અહીં રથયાત્રાનો અસાડ સુદી ૨ ને રોજ મોટો ઓચ્છવ થાય છે. ગામમાં કોઇ રસોઇ કરતું નથી. સર્વેનો જમવાનો આધાર મંદીર ઉપર જ છે. મંદીરની પાછળ મોટું રસોડું છે. તે ખરેખર જોવા જેવું છે. અહીંથી અમો ગયાજી ગયા હતા. અહીંથી જનકપુર દોઢ માઇલ છે. તે પણ દર્શનલાયક છે. રથયાત્રામાં ભગવાન જનકપુર જાય છે ને આઠ દિવસ ત્યાં રહે છે.

## ગયાજી

સ્ટેશનથી નદીનો ઘાટ આસરે ચાર માઇલ દુર છે. અમો ગાડી કરીને ઘાટપર ગયા હતા. આ સ્થાન પિતૃશ્રાદ્ધને માટે પ્રખ્યાત છે. માતાનું શ્રાદ્ધ સિદ્ધપુર અને બાપનું શ્રાદ્ધ ગયાજીમાં કરવામાં આવે છે. અહીં આખા હિંદુસ્થાનમાંથી લોકો પોતાના પિતાનું શ્રાદ્ધ કરવા આવે છે. ફલ્ગુ નદીને કાંઠે બ્રાહ્મણ લોકો શ્રાદ્ધ કરાવે છે. શ્રાદ્ધ કરાવ્યા પછી મોટા ગોર આવે છે. તે પોતાના મન માનતા પૈસા યાત્રાળુ લોકો પાસેથી લઇ આશિર્વાદ આપે છે. ગોરનું નામ વિઠ્ઠલસેનજી ગયાપાલ છે. તે બહુજ શ્રીમાન છે. ત્યાંથી અમો તા. ૧૫–૭–૩૧ ને રોજ કાનપુર આવ્યા.

## કાનપુર

સવારના આઠ વાગે સ્પેશિયલ ટ્રેન કાનપુરના સ્ટેશને આવીને ઉભી રહી હતી. અહીં ગંગાનો ઘાટ બહુ સુંદર હોવાથી ઘણાખરા યાત્રાવાસીઓ વહાનો કરી ગંગા કાંઠે સ્નાન કરવા ગયા હતા. અમો પણ અમારા એક સ્નેહી મિત્ર ગૌરીશંકર સાથે ઘાટપર સ્નાન કરવા ગયા હતા. સ્નાન કરી ગામ જોવા ગયા હતા. પ્રથમ અમારા પરમ સ્નેહી શ્રીમાન વિઠલદાસભાઇને મલવા ગયા હતા. તેમને અમારૂં બહુ જ સન્નમાન કરેલું હતું એટલું નહિ પણ પોતે રાતના આઠ

બન્ને સ્ટેશને અમોને મલવા પણ આવ્યા હતા. તેઓ પાટણના વતની છે ને ઘણા વર્ષથી અહીં રહે છે. તેમને કાપડનો વ્યાપાર છે. કાનપુરથી અમો તા. ૧૬-૭-૩૧ ને રોજ આગ્રા આવી પહોંચ્યા હતા.

## આગ્રા.

સવારના આઠ વાગે અહીં સ્પેશિયલ ટ્રેન આવી પહોંચતાં ઘણાખરા યાત્રાવાસીઓ ચાહપાણી પી જમના સ્નાન કરવા ગયા હતા. અમો પણ જમનાનું સ્નાન કરી તાજમહેલ જોવા ગયા હતા. એ તાજમહેલ ખરેખર હિંદની આબેહુબ કારીગરીનો અદ્દ્ભૂત નમુનો છે. આગ્રાનો કીલ્લો પણ ખરેખર જોવા જેવો છે. તેમાં મુગલાઈ બાદશાહના વખતની રાજ જાતિનાં ભારે ચિન્હો હજુ પણ જેવાંને તેવાં છે. આ કીલ્લો જોવાને માટે ૦-૨-૦ ની ટીકીટ કરાવવી પડે છે. તે બાદશાહ અકબરે ૧૫૬૬ માં બંધાવ્યો છે. કીલ્લાની અંદર ઔરંગઝેબે બંધાવેલો દીવાને આમનો બંગલો પણ બહુ જ જોવાલાયક છે. અહીં અમારી ગાડી બદલાવાની હોવાથી શહેર જોયા પછી અમો ગાડી બદલાવવાની ખટપટમાં પડયા. અહીંથી એક સ્પેશિયલને બદલે બે સ્પેશિયલ કરવામાં આવી હતી. તેમાં પણ સગવડ બહુ સારી રાખવામાં આવી હતી. એક ગાડી ઉપડયા પછી અરધા કલાકે બીજી ગાડી ઉપડતી હતી. અમારો મુકામ પહેલી સ્પેશિયલમાં હતો. તા. ૧૮-૭-૩૧ ને રોજ અમે જેપુર આવી પહોંચ્યા હતા.

## જેપુર.

આ શહેર રજપુતાનામાં એક પ્રખ્યાત દેશી રાજ્યની રાજધાનીનું ઉત્તમ શહેરમાંનું એક છે. રજપુતાનાના તમામ શહેરોમાંથી તે ઉત્તમ શહેર છે. ત્યાં એકલાખ વીસ હજાર માણસની વસ્તી છે. અહીં સડકો પહોળી ને સારી છે. અહીંથી દોઢ માઇલ ઉપર પર્વત ઉપર સૂર્યનું મંદીર ને બે કુંડ છે. તેમાં ગુપ્ત રીતે ગાયના મુખમાંથી ગંગાજી આવે છે. ત્યાં અમો સ્નાન કરવા ગયા હતા. તે સ્થાન ઘણું રમણીય ને શાન્તિકારક હતું. ત્યાં સ્રી ને

પુરૂષને નહાવાના જુદા જુદા કુંડો છે. ત્યાંથી તા. ૧૮–૭–૩૧ ને રોજ સવારમાં અમારી ટ્રેન અજમેર આવી પહોંચી હતી.

## અજમેર.

આ એક પ્રસિદ્ધ શહેર છે. આનું સ્ટેશન પણ વખાણવા લાયક છે. ત્યાં ખ્વાજા સાહેબની દરગાહ બહુ પ્રસિદ્ધ છે. મેયોકોલેજ ને આર્યસમાજનું મંદીર જોવા લાયક છે. અજમેરથી ૭ સાત માઈલ પુષ્કરરાયજીનું મોટું તીર્થ છે. ત્યાં અમો મોટર કરી સ્નાન કરવા ગયા હતા. પુષ્કરરાયજીમાં ઘણા બ્રાહ્મણો રહે છે ને આ સ્થાન બહુ જ પવિત્ર છે. અહીં બ્રહ્માની મૂર્તિ છે ને બીજાં ઘણાં મંદીરો દર્શન લાયક છે. રસ્તો પહાડમાં કાઢેલો છે પણ મોટરો ને ટાંગા સહેલાઈથી જઇ શકે છે. પુષ્કર એ સર્વ તીર્થનો રાજા છે. અહીં શ્રાદ્ધ પણ કરાવે છે. ત્યાંથી તા. ૧૯–૭–૩૧ ને રોજ અમો ચિતોડ-ગઢ આવી પહોંચ્યા.

## ચિતોડગઢ.

ચિતોડગઢ એ ઇતિહાસ પ્રસિદ્ધગઢ છે. સ્ટેશન ઉપર કેટલીએક દુકાનો છે તેનો કીલ્લો ડુંગરપર છે તે જોવા લાયક છે. ઉદેપુરના ગવરનરની પરવાનગીથી કીલ્લો જોવા જવાય છે ત્યાં કીર્તિસ્થંભ ને જયસ્થંભ જોવા જેવા છે તથા મીરાંબાઇએ બંધાવેલું રણછોડ-રાયનુ મંદીર પણ જોવા જેવું છે. ૧૩૦૩ માં અલ્લાઉદીન ચિતોડ ઉપર ચઢી આવ્યો હતો તેમાં રજપુતો હારવાથી પદ્મમણી વિગેરે ૧૨૦ સ્ત્રીઓ આ ગઢ ઉપર બળી ગઈ હતી. મીરાંબાઇનો જન્મ ૧૪૭૪ માં થયો હતો. અહીંથી અમો તા. ૨૦–૭–૩૧ ને રોજ નાથદ્વારા સ્ટેશન આવી પહોંચ્યા. અહીંથી સાત આઠ માઇલ શ્રી નાથજી થાય છે. મોટર ને ગાડીના સાધનથી ગામમાં જવાય છે. અમો મોટર કરી પાંચ વાગે ગામમાં ગયા હતા તે વખતે સેનના દર્શન થઇ જવાથી અમે ધર્મશાળામાં ઉતર્યા હતા અહીં ત્રણ દિવસ અમારી સ્પેશિયલ ગાડી રોકવાની હોવાથી જમવાની ગોઠ-વણ ગોર મારફત અમે કરી હતી. હમેશાં મંદિરમાંથી ગોર પ્રસાદી

પહોંચાડતા હતા. અમો બીજે દિવસે સુંદર વિલાસમાં સ્નાન કરી શ્રીનાથજીના દર્શન કરી એકલંગી મહાદેવના દર્શન કરવા ગયા હતા ત્યાં અમોને બાર વાગે આનંદથી મહાદેવજીના દર્શન થયાં હતાં. આ સ્થાન બહુ રમણ્યને દર્શન લાયક છે ત્યાં હજારો મનુષ્યો દર્શન કરવા આવે છે ત્યાંથી અમો ઉદેપુર જોવા ગયા હતા. આ શહેર જુનુ ને ઈતિહાસીક છે તળાવમાં રાજાના મહેલ જોવા લાયક છે. ચિતોડ તૂટયાથી રાણા ઉદયસિંહે આ શહેર વસાવ્યું છે. અહીંના રાજકર્તાઓ ઉંચા કુળના ગણાય છે. ૧૫૭૭ માં અકબર બાદશાહે ઉદયપુર જીત્યું પછી પ્રતાપસિંહે ૧૫૮૬ માં મુસલમાનોને જીતી ઉદયપુર પાછું લીધું હતું. અહીંનું મ્યુઝીયમ જોવા લાયક છે અમો પાછા સાંજરે શ્રીનાથદ્વારામાં દર્શન વખતે ભારે ભીડ થાય છે. અહીંનો વૈભવ બહુજ વખાણવા લાયક છે. હમેશાં રૂા. ૧૨૦૦) નો થાળ થાય છે નોકર વર્ગને પતળાવળી મળે છે તે લોકો યાત્રા વાસીને વેચે છે આ ગામમાં પણ જવલ્લેજ કોઇક યાત્રાવાસી રાંધતા હશે. અહીંનું ચિત્રકામ ઘણું સુંદર ને વખાણવા લાયક છે. અહીંથી અમો તા. ૨૪-૭-૧૯૩૧ ને રોજ આબુરોડ આવ્યા હતા.

## આબુરોડ.

આબુરોડથી અંબાજી માતાએ પણ જવાય છે. તેથી આમારામાના કેટલાક માણસો ટ્રેન ઉભી રહેતાં પોતાનો સામાન લઇ અંબાજી જવાને તૈયાર થયા હતા. અમારે તો આબુ પર્વત પર ચડવાનું હોવાથી અમે મોટરની ટીકીટ લઇ આબુ જોવાને સાંજના પાંચ વાગે પર્વત ઉપર ગયા હતા. નખી તળાવ પાસે રૂઘનાથજીનું મંદીર છે ત્યાં અમે ઉતારો રાખ્યો હતો. ત્યાં ઠંડીનું જોર વિશેષ છે. સવારે વહેલા ઉઠી ચાહપાણી પી અમે ભોમીયાને લઈ ને અર્બુદા દેવીના દર્શન કરવાને ગયા હતા. અહીં ચડવું ને ઉતરવું જરા કઠણ છે. પણ અમોને કવિશ્વર દલપતરામની કવિતા યાદ હોવાથી અર્બુદા દેવીના દર્શન કરવા ખાસ મરજી હતી. તે પર્વતની એક ખીણમાં દેવીનું મંદીર છે. ત્યારબાદ અમો દેલવાડનાં જૈન મંદીરો જોવાને માટે ગયા હતા, ત્યાં વિમળશાના તેમજ વસ્તુપાળ તેજ-

પાળાના અઢાર ને બાર કરોડના આરસના મંદિરો જોઇ હિંદની કારીગરી માટે અમો અજાયબ પામ્યા હતા. તે જોવા માટે શિરોહી સ્ટેટ તરફથી રૂ. ૧ા કરનો લેવાય છે. દેરાણી જેઠાણીના ગોખલા તે દશ દશ લાખના કહેવાય છે. તેપણ જોયા ને તેની કારીગરી પણ બહુ વખાણવા જેવી છે. આબુ ઉપર ઘણી વસ્તી છે ને બજાર પણ સારૂં છે. ત્યાં તમામ વસ્તુ મળે છે. ત્યાંની હવા બહુ ઉત્તમ પ્રકારની છે. અલવર, જોધપુર ને વિકાનેર ને શિરોહી દરબારના મોટા હવા ખાવાના બંગલાઓ છે. ત્યાં ઊનાળામાં હવા ખાવાને માટે ઘણા માણસો આવે છે. દેલવાડાથી ત્રણચાર માઇલ અચળેશ્વર કે અચળગઢ છે. તે પણ જોવાલાયક છે. ત્યાં જાંબુની પેદાશ વિશેષ છે. ને મ્યુનિસિપાલ ખાતાની દેખરેખ બહુજ સારી છે. અમો પાછા છ વાગે ઉતરી સ્ટેશને આવ્યા. કરણ કે અમારી સ્પેશિયલ ગાડી અહીંથી બાર વાગે ઉપડી બીજે દિવસે સિદ્ધપુર જવાની હતી. તેથી અમોને આ સ્થાનમાં વધારે વખત રહેવાનો ટાઇમ મળ્યો નહિ.

## સિદ્ધપુર.

સરસ્વતિ નદીના કાંઠે આ યાત્રાનું મોટું શહેર છે. તે ગાયકવાડ સરકારના તાબે છે અહીં ટ્રેન ચાર વાગે આવતાં ગોર લોકો ઉભરાઈ નિકળ્યા હતા. અમે તો સ્વામીનારાયણના મંદીરમાં જઇ એક ગોરને લઇ બિંદુ સરોવર પર માતૃશ્રાદ્ધ કરી મંદીરમાં રસોઇ આપી બ્રાહ્મણો જમાડયા હતા. અમો ત્યાંથી ચાર વાગે મોટરમાં પાટણ આવવા માટે રવાના થયા અને અમારા કાકા અમારા સ્નેહી ગૌરીશંકર સાથે મુંબઈ તરફ રવાના થયા. સ્પેશિયલ ટ્રેનનો સબંધ અમારો અહીં પુરો થાય છે. સ્પેશિયલ ટ્રેનમાં સગવડ બહુ સારી રાખવામાં આવી હતી તથા ઇન્સ્પેકટર રામરાવભાઈ એ પણ પેસે-જરોની સગવડ બહુ સારી રાખી હતી. બરોબર એક મહિને ને આઠ દીવસે અમારી યાત્રા પુરી થઇ હતી.

!!! सत्यमेव जयति !!!

## આ પુસ્તક વિષે અભિપ્રાય.

### મે. રા. રા. રાવ બહાદુર ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઇ બી. એ. એલ. એલ. બી. સંસ્થાન વડોદરાના માજી દીવાન સાહેબ બહાદુર શું કહે છે.

પાટણના પટેલ મગનલાલ શંકરભાઈએ એક પછી એક એ પ્રમાણે " સાદી શિખામણ " ના છ પુસ્તકો બહાર પાડ્યાં છે, અને હાલમાં સાતમું પુસ્તક તૈયાર કરી છપાવવા માંડ્યું છે. સાદી, સરલ અને રસમય ભાષામાં લખાએલાં દાખલા દૃષ્ટાંતથી ભરપુર અને જ્ઞાનના ભંડારરૂપ આ ઉપયોગી પુસ્તકો દરેક સ્ત્રી પુરૂષને ખરીદવા વાંચવા લાયક છે. એક વાર પુસ્તક વાંચવા હાથમાં લીધુ એટલે પુરૂં કર્યા વગર મુકવું ગમે તેમ નથી. નવરાશના વખતમાં ગમત સાથે જ્ઞાન મેળવવાને રા. રા. મગનલાલ કૃત "સાદી શિખામણ" ની પુસ્તકમાળા કરતાં વધારે સારૂં કોઈ પુસ્તક મારા જોવામાં આવ્યું નથી.

| | |
|---|---|
| વડોદરા<br>તા. ૨૯ ઑગષ્ટ<br>સને ૧૯૨૯ | ગોવિંદભાઇ હાથીભાઇ દેશાઈ.<br>નાયબ દીવાન (વાનપ્રસ્થ)<br>વડોદરા રાજ્ય. |



# સાદી શિખામણ.

## પુસ્તક પહેલું.




### આનું નામ દયા !

અકબર બાદશાહ એક વખતે મુસાફરીએ પોતાનાં ગામો જોવાને નીકળ્યા હતા. એક ગામમાં એક મહીનો મુકામ હતો અને ત્યાં ડેરા તંબુ નાંખેલા હતા. એક મહીનો પુરો થતાં જ્યારે તંબુ ઉપાડી લેવાનો વખત આવ્યો તે વખતે તંબુના ઉપલા સ્થંભ ઉપર એક ચકલીનો માળો બાદશાહે દીઠો ને તેમાં ચકલી ઈંડાં મુકવાની તૈયારીમાં હતી. આ બનાવ જોતાં તંબુખાનાના ઉપરીને બાદશાહે હુકમ કર્યો કે આ ચકલી ઇંડાં મૂકે ને તેનાં બચ્ચાં મોટાં થઇ ઉડે ત્યારે જ આ તંબુ પાડજો, એટલો હુકમ આપી બાદશાહ દિલ્હી તરફ રવાના થયા. ધન્ય છે તેવા દયાળુ બાદશાહને! દયા તો આનું નામ કહેવાય.

## જુવાનીની શોધ.

એક ડોશી લાકડી લઇ વાંકી વળીને ચાલતી હતી, તેનું શરીર વૃદ્ધાવસ્થાને લીધે બધું વળી ગયું હતું, તેને એક યુવાન પુરૂષે પુછ્યું: ડોશીમા! તમે જમીનમાં વાંકાં વળી શું જુઓ છો? તે વખતે ડોશીમા બોલ્યાં:—

### કવિત.

કેડથી નમેલી ડોશી, દેખીને જુવાન નર,
કહે શું શોધો છો કશી ચીજ અછતી રહી.
કહે ડોશી બાળપણું, ખબર વિના મેં ખોયું,
જુવાનીમાં દીવાની, તારા જેવી ગતિ રહી.
છવાઇ જરાની છાયા, કાયાના વિખાયા બંધ,
ગાયા ન ગોવિંદ રાયા, માયમાં ઉન્મત્ત રહી.
ઝુકી ઝુકી ડોકી વાંકી, રાખી દલપતરામ,
જોતી હું ફરૂં છું જે, જુવાની કયાં જતી રહી.

## મુંગાનું સ્વપ્નું—સમજે ને પસ્તાય.

એક મુંગો હતો. તે ગામ બહાર રખડતો હશે. તેણે રખડતાં રખડતાં એક સાકરનો કોથળો પોઠીયા ઉપરથી નદી પાસે પડી રહેલો જોયો. ત્યાં જઇને તેનાથી જેટલી સાકર ખવાય તેટલી ખાધી ને પછી ગામમાં આવીને બધાને સાનમાં સમજાવવા લાગ્યો પણ આ મુંગાની ભાષા કોઈ સમજી શકે નહિ તેથી મુંગો પોતાના મનમાં પસ્તાવા લાગ્યો. જરા આગળ ચાલ્યો એટલે તેને બીજો કોઇ તેના જેવો મુંગો મળ્યો. તે તેની ભાષા સત્વર સમજી ગયો અને તેની સાથે ગયો ને ખુબ સાકર ખાઈને આનંદ કર્યો. જેમ મુંગાની પારસી મુંગો જ જાણે તેમ ભકતોનો આનંદ ભક્તો જ જાણે છે. તે પ્રમાણે હરિરસને જાણનારા મહાભકતોનો ખરો આનંદ બિચારા પામર વિષયી જીવો કયાંથી જાણી શકે? એક સ્થળે કહ્યું છે કેઃ—

"સિંહણનું દુધ સિંહણ સુતને જ જરે છે ને તે કનક પાત્રમાં રહે બીજા પાત્રમાં રહી શકતું નથી."

તે જ પ્રમાણે પ્રભુનો પ્રેમ એકાંતિક ભકતોના હૃદયમાં જ ટકી શકે છે. વિષયી જીવોથી તે સહેજવાર પણ જીરવાતો નથી.

## અનુભવ વિના ઉત્તમ વસ્તુનો ઉપયોગ થતો નથી.

એક શ્રીમન્ત પાસે ચન્દ્રકાન્ત મણિ હતો પણ તેને પેટીમાં સાચવી રાખ્યો હતો. જ્યારે તે શ્રીમન્ત માંદગીની પથારીએ પડયો ત્યારે તેના ત્રણે પુત્રોએ તે મણિની માગણી કરી. શ્રીમન્ત બોલ્યોઃ મારા વહાલા પુત્રો! મારી પાસે જે કાંઇ છે તે સર્વે તમારૂં છે, પણ તમોને મણિની યોગ્યતાની કદર નથી એટલે હાલ હું જીવંત છું ત્યાંસુધી સોંપીશ નહિ, પણ મારા મુવા પછી તમે તેની સંભાળ રાખશો તો કદિ પણ ભુખ્યા રહેશો નહિ કેમકે તેમાં મહાન ગુણો સમાએલા છે. પણ મારૂં એટલું વચન યાદ રાખજો કે મણિની સંભાળગત કરવાને માટે પ્રથમથી તમારે જ્ઞાન મેળવવું જોઇએ. નહિ તો એ મણિ તમને ફળરૂપ નહિ થાય. થોડા રોજ પછી તે શ્રીમન્ત સ્વર્ગવાસી થયા ત્યારે પેટીમાંથી મણી કાઢી ત્રણે પુત્રોએ એક એક મહીનો સંભાળથી રાખી ઉપયોગ કરવા માંડયો, પણ ચન્દ્રકાન્ત મણીનું જ્ઞાન બે પુત્રોને નહિ હોવાથી રાતને વખતે તેના પ્રકાશમાં શિકાર ખેલવા લાગ્યા. જ્યારે ત્રીજા પુત્રનો વારો આવ્યો ત્યારે તેણે મણીમાં એક દૃષ્ટિ કરી અમૃતનું પાન કર્યું ને પૂર્ણિમાને દિવસે પ્રાસાદતલ (અગાસી) ઉપર ચંદ્રના પ્રકાશમાં તે મણિને રાખી લાખો રૂપિઆનું સોનું મેળવ્યું. જુઓ, આ પુત્રને મણિનું જ્ઞાન હતું તેથી તે શ્રીમન્ત બન્યો ને પેલા બેને જ્ઞાન અને અનુભવ નહિ હોવાથી ઉલટા પાપ કરી નર્કમાં પડયા. માટે મહાત્મા પુરૂષો કહે છે કે અનુભવ વિના ખરૂં સુખ પ્રાપ્ત થતું નથી.

## મહાત્મા વસિષ્ઠની ધીરજ.

વસિષ્ઠના સો પુત્રોને વિશ્વામિત્રે મારી નાખવાથી વસિષ્ઠમુનિ

નિર્વંશ જાણીને વાનપ્રસ્થ દશામાં પોતાનું જીવન ગાળી રહ્યા હતા. એક દિવસે રાત્રે વિશ્વામિત્ર તેને મારવાને માટે આવેલા, તે વખતે ચાંદની ખીલી રહી હતી. તે ચાંદનીમાં વૃક્ષોની ઘટામાં આવેલી વસિષ્ઠની પર્ણકુટીમાં વસિષ્ઠ અને અરૂંધતી બેઠેલાં હતાં. વિશ્વામિત્રનું લખેલું એક પુસ્તક વસિષ્ઠ વાંચતા હતા. એટલામાં અરૂંધતી તેમની છેક નજીક આવી કહેવા લાગ્યાં. જુઓ! આજે ચાંદની કેવી સરસ ખીલી રહી છે! એ પ્રકાશ શાને વડે હશે? પ્રત્યુતરમાં મહાત્મા વસિષ્ટ એમ બોલ્યા કે હે સતી! એ પ્રકાશ તો વિશ્વામિત્રના તપને લીધે છે. એટલું વિશ્વામિત્રે સાંભળતાં પોતાના મારવાનાં તમામ હથીયાર વસિષ્ટના પગમાં મુકી દંડવત્ પ્રણામ કરી પ્રાર્થના કરવા લાગ્યા. ત્યારે મહાત્મા વસિષ્ટે કહ્યું કે "આવો બ્રહ્મર્ષિ."

## કાળને કોઇ જીતી શકતું નથી.

કીસાગૌતમી નામની બાઇની એક સુંદર દીકરી મરણને શરણ થઇ, ત્યારે બાઇ ગાંડી બની, મરેલા શબને પોતાના ખોળામાં લઇ તેને સજીવન કરવા આમતેમ દોડવા લાગી. રસ્તામાં એક સાધુને દેખી પ્રાર્થના કરવા લાગી કે હે, મહારાજ! મારી દીકરીને આપ સજીવન કરો. સંત મહારાજે કહ્યું:—ભલે, બાઈ! તમારી મરણ પામેલી દીકરીને હું સજીવન કરૂં. પણ તમે જેના ઘરમાં કાળે પ્રવેશ કર્યો ન હોય તે ઘરમાંથી ચપટી રાઇ લઈ આવો! બાઈ હર્ષ પામી શબને નીચે મૂકી સેંકડો ઘર ભટકી, પણ કાળે પ્રવેશ કર્યો ન હોય એવું એકે ઘર તેને જડયું નહિ. આથી નિરાશ થઇ પેલા સંત પાસે આવી કહેવા લાગી. ત્યારે સંતે કહ્યું, કે સંસારમાં જન્મ્યું તે મરવાને માટે જ. પદાર્થ માત્ર નાશવંત છે, માટે હે બાઇ! તું ખોટો મોહ છોડી દે; કેમકે કાળને કોઈ જીતી શકતું જ નથી. ઇશ્વરના ઘર આગળ મનુષ્યનો ઉપાય લેશમાત્ર ચાલતો જ નથી.

## સ્વામી વિવેકાનંદનાં વચનો.

એકવાર સ્વામી વિવેકાનંદે શરદના ચંદ્રની વાત કરતાં કહ્યું

હતું કે, "આની અંદર કેવી અખુટ શક્તિ ભરેલી છે?" "હું પામરથી શું થઈ શકે?" એવા વિચારો કરવાથી જ આજે તમે ખરેખરા પામર અને વીર્યહીન બની રહેલા છો. એકવાર દરિઆપારના દેશોમાં જાઓ, અને જુઓ કે, ત્યાંના લોકોનો જીવનપ્રવાહ કેવા વેગથી વહી રહ્યો છે? પછી તમારા દેશ તરફ નજર કરી સ્થિતિ કેવી છે તે જુઓ. આટલા બધા ભણવાની મગજમારી કરવા છતાં, પણ ભીખારીની માફક તમે બીજાઓ પાસે જઈ ઉભા રહો છો કે નોકરી આપો, નોકરી આપો! એવા કાલાવાલા કર્યા સિવાય, અને નોકરી માગવા સિવાય તમો લોકોને બીજું કાંઇ સૂઝતું નથી. બીજાઓની ઠોકરો અને બીજાઓના જોડા ખાઇને મનુષ્યત્વ સુદ્ધાં પણ ગુમાવી બેઠા છો. વળી ખરૂં પૂછો તો એક પાઇ જેટલી પણ હવે તમારી કિંમત રહી નથી. આવો ફળદ્રુપ લચી રહેલો સુંદર દેશ તમને મળ્યો છે, તોપછી પારકી તાબેદારીની શી જરૂર છે!"

## ધનમાં પુષ્કળ દુ:ખો રહેલાં છે.

પૈસો એવી બુરી ચીજ છે કે તેની ઇચ્છા જેણે કરી તેને દુ:ખ ભોગવવું પડયું છે. તેનું એક સાધારણ દૃષ્ટાંત આપણી ગુજરાતી પોથીઓમાં છે, તે ખરેખર વિચારવું જોઇએ. ચાર જણાને પૈસો મેળવવાની ઇચ્છા થઇ, એટલે તેઓ જંગલમાં પ્રભુની પ્રાર્થના કરવા લાગ્યા કે હે વિભુ! અમોને ધન આપ. એટલામાં આકાશ-વાણી થઈ કે હે મૂર્ખાઓ! તમે ધનની ઇચ્છા કરો નહિ, તેમાં તો અનેક પ્રકારનાં દુ:ખો સમાએલાં છે. પેલા ચાર જણાઓએ પ્રત્યુત્તર આપ્યો કે ભલે અનંત પ્રકારનાં દુ:ખો હોય. તેને અમે ઉમંગથી ભોગવીશું, પણ ધન મળો. ત્યારે પ્રભુકૃપાથી એક મોટું સોનાનું ઢીમ જંગલમાં આ ચારે જણને દેખાયું. તરત જ ચારેની દૃષ્ટિમાં સોનાની પીળાશ પ્રસરી ગઇ. આપણે આજ મીઠાઇ લાવો, પ્રેમથી ખાઇએ. આમ બે જણ મીઠાઇ લેવા ગયા પણ તેમાં તેમણે ઝેર ભેળવ્યું. પેલા

બેએ તેને આવતાંની સાથે જ પાણીમાં ફેંકી મારી નાંખી, રાજી થઇ મીઠાઇ ખાધી તેથી તે પણ તુરત મરી ગયા. ચારેની બુદ્ધિમાં ફેર પડવાથી સોનું સોનાના ઠેકાણે રહ્યું અને ચારે જણા જીવના ગયા. જુઓ! પૈસાનો પ્રતાપ!

## સહોદર વિષે.

### દોહરો.

ભાઈ કદાપિ ભાઇથી, આપ રહે અણમીલ;
તોપણ તેનું ભાઇને, દુઃખે દાઝશે દીલ— ૧
ભાઈ ભલો ભુંડો ભલે, તોપણ તેની તુલ્ય;
જોડ જડે નહિ જગતમાં, મહા ખરચતાં મૂલ્ય— ૨

### ભુજંગી છંદ.

કદી તે લડી બોલ બુરા કહેશે,
કદાપી બીજાને કહેવા ન દેશે;
ડરે વીરને દેખીને વેર વાઇ,
ભલે હોય ભુંડો ભલો તોય ભાઈ— ૧
લડયા તોય લોકો કહે એકલોહી,
સભા મધ્ય જાતા રહે જોડ સોહી;
વિના જોડ સર્વત્ર લાગે લુખાઈ,
ભલે હોય ભુંડો ભલો તોય ભાઇ— ૨
મળે જો ઘણા માનવી અન્ય મિત્ર,
ભલે હોય પ્રેમી પુરા ને પવિત્ર;
નહીં ભાઇની તુલ્ય ના તો ગણાઇ,
ભલે હોય ભુંડો ભલો તોય ભાઇ— ૩

## ખારા પાણીનું માછલું મીઠા જળમાં રહે નહિ.

સાકરખોરનું સાકર જીવન, ખરના પ્રાણ જ હરે;
ખારા સિંધુનું માછલડું, જેમ મીઠા જળમાં મરે.

———•———




## ભારવી કવિ.

એક બ્રાહ્મણનો છોકરો હતો તે પરણ્યો હતો ને તેને માબાપ ન હતાં. પોતે અવસ્થાએ નાનો તેથી તેના સાસરામાં જઇને રહેતો હતો. પોતે કાંઈ ભણેલો પણ ન હતો, તેથી તેને ઢોરાં ચારવા મોકલતા. વગડે ઢોરાં ચારતાં કોઇ વિદ્વાન ઋષિનો જોગ તેને થઇ ગયો. તે છોકરાનું નામ ભારવી હતું. તે પછી પેલા ઋષિ પાસે ભણવા લાગ્યો. નિત્ય ઢોરાં ચારતો જાય ને ભણે. એમ કરતાં ભણીને મોટો પંડિત થયો, એટલે તાડના પત્રમાં કાવ્ય કરીને શ્લોકો લખવા માંડયા. તેણે કિરતાર્જુન નામનું મહાકાવ્ય બનાવ્યું. એમ કરતાં એક દિવસે તેની સ્ત્રી કહે કે તું બ્રાહ્મણનો પુત્ર થઇને મૂર્ખ રહ્યો ને ઢોરાં ચારતો ફરે છે તે હવે ક્યાં સુધી આમને આમ નભશે, ને સંસાર શી રીતે ચલાવશે? ત્યારે તે છોકરો કહે કે સંસાર ચલાવવામાં શું મહેનત છે? તેની સ્ત્રી કહે કે–ધન જોઇએ, ઘર જોઇએ, ખાનપાન વિગેરે ઉપભોગ હોય તો ઘર શોભે નહિ તો ભિખારી ગણાય ને આ તમે કાંઈક ભણીગણીને આ પાંદડાં લખ્યા કરો છો પણ વ્યવહારિક કંઇ લોકમાં નોકરી ચાકરી થાય એવું તો ભણ્યા નહિ. ત્યારે કહે કે મારા ભણવામાં બહુ માલ છે. લે આ એક શ્લોક આપું તે તું વેચી આવ ને હજાર રૂપિઆ આપે તેને આપજે નહિ તો મારો શ્લોક પાછો લાવજે. એમ કહીને એક કાગળીઆમાં શ્લોક લખી આપ્યો.

**स.सावि दधितन क्रियामविवेकः परमापदांमदः ।**
**ब्रणु ते हि विमर्शकारीणां गुणलुब्धाः स्वयय मेव संपदः ॥**

અર્થઃ-કોઇ માણસે સહસા ક્રિયા ન કરવી ને જો પોતાના દેહની ક્રિયા પણ જો સહસા કરે છે તો તેને ડગલે ડગલે પરમ આપદાઓ આવે છે અને જે વિચારીને ક્રિયાઓ કરે છે તેને ડગલે ડગલે સંપદાઓ મળે છે. એ ભાવાર્થ છે. આમાંથી જેમ ઘટે તેમ અર્થ લેવો. આવો શ્લોક લખીને પેલા ભારવી કવિએ પોતાની સ્ત્રીને આપ્યો. સ્ત્રી લઇને શહેરમાં વેચવા ગઇ તે ગલીમાં જઇને એમ કહે કે-લ્યોરે શ્લોક ! ત્યારે કોઈ માણસ પુછે કે બાઇ તમે શું વેચો છો ? ત્યારે તે કહે કે શ્લોક વેચું છું. પછી તે શ્લોકને તે માણસ જુએ ને વાંચી જોઇને છેડે હજાર રૂપિઆ કિંમત લખેલી તે જોઇને કાગળ પાછો આપીને ઠેકડી કરે એટલે પેલી બાઈ ખસીઆણી પડે. એમ કેટલીક જગોએ અપમાન પામીને ઉદાસ થઇને બાઇ વિચાર કરવા લાગી કે મારો પતિ તો ઢોરાં ચારનાર ગોવાળીઓ છે તે તેનામાં શો ભલીવાર હોય; એમ ધારી નિરાશ થઇને ચાલી એટલે એક શેઠીઆએ બોલાવીને કહ્યું કે હે બાઇ, તમે શું વેચો છો ? ત્યારે તે બાઇ કહે કે શ્લોક. ત્યારે તે કહે કે લાવો. એમ કહી લઇને વાંચી જોયું ને વિચાર કર્યો કે આપણે બહુ પૈસા છે ને તે શા અર્થે આવનાર છે. એમ જાણીને હજાર રૂપિઆ આપીને એ શ્લોક લીધો ને પોતાની બેઠકમાં બેઠાં બેઠાં દેખાય તેવી રીતે ઉંચે ચોંટાડયો. ત્યારપછી પેલો વાણીઓ પરદેશ ગયો ને ત્યાં દશબાર વર્ષ સુધી રહ્યો. પછી ખુબ કમાઇને વહાણમાં માલ ભરીને આશરે પંદરેક વરસ જતાં આવ્યો, ને પોતે ગયો ત્યારે પોતાની સ્ત્રીને ગર્ભ હતો, તેથી તેને પુત્ર થએલો. તે પુત્ર પંદર વર્ષનો હતો. હવે પેલો વાણીઓ આવ્યો કે વધામણી આવી. તેથી રાજાએ તોપો છોડાવી ને શેઠીયાનું સારૂં સન્માન કર્યું, પછી તે શેઠ પોતાને ઘેર આવ્યો, એટલે તો ઘરમાં પુરૂષનો પોશાક તથા સુવાને માટે એક મોટો ઢોલીયો, મચ્છરદાની વગેરે ઠાઠ જોયા ને પેલા છોકરાને પણ જોયો એટલે તે વાણીઓ તલવાર લઇને પેલો છોકરો ઢોલીયામાં

સૂતો હતો તેને મારવા ગયો, ત્યાં પેલો શ્લોક તેના જોવામાં આવ્યો તેથી તેણે વિચાર કર્યો કે—સહસા કાંઇ ન કરવું ને સહસા કરે છે તેને ડગલે ડગલે આફત આવી પડે છે એમ ધારી પાછો વળ્યો ને પોતાની માને પૂછ્યું, એટલે તે વૃદ્ધ ડોશીએ કહ્યું કે—એ તો તારો પુત્ર છે, એમ કહી સર્વે હકીકત કહી બતાવી. આથી તે વાણીઓ પસ્તાયો અને વિચાર કર્યો કે—આ શ્લોકના હજાર રૂપિઆ મેં મૂલ્ય આપ્યું તે બહુ જ થોડું આપ્યું છે, પરિપૂર્ણ આપ્યું નથી. કરોડો રૂપિઆ આપીએ તો પણ આ શ્લોક સોંઘો છે, કારણકે કરોડો રૂપિઆ ખરચીએ પણ પુત્ર ક્યાંથી મળે. એમ ધારીને પછી તેણે બહુ પુણ્યદાન કર્યું. આ સમયે મારો પુત્ર બચી ગયો તે બહુ જ સારૂં થયું. પેલી બ્રાહ્મણની સ્ત્રી હજાર રૂપિઆ લઇને રાજી થઇને ઘેર ગઇ હતી. તેણે પેલા કવિને ઢોરાં ચારવાનું મુકાવી દીધું હતું અને રાજદરબારમાં અને જનસમાજમાં મહાકવિ ભારવી પ્રસિદ્ધિને પામ્યા. ભારત ભૂમિમાં આવા મહાન્ પુરૂષો પૂર્વે સેંકડો થઇ ગયા છે. તેમનાં અમર નામો અત્યારે પણ સજીવન છે.

સંગત કરશે તેવી રંગત, અંગે નિત ચડશે;
હીંગ ગંધ નવ હણશે, પયમાં પત્થર નવ ગળશે.
કેતકી કદિ નવ ફળશે, કેસુડે વાસ નવ મળશે;
ભણે વાંચશે ગીતાગુણિકા, તોય પાપમાં પડશે.

## હંસ અને ઉંદર.

એક ઉંદર કીચડમાં પડી ગયો હતો. તે તેમાંથી બહાર નીકળી શકતો નહોતો અને ફુલી જઇ મરણ સ્થિતિએ પહોંચેલ તેવામાં દયાળુ પક્ષી હંસે તેને તરફડતો અને મરણની તૈયારીની સ્થિતિએ પહોંચેલ જોઇ તે પ્રાણી પર તેને દયા આવી, તેથી તેના પાસે જઇ તપાસ કરતાં છેલ્લા શ્વાસ લેતો હોય તેવો આભાસ થતાં પવિત્રાત્મા હંસે વિચાર કર્યો કે હવે આની છેલ્લી સ્થિતિ છે, બચે કે ન બચે. પરન્તુ તેને આ કીચડમાંથી કાઢી પવિત્ર ગંગાજીમાં કીચડવાળો

મટાડવાને નિમિત્તે નવરાવીશ તો મરવાથી પણ જે પવિત્ર જળમાં સ્નાનના પરિણામે તેની ઉત્તમ ગતિ થશે. આમ વિચારી કીચડમાંથી મૃત્યુવશ થએલ તે ઉંદરને આસ્તેથી લઇ જીવના કલ્યાણ સિવાય કશો સ્વાર્થ નથી એવા એ પરમાર્થ પરાયણ હંસે તેને ગંગાજી લઇ જઈ તેમાં નવરાવી તેનો મેલ (કીચડ) ધોયો અને સ્વચ્છ કર્યો. જેથી તે ઉંદર જરા સચેત થયો અને ઠંડીને લીધે ધ્રૂજવા લાગ્યો. જેથી હંસ ખુશી થયો કે પ્રભુએ તેને બચાવ્યો, પણ ધ્રૂજે છે માટે તેને મારી પાંખ ઓઢાડું. આમ વિચાર કરી દયાળુ હંસે તેની ધ્રૂજારી મટાડવા માટે પાંખ ઓઢાડી. તેની હુંફ (ગરમી) થી ટાઢ (થંડી) દૂર થઇ અને તે ઉંદર વધારે હોંશિયાર થયો. આવી રીતે મરણથી ઉગારી કીચડમાંથી કાઢી અને મહાન શ્રમ ઉઠાવી પવિત્ર ગંગાજીમાં સ્નાન કરાવી જેણે અત્યંત શ્રમ વેઠી પરોપકાર જ કેવળ કર્યો અને છેવટ ઠંડીથી રક્ષા કરવા માટે પોતાની પાંખ ઓઢાડી ઉંદરને પાંખમાં રાખી તેને જીવતદાન આપી. જે હીત હંસે કર્યું તેના બદલામાં ઉંદરે એ ઉપકારને બદલે દુષ્ટતાજ કરી, અર્થાત્ તેની પાંખ કાપવા માંડી, એટલે હંસે તેને છોડી દેવાની ફરજ પડી. જેથી પાછો તે ઠંડીમાં હેરાન થતો પોતાના દુષ્કૃત્ય જે કૃતઘ્નપણું એટલે કે ઉપકાર કરે તેનું પણ બગાડવાનું મહા પાપી કર્તવ્ય તેને પરિણામે આખરે નાશ જ પામ્યો.

"સારાનું ફળ સારૂં મળશે, નરસાનું ફળ નરસું,
કેશવ વિનવે કરજોડીને, કાંઇક હવે તો કર તું"

## સંસારી સુખ કોઇને પૂર્ણ હોતું નથી.

તંતુ કાચા તણો તાણો સંસાર છે,
સાંધીએ સાત ત્યાં તેર તૂટે;
હોય સત પુત્ર તો મિત્ર સારો નહિ,
હોય સન્મિત્ર ખોરાક ખૂટે;

હોય ધન જો કદી નારી સારી નહિ,
નારી શુભ હોય રીપુ લાજ લુંટે.

## સ્ત્રીઓ માટે સદાચાર.

પૂર્વે સુમન નામની એક પવિત્ર સ્ત્રીએ શાંડીલી નામની સ્ત્રીને મળીને પૂછ્યું કે બહેન! સ્ત્રીઓને સંસાર તરવાનો શો રસ્તો છે? તે મને આપ કૃપા કરીને સમજાવો. મને ખાત્રી થઇ ગઇ છે કે તમો સંસારને સંપૂર્ણ રીતે તરી ગયાં છો, તો કેવાં આચરણથી તમો તર્યાં છો તે મને કહો. આના જવાબમાં શાંડીલીએ જણાવ્યું કે મેં નથી ભગવાં વસ્ત્રો કર્યાં કે નથી વલ્કલ ધારણ કર્યાં કે નથી શીશ મુડાવ્યું, કે નથી જટા રાખી. આવો બહારનો મેં કશો દેખાવ કર્યો નથી, પણ જે કારણથી દેવગતિને પામી શકી છું તે તમને જણાવું છું.

મેં કયારે પણ મારા પતિને કડવા કે કઠીન શબ્દો કહ્યા નથી. તેમ સાસુસસરાનાં મન પણ જરા દુભાવ્યાં નથી, પણ સંપૂર્ણ રીતે તમામ સંબંધીઓને શુદ્ધ વર્તનથી અને મીઠા શબ્દોથી સંતોષ જ આપેલ છે, અને સદા પવિત્ર પુરૂષ બ્રાહ્મણ ને ગુરૂના ચરણની મેં પૂર્ણ પ્રેમભાવથી પ્રત્યક્ષ પુરૂષોત્તમ પ્રભુ માનીને સેવા કરી છે. ચાડી કે નિંદા કોઇની કરી નથી, તેમ નિંદા કોઇની સાંભળી નથી. કોઈની છાની વાત ખુલ્લી કરી નથી. પતિ ઘેર આવતાં મેં કદી મારા તરફથી અસંતોષ તેમને પેદા કર્યો નથી, પતિના મતથી વિરૂદ્ધ વર્તી નથી; તેમ ડાહી થઇ સલાહ આપવા મંડી નથી! પતિને જે ન ગમે તે મારે પણ ન જોઇએ, ઘરનું કે કુટંબનું જે કાંઇ કામ હોય તેનો તુરત જ નીકાલ કરી દેતી, પણ કોઇ કામને રખડાવતી નહિ. તેવા નિયમો જે સ્ત્રી પાળે તે અરૂંધતીની પેઠે જગતમાં અવસ્ય પુંજાય એ નક્કી સમજવું.

## કીર્તીનાં કોટડાં પાડયાં પડતાં નથી.

યશ ઉજ્જવળ જન જેહને,
ધન્ય તેનો અવતાર;
સુંદર સૌ ચાલ્યું જશે,
યશ અચળ રહેનાર;
ઝુલે ગજ નિજ આંગણે,
ઉભા અશ્વ અપાર;
સુંદર સૌ ચાલ્યું જશે,
યશ અચળ રહેનાર.

## ભાગ્ય વિના કાંઇ મળતું નથી.

### દોહરો.

રત્નાકર જેના પિતા, લક્ષ્મી જેની બ્હેન,
પણ ભિક્ષાટન શંખને, ભલા ભાગ્યકી રેન.

## સાચી કથા કોણે કરી ?

વ્યાસ વેશ્યાની એક જ પેર, વિદ્યા બેટી ઉછેરી ઘેર;
વ્યાસ કથા કરે ને રડે, જાણે દ્રવ્ય અદકેરૂં જડે.
જે જાણે વાંચ્યાની પેર, અખા કોણ વાંચે પોતાને ઘેર;
કથા કરી તે શુકજી ખરી, પરિક્ષિતને મેળવ્યા હરી.
શીખ થઈ ત્યારે આપ્યું શું, નગ્ન થઇ ગયા વનમાં પશુ;
નિસ્પૃહીની છે એવી કથા, અખા બીજી પેટ ભર્યાની વ્યથા.

## જ્ઞાનોપદેશ.

સુકું જ્ઞાન ને વ્યંડલ મૂછ, કરપી ધન કુતરાનું પૂંછ,
એ ચારથી અર્થ ન થાય, સામું એબ ઉઘાડે કાય.
પછી કરે ન ચાકરી, અજગર કરે નહિ કામ;
દાસ મલુકા યું કહે, સબકા સીતા રામ.
ઝાઝા નબળા લોકથી, કદી ન કરીએ વેર;
કીડી કાળા નાગનો, પ્રાણ જ લે આ પેર.

ભલે પધાર્યાં લક્ષ્મીબાઈ, સગાં સંબંધી આવ્યાં ધાઇ;
કોઇ કહે મારો પીતરાઇ, કોઇ કહે મારો જમાઇ.
માયા વડી મોહિની, જેના વજ્રના ગાળા;
સાંગો કહે સબવાણા, કંઇક ચડયા કઇંક પાળા.
મારૂં મારૂં શું કરે, તારૂં નથી તલભાર;
સમજે નહિ તો માનજે, ખાવો પડશે માર.
કનક તજ્યો કામની તજ્યો, તજ્યો ધાતુકો સંગ
તજવો બહુ કઠીન છે, માન તણો જ પ્રસંગ.
ઉત્તમ સૌથી આજ છે, દુનિયા મધ્યે દામ,
જેની ગાંઠે દામ તે, જાણો દલપતરામ.
લક્ષ્મી માટે લક્ષધા, લડે ભ્રાત ને ભ્રાત;
પુત્ર પિતા સાથે લડે, પુત્રી સાથે માત.

---

## પુલછાબ ત્રીજી.

### વણઝારાનો બળધીઓ.

જ્યું બરદા બનઝારકા, ફરતા દેશ વિદેશ;
ખાંડ ભરે ભુંસ ખાત હે, બીન ગુરૂકે ઉપદેશ.

જેમ વણઝારાનો બળધીઓ દેશ-પરદેશ રખડે છે. તેને માથે તો ખાંડની ગુણો લાદેલી હોય છે, પરંતુ તેને ખાવા માટે તો ખડ ને ભુસું જ મળે છે. તે જ પ્રમાણે નગુરા ઉપદેશહીન વાંચકોનું સમજવું. તે વિષે કવિ નરભેરામ એક સ્થળે કહે છે કેઃ—

“ કહે નરભો ખરને લાભ શો ! મીસરી ભરો કે મરડીયા. ”

## ચતુર ને મૂર્ખ.

મુખ નેન અરૂ નાસિકા, સબહીકો એક ઠોર;
કહીવો, સુનવો, બોલવો, ચતુરકો કછુ ઓર.

મુખ, નેત્ર ને નાક તો સૌના જ્યાં હોય ત્યાં જ હોય છે પણ એનો ઉપયોગ કરવો એમાં જ તફાવત છે. જ્ઞાની કે ચતુરનું કહેવું સાંભળવું ને જોવું તે કાંઇ જુદા જ પ્રકારનું છે.

## ભાગ્ય વિના ભટકવું વૃથા છે.

### દોહરો.

પારસ ક્યાં પામીશ, ત્રાંબાનું તગદીર જો;
દોડે શીદ અધીર, થવું હોય તે થાય છે,

## મોક્ષનું બારણું.

( પરમાર્થ )

એક ગરીબ માણસે કોઇ સાધુને પૂછ્યું મહારાજ ! હું હરિકથા સાંભળવાને ગયો હતો ત્યાં એવી વાત આવી કે પરમાર્થ કર્યા વિના આરો નહિ આવે, પરમાર્થ કરવા સારૂ અસલના રાજાઓ યજ્ઞ કરતા, પરમાર્થને ખાતર પવિત્ર ઋષિઓ પોતાનું સર્વસ્વ બ્રહ્મર્પણ કરી દઇ જંગલમાં ચાલ્યા જતા. પરમાર્થને ખાતર મહા દાનેશ્વરી કરણે પોતાના હાથે પોતાનો દાંત પાડીને તેમાંથી સોનાની રેખા કાઢી આપી હતી. પરમાર્થને ખાતર બલિરાજાએ વામનજીના પગ નીચે કચડાઇને પાતાળમાં જવું કબુલ કર્યું હતું. પરમાર્થને ખાતર મહારાજા અશોક દરવર્ષે પોતાનો સર્વ ખજાનો લુંટાવી દેતા હતા. પરમાર્થને લીધે મહારાજા વિક્રમનો સંવત હજી સુધી ચાલે છે. પરમાર્થને ખાતર રતીદેવ રાજા કહેતા કે હે પ્રભુ ! આખા જગતના બધા જીવોની તરફથી તેઓનાં સર્વ દુઃખો હું ભોગવી લઉં એવો દિવસ ક્યારે આવશે ? આટલું જ નહિ પણ એ પછીના મહાન ભક્તરાજ નરસિંહ મહેતો, સુરદાસ, કબીર, તુલસીદાસ, તુકારામ, અને ગુરૂ નાનકસાહેબ વિગેરે મહાત્માઓએ

પરમાર્થ માટે અતિશય પ્રયત્નો કર્યા હતા. પરમાર્થને ખાતર પ્રભુ પોતે મોક્ષધામ છોડીને ઘણી વખત અવતાર લે છે, કારણકે પરમાર્થ એજ મનુષ્યને દેવ બનાવવાનો કીમીયો છે. પરમાર્થ એજ પ્રભુને મેળવવાની કુંચી છે, પરમાર્થ એજ પ્રભુને પ્રેમ બતાવવાનો એક રસ્તો છે, પરમાર્થ એજ જીંદગીની સાર્થકતા છે, પરમાર્થ એજ મોક્ષનું દ્વાર છે. જુઓને મહાત્મા ગાંધીજી ભારતવર્ષના ભલાને માટે કેટલાં દુઃખો સહન કરી રહ્યા છે કે જેને લીધે ત્રીશ કરોડ મનુષ્યો તેમનું પવિત્ર નામ જપી રહ્યા છે. ધન્ય છે તેમના પરોપકારી પવિત્ર જીવનને. આધુનિક સમયમાં એવો પરોપકાર મનુષ્યથી બનવો બહુ જ દુર્લભ છે. જેઓએ એવો પરોપકાર આદર્યો છે તે દેવ ગણાય છે એ નિઃસંદેહ છે.

## નિષ્કામવૃત્તિ જ ઉત્તમ છે.

નેમચંદ નામે એક સંઘવી સંઘ લઈ આબુની યાત્રાએ જતો હતો. એ સંઘમાં બસો ત્રણસો સ્ત્રી–પુરૂષો હતા, તેમાં ધનદાસ નામે એક ભગવાંધારી સાધુ પણ હતો. રસ્તામાં જતાં લુંટારા ભીલો મળ્યા. પેલા ધનદાસ સાધુ પાસે ધન તો ન હતું પણ લાલ રંગે રંગેલું એક તુંબડું હતું. પેલા લુંટારાએ સંઘને લુંટવા માંડયો ને બાવાજી પાસે તુંબડું માગ્યું, બાવાજી બોલ્યા કે "ભલે તું ગમે તે કર પણ હું મારૂં તુંબડું આપવાનો નથી." એટલામાં તો એક ભીલે બાવાજીના કાંડા ઉપર તલવારનો પ્રહાર કર્યો એટલે હાથ તુંબડા સાથે શરીરથી છૂટો પડયો. સંઘપતિ નેમચંદ સૌથી પાછળ આવતો હતો તેણે લુંટારા લુંટવા આવવાની વાત જાણી કે સંઘને ઉભો રખાવ્યો, ને આજ્ઞા કરી કે આપણે તીર્થયાત્રા કરી પુણ્ય સંગ્રહ કરવા નીકળ્યા છીએ, તો કોઇએ લડાલડી કરવાની જરૂર નથી. લુંટારાની ઇચ્છા હોય તો તમામ ઘરેણાંગાંઠાં અને રોકડ રકમ તેમને હવાલે કરો. તમને સૌને થએલું નુકશાન હું આપીશ પણ કાપાકાપી કરશો નહિ. સંઘમાં જે રખેવાળ શસ્ત્રધારી હતા તેમણે પણ સંઘપતિની આજ્ઞા

માથે ચડાવી અને જોતજોતાંમાં તો લુટારા ભીલોના મોં આગળ ઘરેણાંગાંઠાનો અને રોકડ રકમનો ઢગલો થયો. શેઠની આવી ત્યાગવૃત્તિ તથા દયાવૃત્તિ જોઈ પેલા લુટારા ભીલો તો ચકિત થઇ ગયા. તેમણે પોતાનો લુંટવાનો વિચાર માંડી વાળ્યો, પરન્તુ ઉલટા તેઓ શેઠને પગે પડયા અને શેઠાણીને પોતાના ધર્મની બ્હેન માની દશ રૂપિઆનું કાપડું આપ્યું. હવે જુઓ નેમચંદ શેઠ ભગવાંધારી નહોતો. એ તો ધોળાં લુગડાં પહેરનાર સંસારી હતો. પણ પેલા હાથ કપાવનાર ધનદાસ બાવાજીએ તો ભગવાં ધારણ કરેલાં હતાં છતાં પણ નિષ્કામવૃત્તિ નહિ હોવાથી મરણને શરણ થયા, માટે નિષ્કામવૃત્તિ જ ઉત્તમ છે. કાંઇ ગેરૂવાળા લુગડાંથી ગુરૂપદ પમાતું નથી. એ તો જ્યારે પોતાના મનને મારે ત્યારે ખરા સાધુનું લક્ષણ આવે છે ત્યાંસુધી કામક્રોધાદિ અંતર શત્રુઓ દૂર થતા નથી.

## લીધી એમ દીધી ને નફામાં બે જુતીયાં.

કોઈ હરામખોર એક વખતે વગડામાં એકલો ચાલ્યો જતો હતો. તેની નજરે એક પાણીદાર ઘોડી પડી, તેથી તેણે મનમાં જાણ્યું કે અત્યારે અહીં કોઇ ઘોડીનો ધણી નથી તેથી તેના પર સવાર થઇ ચાલતો થયો. એક ગામના પાદરમાં આવતાં તેને એક બીજો હરામખોર મળ્યો. તેણે મનમાં જાણ્યું કે આ ભાઇ કોઈની ઘોડી ચોરી લાવ્યો છે તેથી તેની પાસેથી હું પડાવું તો ઠીક કહેવાય ! એમ ધારી પેલાને પૂછ્યું, ભાઇ ? ઘોડી વેચવી છે ? પેલાએ મનમાં જાણ્યું કે ઠીક છે, આપણે કયાં પૈસા ખરચીને લીધી છે. એમ મનમાં ધારી તેણે હા પાડી એટલે પેલા માણસે કહ્યું કે, ઘોડીની ચાલ જોવી પડશે. એટલે પેલો ઘોડીપરથી નીચે ઉતર્યો અને પેલો માગણી કરનાર પોતે ઘોડી પર ચડ્યો ને પોતાનાં બે પગરખાં હતાં તે સંભાળવાને તેને આપ્યાં અને ઘોડી પર ચડી પોતે તેને હાંકી મુકી તે આજની ઘડીને કાલનો દિવસ પાછો

વળ્યો જ નહિ. પેલો માણસ તો આ બનાવ જોઈ ચુપ થઇ ગયો. પાસે ઉભેલા માણસોએ કહ્યું કે ઘોડી કેટલાની લીધેલ હતી ને કેટલામાં તમે વેચી? ત્યારે તે માણસ બોલ્યો કે " લીધી એમ દીધી ને નફામાં બે જુતીયાં." આ બોલવાનો મર્મ લોકો તુરત સમજી ગયા. એવી રીતે કેટલીક વખત ચોરના ભાઇ કંઠી ચોર મળી આવે છે.

## ઇંદ્રનો ગર્વ કેમ મટયો ?

એકવાર ઇંદ્રને ગર્વ થયો કે મહારી સમાન ચૌદ ભુવનમાં કોઇ મોટું નથી. મારા વૈભવ પાસે અન્યનો વૈભવ કાંઇ વિસાતમાં નથી. જુઓને હું વરસાદ વરસાવું છું ત્યારે બીચારા મૃત્યુલોકના મનુષ્યો અનાજ ભેગાં થાય છે. હું વખતે વરસાદ બંધ કરૂં તો ગરીબ માણસો મરી જાય. એટલામાં દુંદુભીના મોટા નાદ થવા લાગ્યા એટલે ઇન્દ્ર ગભરાવા લાગ્યો ને આકુલવ્યાકુલ થઈને પોતાના પુરોહિતને પુછવા લાગ્યો કે એ દુંદુભી થવાનું શું કારણ હશે ? તમે સત્વર જઇ જોઇ આવો. પુરોહિત ઈન્દ્રની આજ્ઞા પ્રમાણે જોવા ગયા ત્યાં તેને એક મહાન ભક્તનું સ્વરૂપ દૃષ્ટિગોચર થયું. તે ભક્તનો પગ ઇંદ્રના માથા પર મુકેલો હતો. પુરોહિત તુરત જઇ કહેવા લાગ્યા કે, મહારાજ ! એક ભક્ત મૃત્યુલોકમાંથી ભગવાનના ધામમાં તમારા માથા ઉપર પગ મૂકી જાય છે. ઇંદ્ર કહે શું મારાથી તે મોટો છે ? ત્યારે પુરોહિત કહે બેશક. એ ભક્તના હૃદયમાં સદાકાળ મહાન પ્રભુ બીરાજી રહ્યા છે એટલે તેનો મહીમા કળી શકાય નહિ. ઇંદ્રને બ્રહ્મા તેની પાસે ગરીબ બાપડા ગણાય છે. આ હકીકત સાંભળી ઇંદ્રનો ગર્વ ગળી ગયો કે અહો ! એવા ભગવાનના ભક્ત આગળ મારો શું હીસાબ ?

## જાજલી ઋષી.

એક વખતે જંગલમાં વૃક્ષની પેઠે સ્થિર રહીને જાજલી ઋષી તપશ્ચર્યા કરતા હતા. તેને લીધે તેની જટા વરસાદનું પાણી પડી ભીંજાઇ જાળાં જેવી થઈ ગઇ હતી તેથી એક પક્ષીએ તેમાં માળો

કર્યો અને પક્ષી-પક્ષીણી બંને તેમાં વસવા લાગ્યાં. પછી પક્ષીણીને બચ્ચાં થયાં ને બચ્ચાંઓ મોટાં થયાં ત્યાંસુધી જાજલી ઋષીએ સ્થિર રહી તે પક્ષીઓને સુખે વસવા દીધાં. પછી જ્યારે તે પક્ષીઓ પોતાની મેળે જ ચાલ્યાં ગયાં એટલે જાજલી ઋષી સંતુષ્ટ થયા. અને તેના મનમાં એમ થયું કે મારા માથાપર પક્ષીઓએ માળો બનાવ્યો બચ્ચાં થયાં, અને ઉડી ગયાં ત્યાંસુધી હું ચલાયમાન થયો નહિ, માટે મારા જેવો કોઇ ધર્મિષ્ટ અને .સહનશીલ બીજો કોઇ નથી. એવો ગર્વ તેને આવી ગયો. એટલામાં આકાશવાણી થઇ કે તારા કરતાં કાશીમાં એક તુલાધાર વૈષ્ણવ છે તેના ધર્મની આગળ તું કશા હિસાબમાં નથી, એટલે ઋષી તુર્ત કાશીમાં તે તુલાધારને મળવાને ગયા. તે વખતે તુલાધારને આ લોકની વ્યાધિમાં એટલે ગાંધીઆણાના વેપારમાં મચેલો જાજલી ઋષિએ દીઠો. ઋષિને આવતા દેખી તે તુલાધારે તેમનો સત્કાર કર્યો ને તેમના પધારવાનું કારણ પૂછ્યું. આ તુલાધારની વૃત્તિ દૂધપાકમાં જેવી રીતે કડછી ફરે છે, પણ કડછીને દુધપાકના સ્વાદની ખબર નથી તેવી રીતની હતી. જાજલી ઋષિ આ જોઈ બહુ જ વિસ્મય પામ્યા. અહા! જગતમાં પણ નિવૃત્ત રહેનારા હજારો મનુષ્ય મારાથી શ્રેષ્ટ છે તો હું કોણ માત્ર! જેનું મન મોટા યોગી જેવું છે તે ભલેને સંસારમાં રહી પંચ વિષય ભોગવતો હોય! પણ તે તો મુળથી નિવૃત છે તેને માયા કાંઇ બાધ કરી શકતી નથી.

## શિવાજી મહારાજનું બ્રહ્મચર્ય.

શિવાજી મહારાજનું બ્રહ્મચર્ય બીજા સર્વ રાજાઓ કરતાં શ્રેષ્ટ હતું. એમ કહેવાય છે કે તેમની યુવાવસ્થામાં એક સરદાર પોતાની પુત્રીને પરણાવવા આવતાં શિવાજી મહારાજ તે સરદારને એમ કહેવા લાગ્યા કે જો હું તારી પુત્રી સાથે લગ્ન કરવાને માટે લાયક હોઉં તો મારા માબાપ મને ઉત્તમ રૂપ આપત! પણ મારામાં તારી પુત્રી સાથે લગ્ન કરાય તેવું સુંદર સ્વરૂપ નથી. માટે મારાથી તે વાત કદિ

બની શકશે નહિ. આ સુંદરી જેવી મારી મા હોત તો હું તેને ખોળે જન્મ લેવા ભાગ્યશાળી થાત. સરદાર આ સાંભળી વીલો પડી ચાલતો થયો. ધન્ય છે! એવા મહાન રાજાઓને!

### મહાન પુરૂષોનાં હૃદય જ મહત્તાથી ભરેલાં હોય છે.

શહાબુદ્દીન ઘોરીને પૃથુરાજે અગિયાર વખત લડાઇમાં હરાવી ઉપકાર કરી છોડી મૂક્યો હતો. જ્યારે બારમી વખત પૃથુરાજ પકડાયો ત્યારે શહાબુદ્દીનને કહેવા લાગ્યો કે મેં તને અગિયાર વખત છોડી મુકયો છે તેના બદલામાં મારા ઉપર એક વખત છોડી મુકવાનો ઉપકાર કર! છતાં શહાબુદ્દીને નહિ માનતાં તેની આંખો ફોડી તેને કેદખાનામાં નાંખ્યો હતો. પણ તેથી કરીને પૃથુરાજને લેશમાત્ર ચિંતા થઈ નહોતી. ખરેખર મહાન પુરૂષનાં હૃદય જ મહત્ત્વાથી ભરેલાં હોય છે.




### સાંઇબાવાનાં પરાક્રમ.

એક હતા સાંઇ બાવા. સાંઇ બાવા પોતાની ચમત્કાર—શક્તિની બહુ બહુ વાતો કરતા તેથી કેટલાક ગરજુઓ સાંઈ બાવાની પાસે બેસી રહેતા અને ઇચ્છતા કે જો સાંઈ બાવાની કૃપાથી એકાદ મંત્રેલો દોરો કે તાવીજ મળી જાય તો પોતાને પારાવાર ધન મળે. સાંઇ બાવા જ્યારે ગામમાં ફરવા નીકળે કે દુકાને દુકાનેથી પાઇ—પૈસો ઉઘરાવે, ત્યારે પણ બે—ચાર જણ તો તેમની પાછળ ફરતા જ રહે! કોઇ દુકાનદાર પૈસો આપવાની ના કહે તો સાંઇ બાવા કહે:—“જો, યાદ રાખ! મને ચીડવવો સારો નથી. ગઇ કાલે એક કાગડો

મારા માથા પર ચરકી ગયો તેથી મેં ગુસ્સે થઇને ફૂંક મારી કે તુરત તે મુડદું થઇને ભોંયે પડ્યો હતો!" આ સાંભળીને બિચારો બ્હીધેલો દુકાનદાર તુરત પૈસો કાઢી આપતો! એક વાર સાંઈ બાવા એક દુકાનદાર પાસે પૈસો લેવાની જીકર કરી રહ્યા હતા. પાસે જ એક હવેલી બંધાતી હતી અને કડીયા ઉંચા ઉંચા પાલખ ઉપર ચડીને કામ કરતા હતા. અકસ્માત એક પાલખ ઉપરથી કડીયો પડ્યો અને તેનો પગ ભાગ્યો! સાંઇ બાવા બોલ્યા: "જો, જો, આ મારો ચમત્કાર! બાર મહીના પહેલાં આ કડીયાએ મને ગાળ દીધી હતી, તેનું જ આ ફળ!" એટલામાં હવેલી બંધાવનારા શેઠ કડીયો પડ્યો હતો ત્યાં આવ્યા અને કડીયાની ખબર પૂછવા લાગ્યા. ત્યાં સાંઈ બાવાએ શેઠને કહ્યું: "કહો શેઠ! બે વરસ પહેલાં તમે મને એક આનો આપ્યો હતો ને?" શેઠે હા કહી, સાંઇ બાવાએ દુકાનદારને કહ્યું: "દેખ! મારે તો ઉસ હાથ દે, ઇસ હાથ લે" નો નગદ સોદો છે; મને એક આનો આપનાર આજે કરોડાધિપતિ છે, અને મને ગાળ દેનારનો પગ ભાગે છે. માટે ભાઇ! મને ઝટપટ પૈસો આપી દે." છેવટે દુકાનદારે પૈસો આપ્યો. આ બધું એક કોળીનો છોકરો જોઇ રહ્યો હતો. ગામ બહાર કબરસ્થાનમાં સાંઇ બાવાની ઝુંપડી હતી. સાંઇ બાવા પૈસા ઉઘરાવીને એક માટીના ઘડામાં રાખતા હતા તે તેણે જોયું. સાંજે જ્યારે સાંઇ બાવા હાજતે ગયા ત્યારે છોકરો એ ઘડામાંના પૈસા ઉઠાવી ગયો! સાંઈ બાવાનો કોઇ ચમત્કાર પોતાની ઉપર થાય એવી ધારણામાં જ એ છોકરો બેસી રહ્યો, જુવાન થયો, ઘરડો થયો ને મરી ગયો!

## એડીસનના મહાન સદ્ગુણો.

એડીસનમાં ત્રણ મહાન ગુણ હતા. (૧) દિવસ હોય કે રાત્રી હોય તેને સરખી ગણી એક પળ પણ નકામી નહિ ગુમાવતાં સતત ઉદ્યમ કરતો. (૨) તે આશાવાદી તથા આત્મવિશ્વાસી હતો જેને લીધે હું નિષ્ફળ જઇશ એવો વિચાર સરખો તે કોઇ દિવસ કરતો

નહિ. (૩) પોતાનું સુખ પૈસા ભેગા કરવામાં માનતો નહિ, ને મુશ્કેલીઓને મુશીબતોની સામા થવામાં તે અતિ રસ લેતો.

## દરેક શોધનાં ત્રણ પગથીઆં છે.

એક પ્રખ્યાત શોધક પોતાના હકનું સમર્થન કરતાં કહે છે કે "દરેક મહાન શોધના ઉત્તરોત્તર ત્રણ પગથીઆં છે." પ્રથમ તો એ કે લોકો કહેવા માંડશે કે એ વાત બનવી જ મુશ્કેલ છે. પછી શોધ સંપૂર્ણ થઈ રહેવા આવ્યાનું આછું ભાન થતાં તેઓ કહેશે કે ગમે તે માણસ તે તો કરી શકે, તેમાં શી નવાઈ છે અને છેવટ શોધ બહાર પડ્યા પછી તેઓ કહે છે કે અત્યાર આગમજ દરેક માણસ તેમજ કહેતો હતો તેમાં તેણે નવીનતા શી બતાવી?

## દાનની મહત્તા.

નારદજીએ સ્વર્ગમાં જતાં એક ગોવાળને પૂછ્યું કે "હે ગોવાળ! તું સ્વર્ગમાંથી ક્યાં જાય છે? ગોવાળ બોલ્યો કે "હે નારદજી! કામધેનુના વાછરડાંને માટે ખડની ભારી લેવા સારૂ પૃથ્વી પર જાઉં છું." નારદજી બોલ્યા કે "અરે મૂર્ખ! હમણાં કામધેનુના આઉમાં દુધ નથી? કે જેથી તું પૃથ્વી પર ખડ લેવા જાય છે?" ગોવાળ બોલ્યો કે "કામધેનુ હમણાં ભોજ રાજાએ કરેલાં ઘણાં ઘણાં દાનોની વાત સાંભળી લજ્જાને લીધે સુકાએલાં આઉવાળી થઇ ગઈ છે."

## ગૌતમનું સ્વપ્નું.

ગૌતમને એક રાત્રે સ્વપ્નું આવ્યું. સ્વપ્નામાં તેણે એક ઘરડો ને નબળો માણસ જોયો. તેનાથી ચાલી શકાતું નહોતું, અને ઘડપણથી એવો તો તે નબળો થઇ ગયો હતો કે તેનાથી ઉભા પણ ભાગ્યે જ રહેવાતું. આ માણસને જોતો હતો તેવામાં તેણે એક એવો અવાજ સાંભળ્યો કે "ગૌતમ, તું પણ આ માણસના જેવો જ ઘરડો ને નબળો થઇશ." ત્યારપછી તેણે એક બીજો માણસ દીઠો, તે ઘણો બીમાર હતો ને મંદવાડની વેદનાથી બુમાબુમ પાડતો હતો. તે જુએ છે એવામાં તેણે પાછો એક અવાજ સાંભળ્યો. "ગૌતમ, તું પણ

એક દિવસ એના જ જેવા માંદા થઇશ અને તને પણ એનાજ જેવી પીડા થશે." પછી તેણે એક માણસને ટાઢને લીધે સજ્જડ થઇ ગયેલો અને જમીન પર મુડદાલ થઇ ગયેલો જોયો, અને વળી એક અવાજ સાંભળ્યો. "ગૌતમ, તારી પણ એવી જ દશા થવાની છે, તારે પણ એક દિવસ મરવું જ." સદરહુ સ્વપ્ન સમાપ્ત થતાં ત્રીસ વર્ષની ઉમરે પત્નિ, પુત્ર, પિતા સર્વને તજી દીધાં અને જંગલમાં જઇને વસ્યા ત્યારે તેને એમ લાગ્યું કે, "સુખનો ખરો માર્ગ હવે મને જડ્યો."

મરવું ખરૂં છે માનવી, ખોટી ઉમેદો શું કરો;
મુકી જવાનું સર્વને, અમથા તમે ઝુઝી મરો.

## ઊંટવૈદું.

એક ઉંટના ગળામાં ચારાનો ડુચો ભરાઇ જવાથી એક મનુષ્યે ગળા ઉપર લાત મારી, એટલે ડુચો મોંઢાંની બહાર નીકળી પડતાં ઉંટને આરામ થયો. આ બનાવ એક મૂર્ખે જોયો અને તેણે પોતાના મન સાથે નકી કર્યું કે કોઇના ગળામાં દર્દ થતું હોય ને જો લાત મારીએ તો તુર્ત તેને આરામ થઇ જાય છે. ભોગજોગે એક ડોશી તે મુર્ખ પાસે તેજ વખતે ગળામાં દર્દ થતું હતું તે આવી. આ મૂર્ખ વૈદ્યરાજે ડોસીને ગળામાં લાત મારી એટલે ડોસી તુર્ત મરી ગઇ. જુઓ આનું નામ ઉંટવૈદું! આજકાલ એવા ઘણા ઉંટવૈદ્યો વિના કારણે વૈદું નહિ જાણતાં ઘણાના પ્રાણ લે છે.

## પ્રસ્તાવિક દોહરા.

આણંદ કહે પરમાનંદ, મોટામાં જાવું થોડું;
કામ કરાવે ફુસ કાઢે, કાં તો કહેશે ઓડું.
માયાકું માયા મીલે, કરકે લંબે હાથ;
તુલસીદાસ ગરીબકી, કોઇ ન પૂછે બાત.
સબ સહાયક બલકે, કોઇ નિર્બલ સહાય;
પવન જગાવત આગકું, દીપક દેત બુઝાય.

તુલસી પારસકે લીયે, કંચન ભઇ તલવાર;
તીન અવગુણ ના ગયે, માર, ધાર, આકાર.
સુચ, શેળો ને કાચબો, પર ઘર પહોળા થાય.
સમય આવે આપ ધરે, સૌ સંકેલાઇ જાય.
અતિ ઘણું નવ તાણીએ, તાણે તુટી જાય;
તુટયા પછી જો સાંધીએ, ગાંઠ પડે વચમાંય.
લોહા લાકડ ચામડાં, પહેલાં તે શાં વખાણ;
વહુ, વછેરાં છોકરાં, નીવડીઆં વખાણ.
કાચો પારો બ્રહ્મરસ, શિવ નિર્માલ્ય જે ખાય;
ઇશ્વર કહે છે પાર્વતીને, જડા મૂળથી જાય.
તુલસી નફા વિચારીએ, કયા ભલે બુરેસેં કામ;
ભુતસેં હનુમાન મીલે, હનુમાનસેં મીલે રામ.
કયા પુરૂષ કયા કર સકે, ઉલટા વિધિકા અંક;
બુદ્ધ પિતા ચંદ્રકો, ધોઇ ન શકયો કલંક.
ચતુરકું ચિન્તા ઘણી, નહિ મૂર્ખકું લાજ;
સાર અસાર જાણે નહિ, પેટ ભરનસે કાજ.
ગોલાં ઢોલાં ને ગાદલાં, કાગદ ને કપાસ;
એટલાં કુટયાં ગુણ કરે, વણ કુટયાં કરે વિનાશ.
રામ લક્ષ્મણ બાણાવળી, સીતા જેવાં સુપાત્ર;
એને વન વસવું પડયું, માનવી તે કોણ માત્ર.
વાતે રીઝે વાણીઓ, રાગે રીઝે રજપુત;
બ્રાહ્મણ રીઝે લાડવે, બાકળે રીઝે ભુત.
એક રામચંદ્રે ગયું, રાવણ કેરૂં રાજ;
સોળ રામ ભેગા ચડે, ત્યાં માણુસ તે શા માત્ર.

### પરનારીસંગથી થતા અનર્થો.

પરનારી તાતી છરી, નીત નીત કાપે કાય;
જેના રૂઠયા રામજી, તે પરનારી ઘર જાય.

પરનારી પ્રત્યક્ષ દેખો, વિષ હળાહળ અંગ;
રાવણના દશ શિશ ગયાં, પરનારીકે સંગ.
" કાયાસે કામ જાત, ગાંઠહુસે દામ જાત;
હીતહુસે બામ જાત, રૂપ જાત અંગસે.
ઉત્તમ સબ કર્મ જાત, કુલકે સબ ધર્મ જાત;
જ્ઞાન રંગ રીત જાત, મદનકે ઉમંગસે.
ઇશ્વરસે પ્રીત જાત, પત ઓર પતિજ જાત;
સુરપુરમેં બાસ જાત, અપની મતિભ્રમસે.
ભક્તિકા નિવાસ જાત, પીતરનકી આશ જાત;
એ તે સબ કર્મ જાત, પરનારીકે સંગસે."

### સુખદુઃખ પરમેશ્વરને આધીન છે.

સુખ, દુઃખ, લાભ, હાનિ, વિયોગ, સંયોગ, હર્ષ, શોક એ સઘળું પરમાત્માને આધીન છે માટે:—

સુખદુઃખ સઘળાં સેવીએ, સુણી જુના ઇતિહાસ;
રાજ મળે કોઇક વખત, કોઇ વખત વનવાસ.



## પુલછાબ પાંચમી.

### પ્રેમાશ્રુ.

એક પંડિત એક વખતે રામેશ્વરની યાત્રાએ જતાં રસ્તામાં તેણે એક બ્રાહ્મણને ગીતા વાંચતી વખતે તેના નેત્રમાં પ્રેમાશ્રુ પડી રહેલાં હતાં. આ પંડિત તેની પરીક્ષા કરવા તેની પાસે જઇ શ્લોકના અર્થ પૂછવા લાગ્યા, તે વખતે આ પ્રેમી બ્રાહ્મણ બોલ્યા કે:—

"મને ગીતાના શબ્દનું જ્ઞાન નથી, પણ ગીતાનું વાંચન ચાલુ હોવાથી, અર્જુન સામે શ્રીકૃષ્ણ પધારી દિવ્ય દર્શન દેતા, એ વખતની મૂર્તિ મારા અંતઃકરણમાં વાંચતી વખતે તાદસ્ય દેખાય છે. તેના પ્રેમને લીધે મને પ્રેમાશ્રુ પડે છે. વિદ્વાને આ વાત સાંભળતાં પોતાના અગાધ જ્ઞાનનો ગર્વ તુર્તજ જતો રહ્યો, કેમકે સત્ય પ્રેમ વિના પરમાત્માનું દર્શન કદી પણ થતું નથી.

## પ્રભુ નામનો ચમત્કાર.

એક ભક્ત હતો તે વિભિષણનો દોસ્ત હતો. તેને એક વખત સમુદ્ર તરીને આ પાર આવવાનું હતું, તેણે પોતાના સ્નેહી વિભિષણની સલાહ માગી. તુરત એક પાન ઉપર રામનામ લખી તેને આપ્યું ને કહ્યું કે, તેને તમે આ પાનને તમારા હાથમાં બાંધી સમુદ્ર ઉતરશો તો કાંઇ વાંધો આવશે નહિ, પણ જો તે પાનને હાથમાંથી છોડી અલગ કરશો તો તમે બુડી જશો. તે મિત્રે સંપૂર્ણ શ્રદ્ધા રાખી પાનને પોતાના હાથમાં બાંધી સમુદ્ર તરવા લાગ્યો પણ જ્યારે અધવચ ગયો, ત્યારે તેને આ પાનમાં શો ચમત્કાર છે તે જોવાને માટે પોતાના હાથમાંથી છોડી જોવા લાગ્યો એટલામાં તે સમુદ્રના તળે જઇને બેઠો, પણ જો તેને વિભિષણના વચનના ઉપર વિશ્વાસ રાખી પાનને પોતાના હાથમાંથી છોડયું ન હોત તો આખો સમુદ્ર સુખરૂપે તરી જાત. તે જ પ્રમાણે પ્રભુના નામના દિવ્ય ચમત્કારથી આ ભવસાગર અનંત ભક્તો તરી ગયા છે. આ વાત આપણાં શાસ્ત્રોથી પણ આપણને સિદ્ધ છે.

## અશ્રદ્ધાળુ યોગી.

એક વનમાં બે મહાત્મા યોગી ઘણા વખતથી તપશ્ચર્યા કરી રહ્યા હતા. તેવામાં અચાનક વૈકુંઠમાંથી નારદજી પધાર્યા. તે બંને યોગીએ તેમનું સન્માન કર્યું. ત્યારબાદ એક યોગીએ પૂછયું કે મહારાજ ! તમે વૈકુંઠમાંથી પધારો છો તો તમને પરમાત્માના કામની ખબર હશે. તમે વૈકુંઠમાં હતા, ત્યારે નારાયણ શું કરતા હતા એ ?

હકીકત સાંભળી નારદજીએ તૂર્ત ઉત્તર દીધો. નારાયણ ભગવાન એક સોયના નાકામાંથી કેટલાક હાથીને ઉંટા કાઢતા હતા. આ સાંભળી બીજા યોગી તો પ્રભુકર્ત્તવ્યથી વાકેફ હતા તેને તો ખાતરી હતી કે પ્રભુ ચાહેસો કરી શકે. પણ આ પ્રશ્ન પૂછનાર અવિશ્વાસી યોગીના મનનું સમાધાન થયું નહિ. તેઓ તુર્ત આ હકીકત સાંભળી નારદજીને કહેવા લાગ્યા કે મહારાજ! એવું તે કાંઇ બને ? સોયના નાકામાંથી હાથી કેવી રીતે જઇ શકે ? નારદજીએ કહ્યું, મહાત્માજી ! હજી આપને પરમાત્માની અલૌકિક લીલાની ખબર નથી. આપનામાં સંપૂર્ણ વિશ્વાસ જામ્યો નથી. જ્યાંસુધી તમોને પ્રભુના કાર્યમાં શંકા રહેશે, ત્યાંસુધી તમારી ભક્તિ સંપૂર્ણ ગણાશે નહિ. તે તો રાજાના રાજા અને સ્વતંત્ર છે ! ચાહે તે કરવાને માટે શક્તિવાન છે. તે પલકમાં રાઇનો પર્વત ને જલ ત્યાં સ્થળ ને સ્થળ ત્યાં જલ કરવાને માટે શક્તિવાન છે.

## વિવેકવાટીકા.

(૧) જેમાં કુટીલતા નથી, જેમાં અસ્તેય નથી અને જેને માયામાં પ્રીતિ નથી તે પુરૂષ અવશ્ય બ્રહ્મ ધામને પામે છે.

(૨) જે પુરૂષ મનરૂપી તીર્થના જ્ઞાનરૂપી સરોવરમાં ઇશ્વરના ધ્યાનરૂપી જલથી સ્નાન કરીને રાગદ્વેષરૂપી મળને ધોઇ નાંખે છે તે પુરૂષ પરમગતિને પામે છે.

(૩) સદા પ્રસન્ન રહો, સર્વે દુઃખી મનુષ્યોને સુખી કરવાને પ્રયત્ન કરતા રહો, તો તમારી પ્રસન્નતા હમેશાં વધતી જશે.

(૪) હર્ષના સાથે શોક અને ભય એવા લાગી રહ્યા છે કે જેવી રીતે પ્રકાશની સાથે છાયા રહે છે. જેનું મન બેયમાં સમાન છે તે હમેશાં સુખી છે.

(૫) ઇંદ્રિયોનો નિગ્રહ કરવાથી ને વિષયોનો ત્યાગ કરવાથી ને અહિંસાવ્રતનું પાલન કરવાથી મનુષ્યને મોક્ષપદવી મળે છે.

(૬) જાગૃત મન જેનું છે તે કદી પણ ઇશ્વરને મુકીને વિષય તરફ વળતો નથી.

(૭) વિપત્તિઓનો સમુહ ઉપરાઉપરી આવે ત્યારે ધીર પુરૂષે ધીરજનો ત્યાગ કર્યો નથી. એવી રીતે કરવાથી પરમાત્મા તેને સહાય થશે.

(૮) સર્વે વેરીઓની સાથે ભલાઇને નમ્રતા બતાવવાથી સુખ થાય છે.

## અર્જુનનું બ્રહ્મચર્ય.

એક દિવસ ઇન્દ્રસભામાં અર્જુન બેઠા હતા, ત્યાં અપ્સરાનો નાચ થતો હતો. તેવામાં ઇંદ્રને એવું લાગ્યું કે ઉર્વશીનું ગાયન સાંભળીને અર્જુન તેના ઉપર બહુ પ્રસન્ન થયા છે, તેથી એકાંતમાં ઉર્વશીને ઇન્દ્રે અર્જુન પાસે મોકલી. ઉર્વશીએ અર્જુનને ઘણા પ્રકારે વિનવ્યો, પણ તેણે તો તેને માતા પ્રમાણે ગણી અને પોતાના બ્રહ્મચર્યમાં લેશમાત્ર ખંડિત થયો નહિ. છેવટે ઉર્વશીએ તેને શાપ આપ્યો કે તું એક વર્ષ સુધી નપુંસક તરીકે રહીશ. તે પણ અર્જુને સહન કર્યું, પણ પોતાના અખંડ બ્રહ્મચર્યમાં લેશમાત્ર ફેર પડયો નહિ. અર્જુન મહાબળવાન હતા, તેમની સભ્યતા, ગંભીરતા, બુદ્ધિમત્તાને ધીરજ બહુ જ ઉંચા પ્રકારની હતી.

## સુબોધરત્ન.

વિષય, કનક અરૂ કામીની, તજીયે ભજીયે દુર;
હરી સોં અંતર પારી હઇ, મુખદે જાઇસે ધુર.
ધુમધામમાં દિન ગયે, સોચત હો ગઇ સાંજ;
એક ઘડી હરિ ના ભજે, જનની જની ભઇ વાંઝ.
યહ સંસાર લોભી માયા કે, મમતા મહેલ બનાયો;
કહત કબીર સુનો ભાઇ સાધુ, હાથ કછુ ન આયો.
યો જગનિજ મતલબકો ગરજી, જુઠેહી રાચ રહ્યો;
કહત કબીર સુનો મનમુરખ, કયોં હરિ બીસર ગયો.

## આપત્તિમાંથી કોણ ઉગારે ?

એક વખતે કાશીના રાજાને દારૂની જરૂર પડી, જેથી કલાલને બોલાવી દારૂ તૈયાર કરવાની આજ્ઞા આપી. કલાલ જેવો પોતાને ઘેર ગયો તેવામાં પોતાના ઘરમાં એક વીર પુરૂષ બેઠેલો હતો, તેની સ્ત્રીએ દારૂની ઠંડી ભઠ્ઠીમાં છુપાવી દીધેલ હતો. થોડીવારે દરવાજો ઉઘાડતાં કલાલ તો ભઠ્ઠીમાં દેવતા સળગાવવા લાગ્યો, તે વખતે ભઠ્ઠીમાં છુપેલા પેલા પુરૂષ પરમાત્માને યાદ કરવા લાગ્યા કારણકે નીભાડામાં જેમ બીલાડીના બચ્ચાની સ્થિતિ હતી તેવી સ્થિતિ આ પુરૂષની થઇ હતી. પણ તે વખતે તેને બચાવવા માટે અંતઃકરણમાં અવાજ થયો કે હવે પ્રભુના શરણ વિના તારો બીજો ઉપાય નથી. તે વખતે પ્રભુનું સ્મરણ કરતાં તેનાં પૂર્વના પુણ્યપ્રતાપે તેની રક્ષા થઇ હતી.

## કર્મમાર્ગ.

એક સંત હતા. તે કથા—વાર્તા તો બહુ જ મજાની શ્રદ્ધાપૂર્વક કરતા, પણ કર્મમાર્ગને તે બીલકુલ માનતા નહિ. એક વખતે તેને એક વિદ્વાન મનુષ્યે જમવાને નોતરૂં દીધું ને સવારે વહેલા તે ગૃહસ્થ સંતના આશ્રમે આવ્યા. તે વખતે સંત મહાત્મા આરામપથારીમાં સૂતા હતા. તે વખતે નવ વાગ્યાનો અમલ થયો હતો. પેલા ગૃહસ્થને દેખી સંત પથારીમાં બેઠા થઇ બ્રહ્મજ્ઞાનની વાતો કરવા લાગ્યા; ત્યારે પેલા ગૃહસ્થે કહ્યું કે અત્યારે કાંઇ નિત્યનિયમ કરતા નથી ? સંતે કહ્યું કે હું કર્મમાર્ગને માનતો જ નથી. કર્મમાર્ગ તો અજ્ઞાનીઓના માટે છે. પેલો ગૃહસ્થ ઘેર આવ્યો અને પોતાની સ્ત્રીને સંતના આચરણની વાત કરી, ત્યારે સ્ત્રીએ કહ્યું કે તમારી મરજી હોય તો તે મહાત્માને કર્મમાર્ગ સિદ્ધ કરાવી દઉં. ત્યારે તેના પતિએ કહ્યું કે જેવી તમારી મરજી. એટલામાં સંત મહારાજ પધાર્યા. બંને જણા આત્મજ્ઞાનની વાતોએ ચડયા. બાર વાગ્યા પણ રસોઇનું ઠેકાણું ન હતું. મહાત્માને તો બહુ જ ભૂખ લાગેલી હતી; તેથી

બોલ્યા કે જમવાને કેટલી વાર છે ? ત્યારે પેલી સ્ત્રી કહે:–મહારાજ ! રાંધવું એ કર્મ મને પસંદ નથી ને હું કર્મમાર્ગને પસંદ કરતી નથી. મહાત્મા તો બહુ જ ગભરાયા ને છેવટે કહેવા લાગ્યા કે રાંધ્યા વિના જમાય ક્યાંથી ? ત્યારે પેલી સ્ત્રીએ કહ્યું કે મહારાજ ! આપ કર્મમાર્ગને તો ખોટો ગણો છો. ત્યારે સંત કહે હવે હું કર્મ માર્ગનું રહસ્ય બરોબર સમજ્યો. ઝટપટ રાંધો, ભૂખ ભારે લાગી છે. આ પ્રમાણે એક ભૂખના દુઃખથી સંતને કર્મમાર્ગનો સિદ્ધાંત કબૂલ કરવો પડયો.

### સાચી સમજણ.

કઠણ વચન કહું છું રે, કડવાં કાંકચ રૂપ;
દરદીને ગોળી દઉં છું રે. સુખ થાવા અનુપ.
ખરે મને જે જન ખાશે રે, આવું જે ઔષધ;
જીરણ રોગ તેનો જાશે રે, સુખી થાશે સદ્ય.
પણ બીક રહે છે બોલતાં રે, સાચી દેતાં શીખ;
ખરાં છિદ્ર તેનાં ખોલતાં રે, વવાઇ જાશે વિખ.
દેહ માનીને દીલમાં રે, સુણતાં થાશે સુખ;
પ્રજળશે તે પળમાં રે દાઝયે થાશે દુઃખ.
માટે કહું ન કહું કોઇને રે, એમ આવે વિચાર;
નિષ્કુલાનંદ વિચારી જોઇને રે, પછી કરૂં ઉચ્ચાર.

## પુલછાબ છઠ્ઠી.

### સોનેરી શબ્દો.

(૧) જે સ્ત્રી પુરુષો નિંદા કરવાને બદલે પ્રોત્સાહન આપે છે તેજ જગતને ઉન્નત પંથે દોરે છે.

(૨) તમારા સાધન પ્રમાણે ઉદાર થાઓ, નહિ તો ઇશ્વર ઉદારતા પ્રમાણે જ સાધનો આપશે.

(૩) સત્કાર્ય કરવાની ઘણીખરી શક્તિ તેમ કરવાની વૃત્તિમાં જ રહેલી છે. પરોપકારી હૃદયમાંથી નિકળતો શ્વાસ પણ એક પ્રકારનું સત્કાર્ય છે.

(૪) માયાળુ શબ્દ ઘણી વાર સોનાના દાન કરતાં પણ વધારે કીંમતી નીવડે છે. એક હાસ્યથી જ ઘણા સમય સુધી દુઃખ સહી રહેલા હૃદયને મુક્ત કરી શકાય છે.

(૫) કરકસર પૈસા બચાવવામાં રહેલી નથી, પરન્તુ તેને ડહાપણથી ખર્ચવામાં રહેલી છે.

(૬) સુખ સેવા દ્વારા મળે છે.

(૭) સેવાની ખરી ખુબી ઉત્તેજન આપવામાં છે.

(૮) આપણો સ્વાર્થ સાચવીને બીજાઓને પ્રિય બનવું એ તો ઘણું સહેલું છે. પણ બીજાની ખાતર આપણો સ્વાર્થ તજવો એ ઘણું કઠણુ છે.

## લોભ વિષે.

લોભે લાજ ઘટે ઘણી, લોભે પ્રભુ પ્રતિકૂળ;
લોભે લક્ષણુ જાય છે, લોભ પાપનું મૂળ.

## પાખંડીના પ્રસંગથી થતું ભારે દુઃખ.

દુષ્ટ મનુષ્યના પ્રસંગથી આ સંસારમાં કેટલું બધું દુઃખ થાય છે તેનો એક દાખલો વિષ્ણુ-પુરાણમાં છે, તે એ કે પૂર્વે એક શતધનુ નામે રાજા હતો. શઇબયા નામે તેની સ્ત્રી કે જે ધર્મમાં અતિ તત્પર હતી એટલું જ નહિ પણ તે પતિવ્રતા, મોટી ભાગ્યશાળી, સત્ય, પવિત્રતા, વિનય અને દયા આદિ ગુણે તથા સર્વ શુભ લક્ષણે સંપન્ન હતી, તેની સાથે રાજાએ દેવના દેવ જનાર્દન વિષ્ણુની એકાગ્ર ચિત્તે આરાધના કરવા માંડી. તેમાં હોમ, જપ, દાન, ઉપવાસ, ભક્તિયુક્ત પુજા ઇત્યાદિથી અન્ય કર્મ કરવા

માંડયાં. એક દિવસ સ્ત્રી–પુરૂષ બેઉ ગંગાજીમાં સ્નાન કરવા ગયાં. એ દીવસે કાર્તિકી પૂર્ણિમાનો તહેવાર હતો. સ્નાન કરી નીકળતાં જ એક પાખંડી તેમના જોવામાં આવ્યો. તે રાજાના ધનુરવિદ્યા ગુરૂનો મિત્ર થતો હતો તેથી મોટા માનથી રાજાએ તેને બોલાવ્યો પણ રાણી બોલ્યાં નહીં, તેમણે સૂર્યને પ્રણામ કરીને કહ્યું કે મહારાજ! હું આજ વ્રતમાં છું. એમ કહી બંને પોતાના સ્થાન પર જઇ શ્રી વિષ્ણુની પુજા કરવા લાગ્યાં, કેટલાક દિવસ પછી રાજાનું મૃત્યુ થયું. રાણી સ્વામીના શબ સાથે ચિતામાં બળી સતી થઇ; પરંતુ તે દિવસે પેલા પાખંડીને બોલાવવાના કારણથી રાજાને કુતરાનો અવતાર આવ્યો અને રાણી વ્રતના પ્રભાવથી પૂર્વ જન્મની સ્મૃતિવાળી રહી કાશી રાજાને ત્યાં રાજકન્યા થઇ જન્મી. જેવાં સૌંદર્ય, ગુણ, રૂપ, આદિ રાજકુમારીઓમાં જોઇએ તેવાં લક્ષણો તેનામાં હતાં. પિતાએ તેને પરણાવવાનો વિચાર કર્યો પણ કન્યાએ ના પાડવાથી વિવાહ બંધ રહ્યો. પછી તેણે દિવ્ય દૃષ્ટિએ ધ્યાન ધરી જોયું તો માલમ પડયું કે તેનો પતિ પેલા પાખંડીની સાથે બોલવાથી વૈદીશપુરમાં શ્વાન થયો હતો. વળતી તે ત્યાં જઇને શ્વાનરૂપ પોતાના સ્વામીને જોઇ તેને સારૂં સારૂં ખાનપાન ખવરાવવા લાગી. શ્વાનરૂપ રાજા બીજા કુતરાની પેઠે પુચ્છ હલાવવું વગેરે નિશાનીઓથી ગેલ કરી પોતાને પાળનારીનું મન રીઝાવવા લાગ્યો, ત્યારે રાજકુમારી બહુ લજ્જિત થઈ ખેદયુક્ત નમન કરી બોલી કે હે મહા રાજન! ગયા જન્મની વાત આપ ભૂલી ગયા? પેલા પાખંડી સાથે વ્રતમાં બોલવાથી આપ કુતરાની ગતિને પામ્યા છો, તેનું સ્મરણ કરો. એ રીતે વાત સાંભળવાથી રાજા બહુ જ ખેદ પામ્યો અને ત્યાંથી ભાગીને મરૂ દેશમાં જઇ મરણ પામ્યો. પછી કોલાહલ પર્વત ઉપર તે શિયાળ થયો, તેની ખબર થતાં રાજકુમારી બીજે વરસે ત્યાં જઈ તેને કહેવા લાગી ,,જે મેં આપને કુતરાની જાતીમાં પેલા પાખંડીના સંસર્ગની

વાત કહી હતી તે સાંભરે છે ? નહી તો સંભારો." ફરી રાજાને તે સાંભળી આવતાં નિરાહાર રહી એ જ વનમાં તેણે શરીર છોડી દીધું. પછી તે વરૂ થયો. રાજ્યકન્યાએ ત્યાં જઇ વળી સમજાવ્યો કે "આપ વરૂ નથી પણ શતધનુ રાજા છો. પેલા પાખંડીના સંસર્ગથી શ્વાન થઈ શીયાળ થયા હતા અને હાલ વરૂ બન્યા છો." વરૂને પૂર્વ જન્મનું સ્મરણ થતાં તેણે તે દેહ છોડી દીધો ને ગીધ થઇને જન્મ્યો, ત્યાં પણ રાજકન્યાએ જઇ તેને સમજાવ્યો એટલે તે દેહને તજીને કાગડો થયો. તેના આત્મયોગથી સ્ત્રીને ખબર પડતાં ત્યાં જઇ વિલાપ કરી કહેવા લાગી કે હાય ! પૂર્વે સર્વવશ થયેલા રાજાઓ આપને બલિદાન દેતા હતા, તે તમે આજ બલિભુક્ બન્યા છો. એવું સાંભળી કાક પક્ષીનો દેહ તજી જનકપુરમાં તે મોર થઇ જન્મ્યો. ત્યાં જઇને રાજકુમારી ખાવા પીવા વગેરેની સંભાળ લઇ તેને સંબોધવા લાગી. એ અવસરમાં જનકપુરના રાજાએ અશ્વમેધ યજ્ઞ કર્યો તેના અવભરૂથ સ્નાન જળમાં એ મોરને નવરાવ્યો અને બધા જન્મને યાદ કરાવ્યા એટલે મોરનો દેહ તજી ઇશ્વરકૃપાથી જનકપુરના રાજાને ત્યાં તે કુંવર થઇને અવતર્યો. વળતી રાજકુમારીએ આવી કેટલાક દિન વીત્યા પછી પોતાના પિતાને કહ્યું કે હવે મારા વિવાહને માટે યત્ન કરો. કાશીરાજાએ સ્વયંવર રચ્યો તેમાં જનકપુરનો રાજકુમાર ગયો. રાજકુમારીકાએ વરમાળા તે કુંવરના કંઠમાં આરોપી. તે ફરી ફરી પોતાના પતિને પ્રાપ્ત થઇ. પછી તે દંપતીએ નાના પ્રકારનાં સુખ ભોગવ્યાં.

જુઓ ! પાખંડના સહેજ સમાગમથી રાજાને કેટલા જન્મ લેવા પડયા ? માટે જગતમાં પાખંડી ને દુષ્ટ લોકોથી હમેશાં દૂર જ રહેવું જોઇએ. નહિ તો મહા દુઃખ પેદા થાય એમાં શંકા નથી.

## ઉત્તમ વચનો.

૧ રત્ન અથવા પુષ્પને બદલે મિત્રના હૃદયને સુંદર વિચારની ભેટ કરજો.

૨ મેઝીની કહે છે કે ગમે તે પ્રયત્ને કોઇપણ સદ્‌વિચાર અથવા શુભેચ્છાને કાર્યમાં ઉતારવા પ્રયત્ન કરીએ નહિ તો આપણે પાપી બનીએ છીએ.

૩ જેઓ બીજાના કલ્યાણને માટે દુઃખ સહન કરે છે અને અંતે પ્રાણનો પણ ત્યાગ કરે છે તેઓ ઇશ્વર સમાન છે.

૪ અખિલ વિશ્વ એ પ્રભુનું મંદિર છે. સેવા એ તેની પૂજા છે. અત્યંત સામાન્ય સેવા એ પણ દિવ્ય પૂજા છે.

૫ હોનીમોર કહે છે કે સેવાનો આધાર પૈસા પર નથી, પરંતુ હૃદયની ઇચ્છા પર છે.

૬ મનુષ્ય પોતે જ પોતાના ભાગ્યનો વિધાતા છે. જીવનનો ખરો ઉદ્દેશ સેવા છે, સેવાનો આધાર ઇચ્છાના બળ પર છે.

૭ સૌથી વધુ મૂલ્યવાન, સર્વોત્કૃષ્ટ, સાચામાં સાચો અને ઉંડામાં ઉંડો આશીર્વાદ તો સહાયપાત્રો માટે સ્નેહપૂર્વક દાન કરવાથી, કાર્ય કરવાથી, સહન કરવાથી, ત્યાગ કરવાથી અને સેવા કરવાથી જ મળે છે.

૮ દાતા તેના 'દાન' થી નહિ પણ ભાવથી જ ઓળખાય છે.

## ખટવાંગ રાજા.

એક સમયે દેવગણ દૈત્યોથી હારતાં ખટવાંગ રાજાને પોતાને ત્યાં લઇ ગયા. તેણે દૈત્યોને હરાવ્યા, તેથી દેવતાઓએ પ્રસન્ન થઇ કહ્યું કે, "જે ઇચ્છા હોય તે વરદાન માગો." રાજાએ પૂછ્યું કે હું હવે કેટલો વખત જીવીશ ? દેવો બોલ્યા કે બે ઘડી ! એવું સાંભળતાં તુરત ઘણી ઉતાવળથી દેવકૃપાના બળથી મૃત્યુલોકમાં આવીને તન, મન ને ધન ભગવાન વાસુદેવને અર્પી રાજાએ પોતાનો આત્મા પરમાત્મામાં જોડી દીધો. તેના અવસાન સમયે સપ્ત ઋષિઓએ એવો શ્લોક ગાયો કે "ખટવાંગ જેવો કોઇ રાજા થયો નથી ને થવાનોયે નથી, કેમકે મુહૂર્તભરમાં સ્વર્ગથી ભુતળમાં આવી હરિ ચરણારવિન્દમાં ચિત્ત લગાવી તેમની પદવીને પહોંચ્યો. ખટવાંગનો પુત્ર દીર્ઘબાહુ

તેનો રઘુ, રઘુના અજ, અજથી દશરથ ને તેમનાથી શ્રી ભગવાન સંસારની સ્થિતિને સારૂ પોતાના અંશથી રામ, લક્ષ્મણ, ભરત અને શત્રુઘ્ન એ ચાર નામોથી પ્રગટ થયા."

## માવડી.

મને મીઠી સદા એક માવડી રે,
મારા આનંદની એ છે તલાવડી રે,
હું તો નહાતી લઉં સુખ સાર,
મને મીઠી સદા એક માવડી રે.
દુધ ઝરતી એ તો મુજ ગાવડી રે,
મને વીલી મૂકે ન લગીર,
મને મીઠી સદા એક માવડી રે.
મારા જીવનની એ પવનપાવડી રે,
કરે હૈયા કેરો ઉદ્ધાર,
મને મીઠી સદા એક માવડી રે.
મારી જનની તો પૃથ્વી સમોવડી રે,
એ તો સર્વ રસનો અવતાર,
મને મીઠી સદા એક માવડી રે.

## સોનાની ખાણ અથવા પ્રભુપ્રેમ.

થોડા વરસ ઉપર અમેરીકામાં એક ગરીબ ખેડુતના ખેતરમાં સોનાની ખાણ નીકળી આવી, તેથી તે પોતાનો બધો વખત સોનું મેળવવામાં કાઢવા લાગ્યો. એટલું જ નહિ પણ પોતાના સગાં-વહાલાંઓને પણ રાત–દહાડો એ જ કામમાં રોકવા લાગ્યો. એ જોઇને થોડા દિવસ પછી તેના એક આગલા દોસ્તે કહ્યું કે "અરે, ભલા માણુસ! તું છેક આવો કેમ થઇ ગયો? તારાં ઢોરની દરકાર કરતો નથી, તારા માલની સંભાળ લેતો નથી, તારાં ખેતરો રીઢાં પડેલાં છે, ખાવાપીવાનો તારો ઢંગધડો નથી. આવી રીતે વર્તવાનું કારણ શું?" ત્યારે તે ખેડુતે કહ્યું કે ભાઇ, હાલમાં પ્રભુકૃપાથી

મારા ખેતરમાં સોનાની ખાણુ નીકળી છે. એટલે મારા ભાગ્યનો ઉદય થયો છે, હવે મારે બીજા કશાની જરૂર નથી. એ બધા ધંધા પૈસા મેળવવા માટે જ છે પણ જ્યારે પૈસો મળ્યો, ત્યારે મારે નકામી ઉપાધિ કરવાની શું આવશ્યકતા રહી? તું પણ મારે ખેતરે સોનું કાઢવા માટે જો આવે તો તને પણ ફાયદો થાય તેવું છે. આ સાંભળી તેનો મિત્ર ચૂપ થઇ ગયો.

આ તો દૃષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એ છે કે અંતરમાં પ્રભુપ્રેમ આવી જાય તે પ્રભુને મુકીને બીજી નકામી કૂટ શું કરવા કરે? તે વિષે એક ભક્તરાજે કહ્યું છે કેઃ—

દોહરો.

મેં જાણ્યું હરી દૂર હય, હરી હય રૂદયામાંહી;
આડી માટી કપટકી, તાસે દીસત નાંહી.

**પડતીમાં મદદ આપનાર વીરલા હોય છે.**

જ્યારે પડે આફત શિરે, ચ્હાનાર પણ આઘાં ખસે;
જેને પડે તે ભોગવે, બીજા ઉભા સામા હસે.
ચડતી મહીં તો હાજી હા, કરનાર જગમાં લાખ છે;
પડતી મહીં તો સાથ દે, એ સજ્જન વીરલા કોક છે.



## પુલછાબ સાતમી.

**પ્રભુના આપ્યા વિના કંઇ પમાય નહિ.**

દુમિલા છંદ.

નિજ દેશ તજી પરદેશ વસે,
વળી કલેશ વિશેષ હમેશ સહે;

સુણુસંગ સદા અણુભંગ સજે,
રમવા અતિ ઉમંગ રહે.
અણુભીત થઇ નર નિત્ય ભમે,
નિજ ચિત્ત વિષે અતિ વિત્ત ચહે;
પ્રભુ દત્ત વિના પણ વિત્ત મળે,
નહિ સત્ય વીરા દલપત કહે.

### વિનાશકાળવાળાના સંગે મૃત્યુ થાય.

#### દોહરો.

જેનો વિનાશ કાળ છે, તે સંગે દુઃખ થાય;
જે કણ જઇ થાળે પડયા, તે તો સર્વ દળાય.

### સર્વથી જ્ઞાન ઉત્તમ છે.

નથી નથી અવનિમાં જ્ઞાન જેવું પવિત્ર,
નથી નથી અવનિમાં જ્ઞાન જેવું સુમિત્ર;
નથી નથી અવનિમાં જ્ઞાન જેવું સુપથ્ય,
નથી નથી અવનિમાં જ્ઞાન જેવું સુલભ્ય.

### ક્ષમા વિષે.

#### ઉપજાતિ વૃત.

ખરેખરૂં જે સુખ છે ક્ષમામાં,
રહ્યું નથી તે સઘળું રમામાં;
રે ઝેર કેરી ભગિની રમા છે,
સુધર્મની પત્ની ખરી ક્ષમા છે.
ક્ષમાથી શત્રુની ફજેતી થાશે,
જો આપણું સત્યપણું જણાશે;
ક્ષમાથી થાશે જશ ઠામ ઠામે,
દિલે વિચાર્યું દલપતરામે.

## સ્વભાવ મટતો નથી.

### છપ્પો.

કેસર કયારા માંહી, બરાસ કસ્તુરી બ્હેંકે,
પાછળ કનકની પાળ, લક્ષધા મોતી લ્હેકે.
ગંગા ગોમતી નીર, ઝવેર જડીત્ર જ ઝારી;
સોળ ધરી શણગાર સીંચે નરપતિની નારી.
એવી રીતે કદી ઉગીયો, લસણ છોડ ગંગા તટે;
બદબોઇ ઉઠે પણ બહુગણી, શામળ સ્વભાવ નવ મટે.

## પ્રભુ કેમ મળે ?

મીલન ચાહો પરિબ્રહ્મકુ, તો કરના સત્સંગ;
યુક્ત કહે સદ્ગ્રંથકો, એ સિદ્ધાંત અભંગ.

## મદાલસાનો પુત્ર અલર્ક.

મદાલસા નામે મહા પતિવ્રતા સ્ત્રી હતી, તે ગંધર્વ રાજાની પુત્રી હતી અને વિશ્વજીત નામના રાજાના પુત્ર ઋતુધ્વજને તે પરણેલી હતી. મહાન વિદ્વાન અને જ્ઞાનકુશળ હતી. તેની પર અનેક સંકટો આવેલાં હતાં, છેવટ તેનો પુનર્જન્મ થયા પછી રાજાની રાણી તરીકે સ્વસ્થ મનથી રહ્યા પછી તેને ચાર પુત્રો થયેલા, તેમાં માતાના ઉપદેશને પરિણામે સુબાહુ વગેરે ત્રણ પુત્રો બાળક અવસ્થાથી જ વૈરાગ્યવાન થઇ સંન્યાસી બનેલા. આવી રીતે ત્રણ પુત્રોને ઉપદેશ આપી વૈરાગ્યવાન બનાવ્યા પછી અલર્ક નામના ચોથા પુત્રને પતિની આજ્ઞાથી બાલ્યાવસ્થાથી જ ધર્માચરણ, રાજ્યનીતિ અને ગૃહસ્થાશ્રમનો ઉત્તમ બોધ આપ્યો; જેથી તે અલર્ક મહાન બુદ્ધિશાળી થયો, પછી ઋતુધ્વજની વૃદ્ધાવસ્થા થતાં પુત્ર અલર્કને રાજ્ય સોંપી મદાલસા સાથે તપ કરવા જંગલમાં જવા નીકળતાં છેવટનો બોધ આપતાં મદાલસાએ પુત્રને જણાવ્યું કે આ એક સુવર્ણપદક ( માદળીયું ) તને આપું છું. તે તને અત્યંત કષ્ટ પડે તે વખતે ઉઘાડી જોજે એટલે સમજણ પડશે; પરંતુ બહુ કષ્ટ વિના

સાધારણ કષ્ટમાં તે ખોલવાનું નથી. એમ કહી તે માદળીયું આપી બંને વિદાય થયાં. પછી અલર્કે રાજ્ય ચલાવવા માંડ્યું, કેટલેક સમયે રાજ્યમદથી લોભ ઉત્પન્ન થયો. પછી નવી નવી વાસનાઓ ધીમે ધીમે વધવા લાગી. જેમ શરીરમાં સહજ રોગ લાગુ પડતાં તેની બેદરકારીથી તેને લીધે બીજા નવા નવા રોગો જાગે અને પછી મૂળ રોગ જડ ઘાલે, જેથી આખર તે માટે નહી તેવો અસાધ્ય બને છે અને શરીર ક્ષીણ થઇ નાશ પામે છે. અલર્ક રાજાનું તેમ બન્યું. માનસિક રોગો લોભ, ક્રોધ, મોહ, તૃષ્ણા વગેરે વધવા માંડયા. જેથી રાજ્યની બેદરકારી રાખી તે મોજશોખમાં પડયો. ખુશામતીયા વધ્યા, અંધેર ચાલવા માંડ્યું, રાજ્યની અવ્યવસ્થા થવા માંડી. આ વાતની અલર્કના મોટા ભાઇ સુબાહુ કે જે સંન્યાસી થઇ ગયેલ છે તેને ખબર પડી કે મારો ભાઈ વિષયાંધ ને મોહાંધ બન્યો છે જેથી રાજ્યની પાયમાલી થાય છે, એટલે તેણે વિચાર કર્યો કે જેનો પિતા ઋતુધ્વજ હોય તેનો પુત્ર આવી રીતે મોહમાં ફસાય એ એના માત–પિતાને અને કુટુંબને પણ લાંછન છે, માટે મારે તે સુધારણા કરવી જોઇએ પણ હું સંન્યાસી છું અને આ રૂપમાં તેને બોધ આપવા જઇશ તો તે મારૂં માનશે નહિ માટે કોઇ બીજો ઉપાય કરૂં તો ઠીક, એમ ધારી કાશીના રાજાને સમજાવી પોતાના ભાઇનું અભિમાન ઉતરાવ્યું, ને છેવટે અલર્ક જંગલમાં જઈ એક ઝાડ તળે બેસીને પોતાનાં કષ્ટ સંભાળી બહુ જ રોયો. ત્યારબાદ તેને પોતાની માતુશ્રીએ આપેલું માદળીયું યાદ આવ્યું એટલે પોતે તે માદળીયું ઉખેડયું. તેમાં એમ લખેલ હતું કે "જ્યારે મહાન વ્યાધિ આવે ત્યારે સાધુનો સંગ કરજે." આ ઉપરથી તે ખરા સાધુને શોધવા લાગ્યો. તે વખતે તેને ગુરૂ દત્તાત્રય મળ્યા, તેની પાસે અલર્ક ખુબ રોયો એટલે ગુરૂજીએ તેના માથા ઉપર હાથ મૂકયો એટલે તેનું બધું દુઃખ જતાં શાંતિ શાંતિ થઇ ગઈ, એટલું જ નહિ પણ તેના અંતઃકરણમાં પ્રેમરસ રેડાયો. રાજ્ય ગયું, ઘર ગયું, સ્ત્રી ગઇ એ વિષે જે ખેદ થયો હતો તે ભુલાઇ ગયો ને ફક્ત

દર્શન માત્રથી જ નવી દુનિયાનો અનુભવ મળ્યો–અદ્દભુત આનંદમાં લીન થયો. ત્યારે શ્રી પ્રભુએ કહ્યું કે, ભાઇ! હિંમત ધર, બોલ શું દુઃખ છે? ત્યારે અલર્કે બધી હકીકત જણાવી. તે પછી પ્રભુએ તેને આત્મજ્ઞાન આપતાં રાજપાટની મારે જરૂર નથી એમ કહી મહા સુખના દરીઆમાં ડોલવા લાગ્યો. માટે દુઃખના વખતે સાધુનો સંગ ખરેખર બહુ જ ઉપયોગી થઇ પડે છે કારણકે તે વખતે મિથ્યા અભિમાન રહીત મનુષ્ય હોય છે એટલે તેને આત્મજ્ઞાન થતાં વાર લાગતી નથી.

## એ દિન પણ જાયગા.

એક વખતે ધર્મરાજાએ મોટો યજ્ઞ કર્યો ત્યારે અનેક રાજાની ભેટો આવવા લાગી. તે વખતે ધર્મરાજાએ એવો નિયમ રાખ્યો હતો કે એક લાખની ભેટ હોય તે અમારા દીવાનને આપે ને જેને એક લાખથી વધારે કીંમતની ભેટ આપવાની હોય તે અમારી રૂબરૂ આવે. હવે એક લાખ ઉપરાંતની ભેટો પણ બેસુમાર આવવા લાગી. છેવટે શ્રીકૃષ્ણ ભગવાને એક નાની સોનાની વીંટી ધર્મરાજાને ભેટ કરી ત્યારે સર્વ આવનાર નૃપતિઓ વિચારમાં પડી ગયા કે આવી નજીવી ભેટ કેમ ગૃહણ કરી હશે! તે વખતે ધર્મરાજા ઉભા થઇ વિવેચન કરવા લાગ્યા, હે ભૂપતિઓ? આ શ્રીકૃષ્ણ પરમાત્માની નાની વીંટી અમુલ્ય કીંમતની છે ને તમામ ભેટો કરતાં તેની કીંમત વધારે છે, એટલું જ નહિ પણ તેની અંદરના જે અક્ષરો છે તે તો કરોડો રૂપિઆની કીંમતના છે. તે આ પ્રમાણેઃ—

"એ દિન ભી જાયગા"

અહા! જુઓ? એ મહાવાકયમાં કેવો બોધ સમાએલો છે. આ કેવી સોનેરી શિખામણ છે.

## વિશ્વાસ.

### દોહરો.

જેણે આપ્યો જન્મ તે, કદી ન આપે દુઃખ;

દાંત દીધા જે ચાવણું, દઇને ભાંગે ભુખ.
એક લાખ મણુ પય પીએ, પક્ષી મેઘ મલાર;
વાઢીકું ભરી પૂરવે, તુલસી રાખ કરાર.

## પુલછાબ આઠમી.

### કૃતઘ્નીનાં કર્ત્તવ્યો.

એક નાનું ગામડું હતું કે જેમાં તમામ હલકા લોકો જેવા કે ભીલ, કોળી, વિગેરે રહેતા હતા. તે ગામમાં ગૌત્તમકુળનો એક ભિક્ષુક ને અભણુ બ્રાહ્મણ ગયો. ગામમાં કોઇ બ્રાહ્મણ નહિ હોવાથી સર્વે માણસોએ તેને ગોર બનાવ્યો ને તેને મોટા રાજાના હુકમથી રાખ્યો અને તેને હલકી જાતની સ્ત્રી પણ આપી. દુષ્ટના સંગથી તેની બુદ્ધિ ભ્રષ્ટ થવા લાગી અને સર્વે નીચ લોકો સાથે તે પણ જીવહિંસા કરી ઉદરપોષણ કરવા લાગ્યો અને શુદ્ર જ બન્યો. એક દિવસે તેનો સગો કોઈ તેને ત્યાં આવેલ તે દિવસે હંસોને મારવાથી તેનું લોહી શરીર પર ઝળકે છે એવી રીતે તે બ્રાહ્મણને તેના સગાએ જોયો ને કહ્યું કે તું બ્રાહ્મણ થઇને આવાં ઘાતકી કામ કરે છે માટે તારે ઘેર રહેવું યોગ્ય નથી એમ કહી જમ્યા વગર તે ચાલ્યો ગયો. પછી તે કૌશિક બ્રાહ્મણને ખેદ થયો કે હું બ્રાહ્મણ થઈ આવું અધમ કૃત્ય કરૂં છું તે ઠીક નહિ. પછી ખેદ થતાં પોતાનું ઘર છોડી જંગલમાં ગયો. ત્યાં તેને રાજયધર્મા નામના એક મહાત્માનાં દર્શન થયાં. તેને તે અતિપ્રેમથી નમ્યો ને હાથ જોડી તેના પાસે બેઠો. ભુખ્યો હતો તેથી ખૂબ કલેશ કરી દીનતા કરવા લાગ્યો. પેલા મહાત્માએ તેને શાન્ત કરી ખાવાનું આપ્યું. જમીને શાન્ત

થયો ત્યારે મહાત્માએ કહ્યું ભાઇ! હવે તારે કાંઇ ઇચ્છા છે? ત્યારે પેલા ગૌતમ બ્રાહ્મણે જણાવ્યું કે હું દરીદ્રી છું માટે મારૂં દારીદ્ર મટે. હું સુખી થાઉં એ રસ્તો મને બતાવો. મહાત્માને દયા આવી અને તેણે જણાવ્યું કે અહીંથી ત્રણ કોશ દુર વીરૂપાક્ષ નામનો રાક્ષસ છે કે જે મારો પરમ સેવક છે. તેની પાસે જા, તેને મારૂં નામ આપીશ તો તને તે મારશે નહિ અને પુષ્કળ ધન આપશે ને સંતુષ્ટ કરશે.

આ બ્રાહ્મણ ત્યાં ગયો ને રાક્ષસને મળ્યો. તેને ગુરૂજી રાજ્યધર્માએ મોકલેલ છે તેથી તે પણ ગુરૂ છે .એમ જાણી રાક્ષસે બહુ સન્માન કરી સેવા કરીને પુષ્કળ ધન આપ્યું. આ ધન લઇને બ્રાહ્મણે તેની રજા લીધી. રાજ્યધર્મા તેની વાત સાંભળી રાજી થયા. બે દિવસ તે બ્રાહ્મણને રાખ્યો.

બ્રાહ્મણ નીચની સંગતથી નીચ બનેલો હતો. તેણે ઘણા વખતથી માંસભક્ષણ નહિ કરેલ હોવાથી તેને ખાવાની ઇચ્છા થઇ અને તેની બુદ્ધિ બગડી. રાત્રીના રાજ્યધર્માનુસાર થંડીને લીધે તે બ્રાહ્મણની સેવા કરવા ખાતર અગ્નિ સળગાવી તેને તાપવાની સગવડ કરી આપી, પણ દુષ્ટબુદ્ધિવાળા તે ગૌતમે બળતા અગ્નિમાં પાછળથી ધક્કો મારી તે રાજ્યધર્માને હોમ્યો, અને તેને અગ્નિમાં નાખી શેકી તેનું માંસ ખાવાની ઇચ્છાથી તેને શેકવાને લાગ્યો. આ વખતે વીરૂપાક્ષ રાક્ષસ કે જેણે આ બ્રાહ્મણને ધન આપ્યું હતું તે ગુરૂના દર્શન કરવા ઓચિંતો આવ્યો, ત્યાં આ દુષ્ટ બ્રાહ્મણ પોતાના ગુરૂને મારી નાંખી શેકે છે તે તેણે જોયું. તેથી એકદમ તે બ્રાહ્મણને પકડી તથા મરી ગએલા રાજ્યધર્માના મડદાને પણ સાથે લઇ પોતાને ઘેર આવ્યો અને રાક્ષસોને હુકમ કર્યો કે આ દુષ્ટ ગુરૂદ્રોહી અને કૃતઘ્ની કે જે ભલું કરનારનું પણ ભુંડું કરનાર છે તેના ટુકડા કરી ફેંકી દો, પણ તેનું માંસ તમે ખાશો નહિ કારણકે તમો ખાશો તો પાછા તમો પણ તેના જેવા કૃતઘ્ની ને ઘાતકી થશો. રાક્ષસોએ તેમ કરીને તેના ટુકડા ગીધો (હિંસક પક્ષી) પાસે

નાખ્યા, તો તેણે પણ તેને ન ખાધા! જુઓ કૃતઘ્ની માણસો કેવાં અઘોર પાપો કરે છે તેનું આ એક દષ્ટાંત નોંધી રાખવા જેવું છે.

## લુણહરામી થવું નહિ જોઇએ!

કાયા છે ત્યાંસુધી કર સમરણ કીરતારનું રે (ટેક)
જતન કર્યું જઠરામાં જેણે, તારો દેહ રચ્યો છે તેણે,
તેણે કામ કર્યું છે અતિ ઉપકારનું રે—કાયા છે.
પ્રસવ થયા પહેલું પય કીધું, માતાના સ્તનમાં રચી દીધું,
તેણે કારજ સીધું તારા આહારનું રે—કાયા છે.
કાન નેત્ર કીધાં છે કેવાં, સર્વે અંગ અમુલખ એવાં,
અંતઃકરણ કીધાં છે વિવિધ વિચારનાં રે—કાયા છે.
સુર દુર્લભ મનુષ્ય દેહ પામી, લંપટ ન થવું લુણહરામી,
છોટમ શરણ ગ્રહી લે સરજનહારનું રે—કાયા છે.

## મનુષ્ય દેહ અમૂલ્ય હીરો છે.

એક રાજા કોઇ વખતે જંગલમાં શિકારે નિકળતાં ભુલ્યો પડયો, રસ્તો નહિ સુઝ પડવાથી સંધ્યાકાળે એક ભરવાડના નેશમાં ગયો, ભરવાડે રાજા ધારીને તેની આસનાવાસના કરી. રાજા બહુ જ ખુશી થયો અને પ્રભાતે ચાલતી વખતે એક અમૂલ્ય હીરો તે ભરવાડને આપ્યો. ભરવાડના મનમાં તો એમ હતું કે આ રાજાની આપણે ચાકરી કરીશું તો એક બે વીશું રૂપિઆ આપશે! પણ આ ભરવાડે તો હીરાને પાંચીકો સમજી નિરાશ થયો અને પોતાના મનમાં રાજાની અપકીર્તિ કરવા લાગ્યો. પછી તે હીરા રૂપી પાંચીકાને પોતાના ગળામાં બાંધ્યો અને જન્માષ્ટમીના દિવસે એક ઝવેરીને તેના પાસે દુધ લેવા આવતાં તેની દષ્ટિએ તે હીરો પડયો એટલે તે ઝવેરી પેલા ભરવાડને કહેવા લાગ્યા, અલ્યા! સામત, ગળામાં તો સાચા હીરા લટકાવે છે અને અમથો ગરીબી ગાય છે. ત્યારે તે સામત રબારી બોલ્યો કે ભાઇ મેં રાજાની બહુ જ બરદાશ કરી અને તેથી મને બહુ જ મોટી આશા હતી પણ રાજા તો મને આ

પાંચીકા આપી જતા રહ્યા. ત્યારે ઝવેરી કહે ભાઈ તને હીરાનું જ્ઞાન નથી, તું બજારમાં ઝવેરીની દુકાને બતાવી જો એટલે તારી ખાત્રી થશે કે તે પાંચીકા નથી પણ હીરો છે. આથી સામત રબારી ખુશી થયો અને તુરત બજારમાં જઇ એક ઝવેરીને બતાવતાં એક હજાર રૂપિઆ કીંમત કહી, તેથી તુર્ત તેને વેચી તે રબારીએ હજાર રૂપિઆ રોકડા લીધા અને પોતાને ઘેર રાજી થતો થતો ગયો અને તે વખતે રાજાનો આભાર માનવા લાગ્યો! આવી રીતે જેમ ભરવાડને હીરાની કીંમત કશી નથી તેજ પ્રમાણે આપણને પરમાત્માએ મહાન કૃપા કરી ઉત્તમ મનુષ્ય દેહ કે જે પારસમણી તુલ્ય આપ્યો છે તેની ખરી કીંમત સમજતા નથી. મનુષ્યદેહ રૂપી હીરો અમુલ્ય કીંમતનો છે. તેનાથી ઇશ્વરની ઓળખાણ થાય છે. તે મનુષ્ય દેહ દેવતાને પણ દુર્લભ છે. માટે તેને ફોગટ વિષયમાં નહિ ગુમાવતાં તેનાથી અલભ્ય લાભ લેવા દરેક સુજ્ઞ પુરૂષે પ્રયત્ન કરવો.

## વિવેક વાણી.

તેં તો જાણ્યો છે શરીર ઠાઠ સાચનો રે,
આ તો કાયા રે કુંપો છે કાચનો રે. તેં તો
તેં તો જાણી છે જવાની જશે નહિ ટળી રે;
એક પળમાં અલોપ થાશે વીજળી રે. તેં તો.
તેં તો જાણ્યું છે મોજો કરીને મહાલવું રે;
જરૂર એક દિન છે ચડપ લઇ ચાલવું રે. તેં તો.
તું તો રીઝયો રૂપાળી જોઇ રાણીઓ રે,
એક દીને લેખમાં લખ્યાં છે મશાણીયા રે. તેં તો.
તેં તો જાણ્યો છે અમર ચુડો ને ચોટલો રે,
એક દીન વેરાગણ થઇશ વળશે ઓટલો રે. તેં તો.
તેં તો જાણ્યું છે રમુજો કરશું રૂડી રે,
એક દીવસ આકડાનાં તુર તો જશે ઉડી રે. તેં તો.

તેં તો જાણી છે કમાણી તારા કામની રે;
એક દીન ભમરો ભુંસાવે ચીડી રામની રે. તેં તો.
છાજે કેટલાક દહાડા તે વેશ્ય છાજની રે,
રૂદે શિખામણ ધરને ઋષિરાજની રે. તેં તો.

## જન્માષ્ટમી.

રથમાં દેવકી અને વાસુદેવને બેસાડીને કંસરાજ આજે રથ હાંકે છે. આગળ ચાલતાં આકાશવાણી થઇ કે, અલ્યા મૂઢ કંસ ! જે બહેનને તું આજે સાસરે વળાવવા જાય છે તે જ બહેનનો આઠમો પુત્ર તને મારશે. આ સાંભળી ક્રૂર કંસ ઘોડાની લગામ ફેંકી દઇ, ક્રોધથી નીચે ઉતરી બહેનને મારવા દોડયો, પણ બહેનના કાલા-વાલાથી " બધાં સંતાનો કંસને આપવાં અને દેવકીએ અને વસુદેવે નજરબંધ કેદખાનામાં રહેવું. " એવી શરતે તેઓને છોડયાં. સાત સંતાનોને તો માર્યાં અને આઠમે વખતે કંસે બહુ જ સાવચેતી રાખી, પણ અંતે ધાર્યું તો ધણીનું જ થયું. શ્રાવણ વદી આઠમ થઇ, વખત બાર વાગ્યાનો હતો, વાર બુધવાર હતો, રોહીણી નક્ષત્ર હતું, વરસાદ ઝરમર ઝરમર વરસી રહ્યો હતો, રાત મેઘલી હતી અને કોઈ કોઇ વાર વીજળીના ઝબકારા પણ થતા. બરાબર બાર વાગ્યા એટલે ચોકીદારોને ઉંઘ આવી ગઇ અને કંસ તો ઘસઘસાટ ઘોરતો હતો. કેદખાનામાં એકાએક દિવ્ય પ્રકાશ થઈ રહ્યો અને પ્રભુ શ્રી કૃષ્ણ ચતુર્ભુજ સ્વરૂપે પ્રગટ થયા. વસુદેવે અને દેવકીજીએ સ્તુતી કરી, ચતુર્ભુજ અદશ્ય થયું અને પ્રભુ એક બાળક જેવા થઇ ગયા. તેમને ટોપલામાં નાંખી વસુદેવ બહાર મુકવા ચાલ્યા. તાળાંઓ ટપોટપ ઉઘડી ગયાં. સાંકળો ફટોફટ તુટી ગઇ અને વસુદેવ તેમને લઈને યમુનાને કાંઠે આવ્યા. ત્યાં નદી બે કાંઠામાં જતી હતી, પણ હરી, હરી, કરતા વાસુદેવ ચાલ્યા કે તુરત જ યમુનાજીએ માર્ગ આપ્યો, અને છેવટે કૃષ્ણને ગોકુળમાં નંદને ત્યાં મૂકી આવ્યા. નંદના પત્ની યશોદાને પુત્રી આવી હતી, પણ તેની કોઇને ખબર નહોતી; તે લઇને

અને કૃષ્ણને ત્યાં સુવાડીને વસુદેવ પાછા મથુરામાં આવ્યા. પુત્રીને દેવકીના ખાટલામાં નાંખી એટલે એણે ઊંવા ઊંવા રોવા માંડયું તેથી બધા ચોકીદારો જાગ્રત થયા, કંસને બોલાવી લાવ્યા અને કંસે તેને મારી નાંખવા પત્થર ઉપર પછાડી કે તે પુત્રી જે માયા હતી તે હસતાં હસતાં બોલીઃ અરે મુર્ખ! તારો ઘાટ ક્યારનો જન્મ ક્યારનોએ થઈ ચુકયો છે, ખાલી ફાંફાં શું કામ મારે છે? તેને હાથે જ તારૂં મોત છે એ વાત નિશ્ચયપૂર્વક સિદ્ધ છે. પછી કંસે કૃષ્ણને મારવા ઘણા ઉપાયો કર્યા પણ અંતે કૃષ્ણને હાથે જ તેનું મોત થયું. લોકો ઉપવાસ કરી પ્રેમથી શ્રી કૃષ્ણનું ભજન કરે છે. રાત્રે જાગરણ કરે છે પણ કેટલાક અજ્ઞાની મનુષ્યો આ દીવસે જુગાર રમે છે તે કેટલું બધું ખરાબ છે તેનો વિચાર કરવો ઘટે છે.

## પ્રભુને ન છોડવાથી સર્વ વસ્તુઓ એની મેળે મળી આવે છે.

પાંડવોએ રાજસુયજ્ઞ કર્યો તેના તેજથી અંજાઇ દુર્યોધન બહુ પરિતાપ કરવા લાગ્યો, ત્યારે ધૃતરાષ્ટ્રે પૂછ્યું કે તને શું સંતાપ છે? ત્યારે દુર્યોધને જણાવ્યું કે ધર્મરાજાના યજ્ઞમાં સોનાની થાળીમાં બ્રાહ્મણો જમતા હતા ને પછી તે થાળી બ્રાહ્મણોને દાનમાં આપી હતી અને લાખો બ્રાહ્મણોનું ભોજન થતું હતું છતાં ધન ખૂટયું નહિ. એટલી લક્ષ્મી તેની છે તેથી મને ખેદ થાય છે. ત્યારે ધૃતરાષ્ટ્રે જણાવ્યું કે તે લક્ષ્મી ધર્મરાજાને તેના પવિત્ર આચરણ અને શિયળ વ્રતથી મળી છે, તું તેમ કરીશ તો તને પણ મળશે. તે વિષે એક દૃષ્ટાંત આપું છું. ઇન્દ્રનું આખું રાજ્ય જ્યારે પ્રલ્હાદે શિયળવ્રત ધારણ કરી જીતી લીધું ત્યારે ઇન્દ્ર બૃહસ્પતિ પાસે જઇને કહે છે કે મારે તે રાજ્ય પાછું શી રીતે મેળવવું? બૃહસ્પતિએ ઉત્તર આપ્યો કે તમે બ્રાહ્મણ થાઓ ને પ્રલ્હાદને ગુરૂ કરો ને તેની પાસેથી શિયળ શીખો. ઇન્દ્રે તેમ કર્યું, પ્રલ્હાદ પાસે ગયો ને સેવા કરી શિયળ

માગ્યું. ઇન્દ્રને તે પ્રલ્હાદે રાજી થઇને આપ્યું, ને જણાવ્યું કે મારી પાસે લક્ષ્મી આવવાનું કારણ મારૂં ઉત્તમ વ્રત છે. હું ગુરૂની આજ્ઞા બરોબર પાળું છું, સંતોના ચરણ સેવું છું, ખરો ધર્મ કદી છોડતો નથી, કોઇની નિંદા કરતો નથી, મનમાં ક્લેશ કરતો નથી, સત્ય જ બોલું છું, આમ કહ્યા પછી ઇન્દ્રે તેમ કરવા માંડયું, અને તે પ્રલ્હાદ અસુર હતો છતાં તેના શિયળ ને ધર્મવ્રતને આધીન થઇ ઇન્દ્રે તેના ચરણ સેવ્યા અને શિયળ માગ્યું જેથી પ્રલ્હાદે આપ્યું. (શિયળ વ્રત શિખવ્યું) એટલે લક્ષ્મી સ્ત્રી રૂપે ચાલવા લાગી. પ્રલ્હાદે પૂછયું, પરમ તેજોમય તમે કોણ છો ને કયાં જાઓ છો? ત્યારે લક્ષ્મીએ કહ્યું કે હું લક્ષ્મી છું ને તમે શિયળ જેને આપ્યું તે ઇન્દ્રને ઘેર હું જાઉં છું. પ્રલ્હાદે કહ્યું પધારો, જ્યારે લક્ષ્મી ચાલવા લાગી ત્યારે લક્ષ્મી વિના ધર્મ કેમ રહી શકે? તેથી તે પ્રકાશમય મૂર્તિમાન બની ધર્મ પણ ચાલવા માંડયો. ત્યારે તેને પૂછયું તમે કોણ છો? તેણે જવાબ આપ્યો કે હું ધર્મ છું, ને લક્ષ્મીની પાછળ જાઉં છું. આમ કહીને જવા લાગ્યા પછી તેના ઘરમાંથી બળ, તેજ, નીતિ વિગેરે મૂર્તિમાન થઇ જવા લાગ્યા. જ્યારે છેવટ મહાન સત્યમય શ્રી પ્રભુનો પ્રકાશ જણાયો ત્યારે નમ્યો ને પૂછયું કે આપ કોણ છો, ત્યારે કહ્યું કે તારૂં કલ્યાણ કરનાર નૃસિંહ રૂપ પ્રભુ છું, મારી સ્ત્રી લક્ષ્મી જ્યાં ગઇ છે ત્યાં હું પણ જઇશ. પ્રલ્હાદે પૂછયું કે કૃપાનાથ મારે તે કોઇની દરકાર નથી અને આપરૂપ સત્યની ખાતર મેં શીલ વિગેરેનો બોધ કર્યો છે તો જો સત્યરૂપ પ્રભુની ખાતર એ કર્યું છે અને સર્વે ત્યાં ગયું, સ્વાર્થ છોડયો, તો હવે સત્યને કેમ છોડું? ત્યારે પ્રભુ પ્રસન્ન થયા અને બીરાજ્યા. એટલે પ્રભુથી ખેંચાઈ જે ગયાં હતાં તે સર્વે લક્ષ્મી, શિયળ, ધર્મ વિગેરે પાછાં આવ્યાં; તો સમજવાનું એટલું છે કે જેણે પ્રભુ રાખ્યા છે, તેના ઘરમાં લક્ષ્મી, ધર્મ અને શિયળ અવિચળ વાસ કરીને રહે છે એ નિર્વિવાદ છે.




## જન્મ સ્વભાવ સુધરતો નથી.

### મનહર છંદ.

કોયલની કાળપ મટાડવાને દુધ દીઓ,
કોયલો કદાપી કાળો રંગ મુકતો નથી,
ક્રોધ લોભ કામનો હરામનો સ્વભાવ હોય,
છોડે તોય તેનો છેક છુટકો થતો નથી,
સંગ તણો રંગ જો ન લાગ્યો હોય રગે રગે,
તે જ રંગ હવે બીજે રંગ લાગતો નથી,
સુણો રૂડા રાજહંસ, દાખે દલપતરામ,
જન્મ સ્વભાવ કોટી યત્ને જતો નથી.

## હમેશાં પાળવાના ઉત્તમ નિયમો.

(૧) પ્રાણ જાય એવો સમય આવે તો પણ બ્રાહ્મણ કે દેવનું ધન લેવું નહી.

(૨) પુર્વે બ્રહ્માએ હજાર અશ્વમેધ યજ્ઞને સત્યની સાથે તોળી જોયા તો તેમાં સત્યનું ત્રાજવું નમ્યું હતું.

(૩) સદાચારને અવલંબીને ચાલનારાં એવા તથા વિદ્યા અને વિનયથી સંપ ન હોય તેમની સાથે સદાય ઉદ્યોગશીલ હોય એવા સાધુ પુરૂષોની સાથે મિત્રતા ન કરવી.

(૪) સ્ત્રી, પુત્ર, ભાઈ, મિત્ર, દાસ તથા ચાકરો તેમની તરફ જે વિનયથી વર્તે છે તેને સર્વ માન મળે છે.

(૫) પોતાની પાછળ વંશ હોય તો પોતાના સફળ ધનનું દાન

ન કરવું તેમજ પોતાની સ્ત્રીનું, શરણે આવેલાનું તથા પોતાના ધંધાનું તથા પુત્રોનું આપત્તિમાં પણ ક્યારે દાન ન કરવું.

(૬) કોઈનાએ આપ્યા વિના પારકી વસ્તુ લેવી નહિ કેમકે જીવને દુઃખ આપનારૂં ચોરીના જેવું એકે પાપ નથી.

(૭) શયન કરતી વખતે જેવો પરશુરામ, કાર્તિકસ્વામી, હનુમાન, ગરૂડજી ભીમસેનનું સ્મરણ કરે છે તેમને ખરાબ સ્વપ્ન આવતાં નથી.

(૮) શત્રુ પણ પોતાને ઘેર આવે તો તેનો સત્કાર કરવો.

(૯) લશણ, ધોળાં વંતાક, ડુંગળી, એ કદી પણ ખાવાં નહીં.

(૧૦) અગાધ એવા જલમાં સ્નાન કરવા માટે પેસવું નહી તથા ચારે તરફ અગ્ની લાગ્યો હોય એવા મકાનમાં પ્રવેશ કરવો નહિ તથા વૃક્ષની ટોચ ઉપર ચડવું નહીં.

## કહેણી કરતાં રહેણી ઉત્તમ છે.

### દોહરો.

વાણી તો પાણી ભરે, ચારો વેદ મજુર;
કરની તો ગારા કરે, રહેનીકા ઘર દુર.

## પરનારીની પ્રીતિ વિષે.

### મનહર છંદ.

કીધા થકી જાર કર્મ, ચીતરાયું કાળું મુખ,
રાક્ષસ રાવણતણું, કામરે વિચારજો.
વાલી બંધુ ટાળી બેઠો, તે તમે સંભાળી જો જો,
ઇંદ્ર ચંદ્ર કેરી દશા, ઉરમાં ઉતારજો,
દુષ્ટ દુર્યોધનનો દાળોવાટ વળી ગયો,
પરનારી આસક્તિની, દશાએ વિચારજો.
દુનિયામાં દેખો ભાઇ, દાખે દલપતરામ;
પરનારી પ્રેમને ધીંગા બની ધિક્કારજો.

## પ્રભુને ઠગશો નહિ.

### મનહર છંદ.

પાણીની તરસ લાગે, વિષતણું કીધું પાન;
એવું પાન કીધાથી ન કીધું તેજ સારૂં છે.
કહે દલપતરામ ઠગવા પ્રભુનું નામ,
એવું નામ લીધાથી ન લીધું તેજ સારૂં છે.
આળસ ન કીધું પણ કપટનું કીધું કામ,
એવું કામ કીધાથી ન કીધું તેજ સારૂં છે.
અતી અપમાન કરી, દયા વિના દીધું દાન,
એવું દાન દીધાથી ન દીધું તે જ સારૂં છે.

## ગરજમાં મીઠાશ કેવી છે?

### છપ્પો.

ગળ્યું સૌથી દુધ, દુધથી ગોળ જ ગળાયો,
ગળી ગોળથી ખાંડ, ખાંડથી મધમાં મળાયો.
મધથી ગળી શર્કરા, શર્કરાથી શેરડીઓ;
શેરડીથી+ સહકાર તે થકી ગળી કદળાયો.*
એકથી એક મીઠાશ છે, જેને જેશું પ્રીત મળી;
શામળભટ્ટ સાચું કહે, ગરજ સકળથી છે ગળી.

## વિવિધ જ્ઞાનવિલાસ.

સંત ન છોડે સંતતા, કોટીક મીલે અસંત;
મલયાગીરી ભુજંગ લગે, શીતલતા ન તજંત.
તનકર મનકર વચનકર, દેત ન કાહુ દુઃખ;
તુલસી પાતક જાત હે, દેખત ઇનકો મુખ.
અષ્ટસિદ્ધિ નવ નીધિકી, ઉરમેં લેશ ન આશ;
મુક્ત કહે તેહી સંતસે, મીલે પ્રગટ અવિનાશ.
ગાંઠે દામન બાંધ લે, નહિ નારીસેં નેહ,
કહે કબીર તા સાધકી, હમ ચરનકી ખેહ.

---

+ આંબો. * કેળ.

નર તન ધરી જાકું નહિ, સંત અસંત પીછાન,
મુક્ત કહે તાકો નહિ કોટી જન્મ કલ્યાણ.

બડભાગીસે હોત હે, સાચે સંતકી સેવ,
મુક્ત કહે તેથી રીઝત હે, અલખ નિરંજન દેવ.

કબીર યહ મન લાલચી, સમજે નહિ ગમાર;
ભજન કરનેકો આલસી ખાનેકો હુંશીયાર.

મનકે મારે બન ગયે, બનત જબ બસ્તી માંહી;
કહે કબીર કયા કીજીએ, યહ મન ઠહરે નાંહી.

મનકે હારે હાર હે, મનકું જીતે જીત.
મન મીલાવે રામકુ, મન હી કરે ફજીત.

મનકે બહુતે રંગ હય, છીન છીન બદલે સોય,
એક રંગમે જો રહે, એસા વીરલા કોય.

એ તો નાતી હે અટપટી, ઝટપટ લખે ન કોય;
જો મનકી ખટપટ મીટે, ચટપટ દર્શન હોય.

## મનનો સ્વભાવ.

એક વખત અમે મુંબઇમાં દારૂખાનાની દુકાન જોવા ગયા હતા ત્યાં દુકાનપર એવું પાટીયું મારેલું હતું કે અહીં બીડી પીવાની સખત મનાઇ છે. અમે દુકાનની અંદર દાખલ થયા ત્યારે એક મહેતાએ કહ્યું. ભાઇઓ, તમારા પાસે કાંડી બાકસ તથા બીજી સળગી ઉઠે તેવી ચીજો હોય તે અંદર લઇ જશો નહિ. કારણ કે અંદર દારૂખાનુ ભરેલું છે. એટલે તેને અંદર લઇ જવાથી તમને ને અમને મોટું નુકશાન થાય. આ તો દષ્ટાંત છે પણ સિદ્ધાંત એ છે કે આપણું મન પણ એક દારૂખાના જેવું છે તેને સહેજ કુસંગ પેદા થયો હોય એટલે બગડતાં વાર લાગતી નથી. જો મનને ખરાબ સોબતમાં રાખીએ ને આપણે ઉન્નતિની આશા રાખીએ તો તે સર્વ વૃથા છે ! જેમ દારૂખાનામાં આવી ગયેલી એક નાની કાંડી મોટો ઘાણ કાઢી નાંખે છે તેમજ મનમાં આવી ગયેલું નાનું પણ પાપ સત્યાનાશ કાઢી નાંખે છે.



## પુલછાબ દસમી.

### દીવ્ય સ્વપ્નું.

એક વખતે હું વંદ્રાવનમાં એક જગ્યાએ સુતો હતો તેવામાં મને સ્વપ્નુ આવ્યું કે જાણે પાણીનાં મોટાં મોજાં ચાલી રહ્યાં છે અને ચારે તરફ જળ જ દેખાય છે. બીજું કાંઇ દૃષ્ટિએ પડતું નથી. આગળ નજર નાખું છું, તો એક નાની હોડી મારી નજરે પડી તેમાં ઘણાં લોક બેઠાં હતાં. હું પણ તેમાં બેઠો પણ એવામાં મ્હારી નજર એક બ્રાહ્મણ જે પાણી ઉપર ચાલતો મારી નજરે પડયો, ત્યારે મેં તે બ્રાહ્મણને પુછયું કે ભાઇ! તું ચાલે છે તો તારા પગ નીચે ખાલી જમીન છે કે? બ્રાહ્મણે ગમત સાથે ઉત્તર દીધો કે ભાઇ! હું પાણી ઉપર ચાલું છું પણ અંદર એક મોટો પુલ છે તેના ઉપર પગ દઈને હું ચાલુ છું. એટલામાં મારી આંખ ઉઘડી ગઈ. મારા દીવ્ય સ્વપ્નની સ્પષ્ટ સમજણ મારા ગુરૂ દ્વારા કરવામાં આવી. તેમણે મને કહ્યું તે સતુપુરૂષની સોબત એજ આ ભવસાગરરૂપી પાણીમાં એક મોટો પુલ છે તેનો જેને આશ્રય છે તે કદી પણ પાણીમાં બુડતો નથી એટલે માયા તેને દુઃખ આપી શકતી નથી.

### આપણું કાંઇ નથી.

બે જમીનદારો વચ્ચે ટંટો થતાં જમીનના ભાગ પાડવા લાગ્યા. તે વખતે એક જમીનદાર બોલ્યો કે "અમારી" ત્યારે બીજો બોલ્યો કે ના ના, અમારી છે. આ વખતે એક સંત મહાત્મા ત્યાં હાજર હતા તેમણે બંને જણાને સમજાવ્યા કે જમીન કોઇની થઇ નથી ને થશે પણ નહી. તેણે દષ્ટાંત આપ્યું કે એક બાગનો માળી હતો તે

બાગ સાચવતો. એક વખતે તે બાગ જોવા કોઇ શ્રીમાન આવ્યો હતો તેને માળી બાગ બતાવતો હતો અને કહેતો હતો કે આ અમારી આપુસની કલમો, આ અમારો બંગલો, આ અમારી ચીકુની કલમો વીગેરે અમારાં છે. એવા શબ્દો કહેતો હતો. થોડા દીવસ પર તેના માલેકની તેના ઉપર ઇતરાજી થતાં તેને કાઢી મુકયો ને તે માળી જે અમારો બંગલો, અમારી કલમો, અમારો બાગ બોલતો હતો તેમાં તેનું શું હતું? તેજ પ્રમાણે જ્યાંસુધી પરમાત્માની કૃપા છે ત્યાંસુધી આપણે માળીના રૂપે છીએ. જ્યારે પરમાત્માની કૃપા બંધ થઇ જશે ત્યારે આપણે સર્વે મુકવું પડશે. માટે આ સંસારમાં આપણું કાંઇ નથી. વીના કારણ ખોટા અભીમાનથી આપણે મારૂં મારૂં કરી રહ્યા છીએ, પણ બારીક દૃષ્ટિથી વીચારશો તો આપણું કાંઇ નથી, એ નીઃસંદેહ છે.

## દ્રૌપદીએ ક્રોધને જીત્યો છે.

દ્રૌપદી જેવી અબળા પણ ક્રોધને જીતી શકી હતી. મહાભારતના યુદ્ધ પ્રસંગે દ્રૌણાચાર્યના ચીરંજીવી પુત્ર અશ્વસ્થામાએ સંહારમાં દ્રૌપદીજીના પાંચ પુત્રોનો શિરચ્છેદ કીધો ત્યારે ભીમે પ્રતિજ્ઞા કરી હતી કે તારા પુત્રના વધ કરનારના માથાપર તને બેસાડી જ્યારે સ્નાન કરાવું ત્યારે મારૂં નામ ભીમ સાર્થક સમજજે! પુત્રોના મરણથી દ્રૌપદી અતિશય કલ્પાંત કરતી હતી તેણે ભીમની પ્રતિજ્ઞાનો કાંઇ પણ ઉત્તર આપ્યો નહિ. પછી શ્રીકૃષ્ણ પરમાત્માને સાથે લઇને ભીમ અશ્વસ્થામાને પકડવાને માટે ગયા અને તે બંને વચ્ચે મહાયુદ્ધ થયા પછી તેને પકડીને દ્રૌપદી સમક્ષ લઈ આવ્યા. અશ્વસ્થામાનો શિરચ્છેદ કરવાનો ભીમે વિચાર દર્શાવ્યો. તે સમયે ખેદમાં ડુબેલી દ્રૌપદીજીએ કહ્યું; હે મહારાજ! આપ અશ્વસ્થામાને છોડી દીઓ. એ તમારા ગુરૂ પુત્ર છે. મારા પુત્રનો શિરચ્છેદ કરવાનું બ્રાહ્મણને નહિ ઘટે તેવું કર્ત્તવ્ય તેણે કીધું છે ખરૂં! પરન્તુ મહાપુત્રના મરણથી જેવો મને શોક ને ખેદ થાય તથા મ્હારાં

નેત્રમાંથી જેવાં અશ્રુના ઓઘ વહે છે તેવોજ શોક ને ખેદ, ગુરૂ પત્નીને કરાવવા હું ઇચ્છતી નથી. તમારા ગુરૂપુત્રના વધથી મારા પુત્રો પાછા આવવાના નથી. તેનું આયુષ્ય પુરૂં થયું હતું ને તે ગયા. તેમાં મારે ક્રોધ કરવો ને અશ્વસ્થામાને મરાવવા એ હું નિર્બળ જીવનું કર્તવ્ય સમજું છું.

## નિશ્ચય વિના સંશયથી આખરે દુઃખી થવાય છે.

એક માણુસ એક વખતે પોતાના ગામ આવતો હતો તે વખતે નદીમાં પુર આવેલું હોવાથી ગામમાં શી રીતે જવાશે તેનો વિચાર કરતો નદીના કાંઠે ઉભો હતો તેવામાં એક ગાય નદીમાં પડી તરવા લાગી તે ઉપરથી તેને એમ થયું કે હું ગાયનું પુછડું પકડું તો એકદમ નદીના પેલે પાર જતો રહીશ. તે ઉપરથી ગાયનું પુછડું પકડી નદીમાં તરવા લાગ્યો. તે જ વખતે એક કુતરી પાણીમાં તરવા લાગી તે વખતે તેના મનમાં એમ આવ્યું કે આ ગાય કરતાં હું કુતરીનું પુછડું પકડું તો ઝપાટાબંધ તરી પેલે પાર જઇશ! એમ મનમાં વિચાર કરીને તેણે ગાયનું પુછડું મૂકીને કુતરીનું પુછડું પકડયું. એટલે થોડી વારમાં તે ડુબી ગયો. કારણકે જે નિશ્ચિત વસ્તુનો ત્યાગ કરી અનિશ્ચિત વસ્તુનું સેવન કરે છે તેથી નિશ્ચિત વસ્તુનો નાશ થાય છે અને અનિશ્ચિત વસ્તુ તો નાશવાન જ છે માટે ઉભય ભ્રષ્ટ થવાય છે.

## બ્રહ્મચર્ય વિષે.

### મનહર વૃત.

બ્રહ્મચર્ય પાળવાથી, સંસારમાં સુખ થાય,
બ્રહ્મચર્ય પાળવાથી, પ્રતિષ્ઠા પમાય છે.
બ્રહ્મચર્ય પાળવાથી, રોગ સૌ દુર થાય,
બ્રહ્મચર્ય પાળવાથી, બ્રહ્મ વિષે પ્રીતિ થાય.

બ્રહ્મચર્ય પાળવાથી, ભવ રોગ જાય છે,
બ્રહ્મરૂપી પ્રભાકર, બ્રહ્મચર્ય પાળવાથી,
સંસારમાં સારી સ્થિતિ બ્રહ્મચર્યે થાય છે.

## નિષ્કામ ભકિત.

એક રાજાએ પ્રજાના ઉપયોગ માટે એક મોટું તળાવ ખોદાવવાનું શરૂ કર્યું. તેમાં કામે આવનાર માણસોને સંધ્યાકાળે મજુરીના પૈસા કામદાર લોકો ચુકવી દેતા. તેમાં એક મજુર આખો દિવસ જાતમહેનત કરી પોતાની મજુરી નહિ લેતાં પરબારો છાની રીતે ઘેર જતો રહેતો. આઠ દિવસે આ પત્રક રાજાની કચેરીમાં જતું હતું. રાજાએ પત્રક જોઈ એક માણસ પોતાનું રોજ નહિ લેતાં પરબારો ઘેર ચાલ્યો જાય છે તે માણસને જોવાની ઇચ્છા થઇ. એક દિવસે રાજા ત્રણ વાગે તળાવ પર જોવા આવ્યા તે વખતે કામદાર લોકો રાજાને તળાવનું ખોદકામ બતાવવા લાગ્યા, તે વખતે રાજાએ કહ્યું કે મારે તે કામ જોવાની લેશમાત્ર ઇચ્છા નથી. મારે તો "જે મજુર પોતાની મજુરીના પૈસા લેતો નથી" તેનાં દર્શન કરવાની ઇચ્છા છે, એટલે કામદાર લોકોએ તેને રાજાની સન્મુખ ઉભો કર્યો. રાજાએ કહ્યું તું મજુરીના પૈસા કેમ લેતો નથી! ત્યારે તેણે કહ્યું મહારાજ! જ્યારે આપ પ્રજાના ઉપયોગ માટે આવું લોકોપયોગી મહત્ કાર્ય કરો છો તેમાં મારા તનથી જે મહેનત થાય તે મારે કરવી જોઇએ! કારણ કે રાતના વખતના ટાઇમની મજુરીથી મારા કુટુંબનું પોષણ થાય છે, ત્યારે મારે આવા પુણ્યના કામમાં યત્કીંચિત્ ભાગ દેવો એ શું વધારે છે.

રાજા તેના પ્રતિઉત્તરથી ઘણોજ પ્રસન્ન થયો અને રાજી થઇને તેને પોતાના પ્રધાનપદપર મંત્રી તરીકે નીમ્યો પણ તે માણસે કહ્યું કે મહારાજ! હું કાંઇ વિદ્યા શીખ્યો નથી તેથી મારાથી તે કાર્ય બની શકશે નહિ. રાજાએ કહ્યું મારે વિદ્યા તથા કળાનું કામ નથી. તારૂં ઉત્તમ હૃદયજ મારા કામને માટે હું ઉત્તમ માનું

છું, કારણ કે જ્યારે તું આવાં લોકોપયોગી કામ માટે નિષ્કામ ભક્તિ કરી રહ્યો છે તો મને આશા છે કે તારા મનો-બળથી મારા રાજ્યનું ખરેખર શ્રેય થશે. ત્યારે રાજાનું માન રાખી તે મજુરે નિષ્કામ ભક્તિથી મંત્રપદપર પ્રભુ ઇચ્છાથી નીમાયો. આવી રીતે સમાજનું કામ ખરા અંતઃકરણથી વિના મુલ્યે કરનાર સજ્જનો પ્રભુ તરફથી કેટલો બદલો મળશે તેનું મુલ્ય થઇ શકતું નથી. તે વિષે એક મહાત્માએ કહ્યું છે કે—

### દોહરો.

જેવી જેની ચાકરી, જેવું જેનું કામ;
મનુષ્ય મજુરી દેત હે, કયું રખેગો રામ.

### મહાત્મા કબીરજીનાં વચનો.

કોટી કરમ લાગે રહે, એક ક્રોધકી લાર;
કીયા કરાયા સબ ગયા, જબ આયા અહંકાર. ૧
દસોં દિશાસેં ક્રોધકી, ઉઠી અપર બ્રહ્મ આના;
શિતલ સંગત સંતકી; તહાં ઉબરીયે ભાગ. ૨
કુબુદ્ધિ કમાની ચડ રહી, કુટીલ વચન કામ તીર;
ભરી ભરી મારે કાનમેં, સાલે સકળ શરીર. ૩
જ્યાં દયા ત્યાં ધર્મ હે, જ્યાં લોભ ત્યાં પાપ;
જ્યાં ક્રોધ ત્યાં કાળ હે, જ્યાં ક્ષમા ત્યાં આપ. ૪
કબીર નમે સો આપકો, પરકો નમે ન કોઈ;
ધાલી તરાજુ તોલીયે, નમે સો ભારી હોય. ૫
ઉંચે પાની નારીકે, નીચે ખૂબ ભરાય;
નીચા હો સો ભરી પીવે, ઉંચા પ્યાસા જાય. ૬

# ફુલછાબ અગીયારમી.

## એક રાજાનો વૈરાગ્ય.

એક રાજા, વૈરાગ્ય થતાં રાજપાટ છોડી જંગલમાં એક પહાડની ગુફામાં રહેવા લાગ્યા. પાસે પોતે વસ્ત્ર પણ રાખતા નહિ. જ્યારે રાત પડતી ત્યારે આસપાસના જંગલમાંથી ભીખ માગી રોટલાના કટકા માગી લાવી પોતાના દેહને ટકાવી રાખતા અને તેઓ ઈશ્વરભક્તિમાં એવા તલ્લીન થઇ ગયા હતા કે તેને જગતની બીલકુલ પરવા નહોતી. આ વાતની આસપાસ ખબર પડવાથી તે રાજારૂપે મહાન યોગીની કીર્તિ છવાઇ રહી હતી. આ વાતની એક મહાન યોગીને ખબર પડતાં તેની પરીક્ષા લેવાને માટે તે ત્યાં ગયા ને જેવો રાજા રાત્રે રોટલાના કટકા માંગીને આવ્યો, તેવા જ પેલા યોગીએ ઝપટ મારી તેના હાથમાંથી જમીનપર પાડી નાખ્યા, તુરત પોતે કાંઇ નહિ બોલતાં વીણી લીધા, તુરત બીજી વખત પણ તે મહાત્માએ ઝપટ મારી પાડી નાંખ્યા, ત્યારે પણ ક્રોધ કર્યા વિના વીણી લીધા. જ્યારે ત્રીજી વખત પાડી નાંખ્યા ત્યારે રાજા બોલ્યો, મહારાજ ! આમ શું કરો છો ? ત્યારે મહાત્મા ઘણા ખુશી થયા ને રાજાને કહેવા લાગ્યા: ધન્ય છે તારા વૈરાગ્યને. મારા મનમાં એમ હતું કે રાજપાટ છોડી જંગલમાં આવનાર રાજાને માનરૂપી મોટો શત્રુ સાથે રહે છે, ત્યારે રાજાએ કહ્યું, મહારાજ! રાજપાટ છોડતી વખતે જ મેં માન ને ક્રોધને પણ સાથે જ ત્યાં રાખેલ છે. અહીં હું આત્મારૂપે એકલો જ રહું છું. આવેલા મહાત્માએ તેની એકાંતિક ભક્તિથી મહાન પ્રસન્ન થઇ તેને આશિર્વાદ આપ્યા.

## એકનાથ સ્વામીની ક્ષમા.

એકનાથ સ્વામી પૈઠણ નગરીમાં રહેતા હતા. તેને કોઇ વખત ક્રોધ ચડતો નથી એવી ગામમાં વાત ફેલાતાં તેના દ્વેષી માણસોએ તેને ક્રોધિત કરવા તજવીજ કરવા માંડી. એક મુસલમાને બીડું ઉપાડયું અને તે એક વખત એકનાથ સ્વામી સ્નાન કરવા ગંગાતટપર જતા હતા, તેના રસ્તામાં એક વડના વૃક્ષ પર ચડી બેઠો હતો. જ્યારે એકનાથ સ્વામી સ્નાન કરી આવતા હતા, ત્યારે તેના પર પાણી નાંખી તેને ક્રોધિત કરતો પણ તે ક્રોધિત નહી થતાં વખતોવખત સ્નાન કરવા જતા. એવી રીતે એકવીશ વખત સ્નાન કર્યો પછી તે મુસલમાન તેના પગમાં પડયો, ત્યારે એકનાથ સ્વામી બોલ્યા કેઃ—"તેં તારૂં કાર્ય બજાવ્યું અને મેં મારૂં કાર્ય કર્યું છે." એમાં ક્રોધની શું વાત છે? આ હકીકત સાંભળી પૈઠણના લોકો પણ શાંત પડી ગયા ને તેમની સેવા કરવા લાગ્યા. આખી જીંદગીમાં તેમણે કદિ પણ ક્રોધ કરેલો નહિ. ધન્ય છે એવા મહાનુભાવી મહાત્માને!

## પોપટથી પરમગતિ.

એક વેશ્યાએ શુક્રવારના બજારમાંથી એક સુંદર પોપટનું બચ્ચું ખરીદું અને તેને પીંજરામાં રાખી હંમેશાં "રામ નામ" ભણાવા લાગી. થોડા રોજમાં પોપટ પવિત્ર રામ નામ બોલવા લાગ્યો. ગુણિકા નિવૃત્તિના વખતમાં પોપટના પીંજરા પાસે બેસતી અને પોપટની હારે રામ નામ બોલતી હતી. કર્મવશાત્ પોપટ અને તે વેશ્યાનો એક જ દીવસે પ્રાણ ત્યાગ થયો પણ તે વખતે રામનામ બોલતાં બોલતાં તે બંને જણાનો જીવ ગયો. વેશ્યાના જીવને લેવાને યમના પાર્ષદ આવ્યા એટલામાં વિષ્ણુના પાર્ષદ પણ પોપટ અને વેશ્યાને લેવાને માટે આવ્યા અને બંને વચ્ચે મોટો વિવાદ થયો. છેવટે હાથ ઘસી યમના પાર્ષદ પાછા ગયા અને અંત વખતે રામનામ જપતી વેશ્યા પોપટના પ્રસંગથી પરમ ગતીને પામી. નહીતર તેના પાપની સીમા નહોતી, પણ પ્રભુના નામમાં એવો મહાન ચમત્કાર રહેલો છે.

## તપસ્વીની કઇથેરીન.

સાધ્વી કઇથેરીનનો જન્મ ઇટાલી દેશમાં થયો હતો. તેના પિતાશ્રીનું નામ જાઇકોપો હતું. તે સરલ સ્વભાવના, વિનયી ને દયાળુ હતા. તેની માતાનું નામ લાપા હતું. તે પણ સાધવી સ્ત્રી હતી ને ધર્મપરાયણ હતી. મૂળથી કઇથેરીનનું મન પરમાત્મામાં લાગી રહ્યું હતું. તેના માથા ઉપર સુંદર વાળ હતા. એક વખતે એક મહાત્માએ તેને કહ્યું કે તારા વાળ કાઢી નાંખ. તુરત તેણે પોતાના માથાના વાળ કાઢી નાખ્યા. તેણે આખી ઉમર પરોપકાર ને ધર્મના કામ કરેલાં છે. તેની પડોશમાં એક સ્ત્રી રહેતી હતી, તેની છાતી કોઇ ભયંકર દરદથી સડી ગઈ હતી. કઇથેરીનને ખબર પડતાં તન-મનથી પોતે તેની સેવા કરવા લાગી પણ તે દુષ્ટ બાઇએ તેને ઉપકારને બદલે અપકાર કર્યો. તેના ઉપર વ્યભિચારીનો ખોટો આરોપ મુકયો. તે વાતની કઈથેરીનની માને ખબર પડતાં તે એકદમ પોતાની પુત્રી પાસે આવી કહેવા લાગી કે તું જેની સેવા કરે છે તે દુષ્ટ બાઈએ તારા ઉપર ખોટા આક્ષેપો દીધા છે ને તારી ખોટી વાતો ફેલાવે છે, ત્યારે કઇથેરીન બોલી કે માતાજી! મનુષ્ય તો કેટલીકવાર ઇશ્વરે જન્મ દીધો છે છતાં તેને પણ માનતા નથી. કેટલીકવાર તેના આગળ અપરાધ કરે છે તેથી કાંઇ ઇશ્વરની કરૂણા પ્રાણીપર ઓછી થતી નથી. મને ભગવાને મનુષ્યશરીર આપ્યું છે તે દુઃખી જનોની સેવામાં કામ નહી આવે ત્યારે મારૂં જીવન શું ઉપયોગનું? આ વાતની પેલી દુષ્ટ બાઇને ખબર પડતાં તે રોઈ પડી ને કઇથેરીનને પગે પડી કહેવા લાગીઃ દેવી! તું મહાદેવી છે!! મારા અપરાધ ક્ષમા કરજે. મેં વિના કારણે તને વગોવી છે. મને ક્ષમા કર! એણે પોતાના દોષો સમાજ પાસે પણ રજુ કર્યા. સને ૧૩૮૦ ની સાલમાં તેનો દેહાંત થયો. તે વખતે કઇથેરીન બોલી હતી કે "હે પ્રભુ! હું મારો આત્મા તમારા હાથે અર્પણ કરૂં છું." ધન્ય છે એવી ધરમાત્મા દેવીને!!

## જાતિ અનુભવ વિના ખરૂં સુખ સમજાતું નથી.

એક શ્રીમાને મરતી વખતે એક કરોડ રૂપિઆ પોતાના સ્નેહીને ત્યાં થાપણ તરીકે મુકયા હતા ને તે એવી મતલબે કે મારો પુત્ર મોટો થાય ને જ્યારે તે પોતાની જાતી મહેનતથી એક રૂપિઓ કમાઇ લાવે, ત્યારે મહારી મુડી તેને સોંપશો. થોડા વખત બાદ તે શેઠ આ ફાની દુનિઆનો ત્યાગ કરી સ્વર્ગવાસી થયા, એટલે તેના પુત્રે પોતાના પિતાશ્રીના સ્નેહી પાસે જઇ પૈસાની માગણી કરી; ત્યારે તે બોલ્યો કે ભાઇ ! તારા બાપે મારે ત્યાં તારા નામ પર એક કરોડ રૂપિઆ મુકયા છે એ વાત ખરી છે, પણ તેમાં શરત એવી કરેલી છે કે તું જાતમહેનતથી એક રૂપિઓ કમાઇ લાવે ત્યારે તારી મુડી વ્યાજસહિત તને સોંપવી. એવો કરાર છે, માટે તું એક રૂપિઓ તારી જાતમહેનતથી કમાઇને મહારી પાસે આવજે, એટલે વગર વિલંબે તારા પૈસા તને સ્વાધીન કરી આપીશ. આ વચનો સાંભળી શ્રીમાનનો પુત્ર એક રૂપિઓ પેદા કરવાને પોતે બીજાને ત્યાં મજુરી કરવા લાગ્યો ને મહામહેનતે રૂપિઓ એક પેદા કરી પોતે પિતાશ્રીના મિત્ર પાસે આવી પોતાની મુડીની માગણી કરવા લાગ્યો. તુરતજ તે શ્રીમાને એક કરોડ રૂપિઆને તેનું વ્યાજ પોતાના સ્નેહીના પુત્રને સ્વાધીન કર્યું. પણ એક રૂપિઓ મેળવતાં કેટલું બધું કષ્ટ સહન કરવું પડે છે તેનું અનુભવી જ્ઞાન તેને થતાં આવેલી મુડીનો જેમ બને તેમ સદ્‌વ્યય કરવા લાગ્યો. અને આ નાની શિખામણ ઉપરથી પૈસો કેવી મુશીબતે પેદા થાય છે તેનું ખરૂં જ્ઞાન તેને તાદસ્ય થયું. "અનુભવ વિનાનું જ્ઞાન ઉપયોગી થતું નથી."

## શુભાશિર્વાદ.

શંકરાચાર્ય ભગવાને મનુષ્યનો પ્રપંચ સુખરૂપ નિવડવાને ચાર વસ્તુનું પાલન કરવાને સુબોધ આપેલો છે, તે ખરેખર દરેક મનુષ્યને ઉપયોગી છે.

(૧) માતાને પુજ્ય ગણી તેમની સેવા કરવી.

(૨) પીતાને પુજ્ય ગણી તેમની સેવા કરવી.

(૩) ગુરૂની સેવા કરવી.

(૪) અતિથિની સેવા કરવી.

આ પ્રમાણે કરવાથી આપણો વહેવાર આનંદ અને સુખરૂપ થાય છે.

## સામાન્ય ધર્મ.

એક શ્રીમંત જીજ્ઞાસુએ કોઇ મહાત્માને પૂછ્યું કે, મહારાજ! અમારાથી પાળી શકાય એવો કાંઇ ટુંકો ધર્મ બતાવો કે તે પાળી અમો મોક્ષ મેળવીએ! કારણકે આ કળીયુગમાં આપ જાણો છો કે અમારી ઉપાધિનો પાર નથી. દુનિઆમાં મોટા કહેરાવવાને માટે ખિતાબો મેળવવાની ખોટી ખુશામતો શેર, નોટ, ને હુંડી રૂને અફીણના હાંજા ગગડાવી નાંખે એવા ઘડીઘડીના તારો વખતો વખત આવી પડે છે એટલુંજ નહિ પણ કોર્ટના કેસો, અનેક જાતના રોગો તથા વ્યાપારની ઉથલપાથલને લીધે અમારાથી કાંઈ બની શકતું નથી; માટે આપ દયાળુ અમારા ઉપર કૃપા કરી જે સહેલું ને સુલભ હોય તે કૃપા કરી બતાવો. ત્યારે તે મહાત્માએ પ્રેમથી બતાવ્યું કે "ભલા થાઓ ને ભલું કરો." આટલું કરશો તો પ્રભુ તમારા ઉપર બહુ જ રાજી થશે.

---

# પુલછાબ બારમી.

## મોટો પરચો.

( ગધેડાની ગાય કેમ થાય )

એકવાર જોબન પગી વડતાલથી કશીઆજીને મળવા પેટલાદ ગયા. તે ગામના પાદરમાં ગયા, ત્યાં તો ગામના વ્યાપારીઓને ખબર

પડી કે જોબન પગી આવે છે, તેની બીકને લીધે દુકાનો વાસીને સૌ સૌને ઘેર જતા રહ્યા. ત્યાં તો દરબારગઢમાં કસીયાજીને સમાચાર થયા કે જોબન પગી આવે છે, તેથી પોતે તથા કચેરીના માણસો સર્વે થરથર ધ્રુજવા લાગ્યા જે આપણી હવે શી વલે થશે? પછી કશીઆજીએ કહ્યું "દરવાજા વાસી દીઓ" પછી દરવાજા વાસ્યા ત્યાં તો જોબન પગી આવી પહોંચ્યો અને બોલ્યો કે "દરવાજા ઉઘાડી નાંખો હું તો હવે સ્વામીનારાયણનો સત્સંગી થયો છું. અને ધાડું પાડવા નથી આવ્યો." ત્યારે તે સાંભળીને કશીયાજીએ દરવાજા ઉઘાડ્યા પણ ઉઘાડનાર તો ઝટ દરવાજા ઉઘાડીને ભાગ્યો અને ધ્રુજવા લાગ્યો. ત્યારે જોબન પગી કહે કે "હવે બીઓ માં" એમ કહી પોતે કચેરીમાં આવ્યો ત્યારે કશીઆજીએ નામ લઈ બોલાવ્યા અને પોતાની ગાદી પાસે બેસાડીને પૂછ્યું "કેમ તમે શું કામે આવ્યા છો?" ત્યારે તેમણે જે કહેવાનું હતું તે કહી દીધું. પછી કશીઆજીએ કહ્યું કે "તમે સ્વામીનારાયણના સત્સંગી થયા તે સ્વામીનારાયણે તમને શું પરચો આપ્યો? તે કહો અથવા અમે સાંભળ્યું છે કે સ્વામીનારાયણ તો ગધેડાની ગાય બનાવે છે તે શું સાચું છે?" ત્યારે જોબનપગી કહે આ હું ગધેડા જેવો હતો તે મને સત્સંગી કરી નાંખ્યો તેજ ગધેડાની ગાય કર્યા બરોબર છે. નહિ તો મારૂં નામ સાંભળીને છોકરાં રોતાં છાના રહી જતાં ને છેક કલકત્તા સુધી મારી હાક પુગતી ને મારો કોઇ પ્રકારનો આચાર વિચાર નહોતો તેના ધણીએ નાવા ધોવાના નિયમ રાખ્યા. દારૂ માંસ, ચોરી વિગેરેનો ત્યાગ કરી દીધો તેજ મોટા પરચો તમારે જાણવો અને સ્વામીનારાયણ ગધેડાની ગાય કરે છે તે આનું નામ !

## માયાનું બંધન.

એક વણીક પુત્રનું સગપણ કોઈ દુર દેશના શાહુકારની પુત્રી સાથે કર્યું હતું. દેશાંતર હોવાથી તે શાહુકારની તરફનો પુરોહીત જ

માત્ર આવીને સગપણ કરી ગયો હતો. તેણે સઘળી વીગતથી તે જાણીતા કીધા હતા કે એ શાહુકારને ત્રણ પુત્રીઓ છે તેમાં સૌથી શાણી તથા સુધા સમાન કાન્તિવાળી મોટી દીકરી છે તેની સાથે તમારૂં સગપણ હું કરી જાઉં છું. વણીક પુત્ર ભવિષ્યમાં પોતાની ગૃહણી થનારી શાહુકારની પુત્રીના ગુણ સાંભળી બહુ રાજી થવા માંડયો. એ સગપણ ઘણાક દિવસ સુધી રહ્યું અને તે દરમિયાન શાહપુત્રે પોતાની થનારી વધુને માટે ઘણાક વસ્ત્રો, અલંકારો તથા ખાવા વિગેરેના પદાર્થો મોકલ્યા. કર્મયોગે એવામાં એકાએક એવી ખબર આવી કે, તે શાહુકારની મોટી દીકરી મરણ પામી છે. આ સાંભળીને વણીક પુત્ર પોકેપોક મુકીને રડવા લાગ્યો, અરેરે! મારૂં ઘર ભાંગ્યું!! હાય! હાય! રે એવી ગુણ તથા સ્વભાવવાળી સ્ત્રી હવે મને કયાંથી મળશે? અરેરે? મારૂં ભાગ્ય ફુટી ગયું? ઓય બાપલીયા! કહી રોવા લાગ્યો. જો કે તે શાહપુત્રે અદ્યાપિ પર્યંત તે કન્યાને પોતાની દૃષ્ટિથી જોઇ પણ નહોતી, બોલતી સાંભળી પણ નહોતી, તેના ગુણ પણ અનુભવ્યા નહોતા કે રૂપનો પ્રત્યક્ષ અનુભવ નહોતો, માત્ર તે સગપણ કરનાર પુરોહીતના વાકયથી જ તે માયાના બંધનમાં આવી પડયો હતો. માટે એવી રીતે વાકય જાળથી પણ માયા પ્રાણીને બાંધે છે.

## આત્મસુખ.

બાહ્ય વસ્તુમાં અસ્થિરતા, વિનાશ અને જોખમ છે. અંતરમાં સલામતીને સુખ છે. આત્મા તેના પોતાનાથી જ પુર્ણ છે. જ્યાં તંગી છે ત્યાં પૂર્ણ સહાયતાની આશા છે. તમારો અનંતવાસ અંતરમાં છે, ત્યાં જાઓ અને તમારા રહેઠાણનો કબજો લ્યો ત્યાં તમે રાજા છો.

## પાણી પહેલાં પાળ બાંધવી જોઇએ!

ધર્મના લોપાવે કરીને મનુષ્યને આ લોકમાં અને પરલોકમાં અનંત પ્રકારનાં દુઃખો આવી પડે છે માટે હમેશાં મનુષ્યે પોતાની

જીંદગીમાં ધર્મને કદી પણ છોડવો નહિ. મૃત્યુ એક વખત અવસ્ય આવવાનું જ છે. હવે જો તે વખતે આપણે તૈયાર નહિ હોઇએ તો નર્ક ચોરાશીમાં પડી અને તે પ્રકારનાં દુઃખો ભોગવવાં પડશે. જ્યાં સુધી આપણું શરીર આરોગ્ય છે ત્યાં સુધી પરમાત્માની ભક્તિ કરી લેવી; જ્યારે આપત્તિઓથી ઘેરાણા ત્યારે કાંઇ બનવાનું નથી. જેતપુરમાં એક જમાદાર હતો તે એક વખતે ભાદર નદીના ધરામાં નહાવા પડયો ને બુડયો, પાણી દસશેર પી ગયો પછી બીજા મનુષ્યે તેને કાઢયો ને ઉપાડીને ઘેર લઇ ગયા પછી તે ગામનો ગરઢેરો કાઠી માંગુવાળો એને જોવા આવ્યો ને કહ્યું જમાદાર ? તમને તરતાં નહોતું આવડતું જેથી બુડયો ? ત્યારે તે જમાદાર બોલ્યો જે "અરે માંગુવાળા, હમ તરી બી જાણું ને ઢબી બી જાણું પણ ઓસાણુ આયા નહિ." એમ મરણ વખત આવ્યો પણ જમાદારને ઓસાણુ આવ્યું નહિ તેના જેવું રખે આપણુને ન થાય તે ધ્યાનમાં રાખવાનું છે, કેમકે કાળ માથે ઝઝુમી રહ્યો છે. લીધા કે લીધો પછી કાંઈ બનવાનું નથી. માટે પ્રથમથી ચેતી જઇ પાણી પહેલાં પાળ બાંધી લેવાની ખાસ જરૂરીઆત છે, નહિ તો મૃત્યુરૂપી પુરમાં તણાયા વિના રહેશું નહિ.

## વિષયપર વૈરાગ્ય ઉપજવાથી તેનું બળ ચાલી શકતું નથી.

કોઇ એક મોટા ધનાઢ્ય શેઠનો પુત્ર કોઈ ગામના તેવાજ ધનાઢ્યની પુત્રીને પરણ્યો હતો. દૈવ ઇચ્છાથી લગ્ન થયા પછી કેટલેક દીવસે તેમના માબાપ, સર્વે સમૃદ્ધિ સોંપી દેવલોક પામ્યાં. સમય આવતાં તેણે પોતાની સ્ત્રીને ઘેર તેડી. આ સંસારની રીતિ પ્રમાણે રાત્રિ પડતાં તેઓ રંગમહેલમાં સુવા ગયાં. રંગમહેલમાં હાંડી તકતા, પુષ્પની ચાદર, ધુપ, ચંદનાદીક સુગંધી પદાર્થોથી તથા છત્રપલંગ ઇત્યાદિથી અત્યંત શોભા બની રહેલી હતી. દંપતી પલંગ પર આનંદમાં સુતાં છે. એટલામાં જ તે વણીક પુત્રની દૃષ્ટિ તે પોતાના પલંગની સામેની ભીંતપર પડી. ત્યાં એક સુંદર અને સોનેથી

મઢાવેલો મોટો આરસો ટાંગેલો હતો. તેના બંને ખુણાઓની પટી પર તેના પિતા અને માતાના મુખચીત્ર કોઇ હોશીયાર કારીગરે કોતરેલાં હતાં. આ ચીત્ર જોતાં વણીક પુત્રની આંખમાં ધડધડ આંસુ આવી ગયાં. થોડીવાર તે અબોલ પડી રહ્યો. આવો પ્રકાર જોઇ પેલી નવી વહુ, જે બહુ સુશીલ તથા કુલીન હતી તે વિનયપુર્વક બોલી, "સ્વામીનાથ! આજે તો આપણા આનંદનો પ્રથમ દીવસ છે, તે પ્રસંગે ઉલ્લાસ પામવાને બદલે, આપ આ શું કરો છો?" શાહ પુત્ર બોલ્યો. "પ્યારી કાંઈ નહીં. સહેજ વીચારથી મારી આંખમાં આંસુ આવી ગયાં." એમ કહી વાત છુપાવવા માંડી. સ્ત્રી ચતુર હતી, તેણે વિચાર્યું કે આવા આનંદ પ્રસંગમાં સહજ કારણથી અશ્રુ વહે નહીં તેથી બહુ બહુ આગ્રહ કર્યો કે, "નાથ! આપ દુખી તો હું પણ દુખી જ, માટે આપનું દુખ મનમાં દબાવશો નહી, જે હોય તે મને કહો." સ્ત્રીનો આગ્રહ જોઇ તે વણીક પુત્રે કહ્યું "પ્રીયા! તું ને હું જે સઘળાં સુખ ભોગવીએ છીએ તેવાં સુખ પુર્વે મારાં માતા પીતા ભોગવતાં હતાં. જો, તેજ મારાં પુજ્ય માત પિતા આ બેઠાં છે! એ જોતાં મને વીચાર થયો કે, આપણા કરતાં પણ તેમણે આપણા જેવા પ્રસંગમાં વધારે આનંદ થયો હશે પણ બંનેમાંનું આજે કોઈ જીવતું નથી. એક પછી એક તેઓ બંને ચાલ્યાં ગયાં ને આ સઘળું જેમનું તેમ પડી રહ્યું. એજ પ્રમાણે આપણે બંને પણ નિશ્ચયપુર્વક ચાલ્યાં જવાનાં છીએ. એમાંનું કશું આપણી સાથે આવવાનું નથી, ત્યારે સઘળા વૈભવથી આપણને શો લાભ? જગતરંગ પલક સુધીનો ચટકો છે, ચાર ઘડીનો લીલો સુકો છાંયડો છે. આ સૌ શોભા મિથ્યા છે. તેવાજ આપણાં કોમળ દેખાતાં શરીર અને સર્વે શોભા ને આનંદ ભોગ પણ આખરે ખોટાજ છે. તો તેના ઉપરજ મોહ શો? આ શરીર ને આ જગતના પદાર્થ માત્ર ક્ષણભંગુર છે, તેમાં મોહ કરી જે જીવ આયુષ્ય એળે ગુમાવે છે, તેને મુઢ ગણવો. આ ઉપરથી બંનેને વૈરાગ્ય થયો. તે ને તે દીવસથી વિષયનો ત્યાગ કરી પ્રભુના અલૌકિક નામમાં જોડાયાં.

## ઉત્તમ કુલ વિષે.

સદ્‌વિદ્યા સદ્‌ગુણુ સધન, સદાચરણુ સુવિચાર,
ઉત્તમ કુળ તો એ જ છે, જે ઘર સુખી નરનાર.

## ચીરકારી ઋષિ.

એક વખતે ગૌતમ ઋષિએ પોતાના પુત્ર ચીરકારી ઋષિને આજ્ઞા કરી કે તારી માતા અહલ્યાને કે જેણે ઇંદ્ર સાથે વ્યભિચાર કર્યો છે માટે તેને મારી નાંખજે. આટલું વચન ક્રોધમાં કહી પોતે ગંગા નદીએ તપ કરવા ચાલ્યા ગયા. હવે ચીરકારી ઋષિ એવા સમજવાળા હતા કે જે કામ પોતે કરે તેમાં ઘણો વિચાર કરે. ત્યારબાદ પોતાને યોગ્ય લાગે તો તે કામની શરૂઆત કરે. હવે આ કાર્ય તો તેમને ધર્મસંકટ જેવું થયું. એક તરફ પિતાની આજ્ઞા પાળવી ને બીજી તરફ માતાનું ખૂન કરવું, આ કામ કોટી ઉપાયે કેમ બને? પછી પોતે મન સાથે વિચાર કર્યો કે પિતાની આજ્ઞા પાળવી એ જેમ ધર્મ છે, તેમ માતાનું રક્ષણુ કરવું એ પણુ એક મહાન ધર્મ છે. પિતા અને માતા એ બંને ઉત્પાદક ને પોષક છે. માતાએ ગર્ભમાં રાખી પોષ્યો ને જન્મ્યા પછી હૃદય અર્પી (સ્તન પાન કરાવી) મોટો કર્યો. એ માતાનો વધ કઈ રીતે થાય? અને પિતાની આજ્ઞા એ વેદવાણી છે તેથી તે પણુ પાળવી જોઇએ! પીતા એ ધર્મગુરૂ છે, ધર્મની મૂર્તિ છે, જ્ઞાન આપનાર છે, તેનું ગમે તેવું વચન હોય તે પાળવું જ જોઇએ! તેમજ માતા માટે વિચારવું જોઇએ! મને મનુષ્યપણું આપનાર મ્હારી માતા જ છે. પંચ મહાભૂતજન્ય આ દેહ એ માતાને લીધે જ છે. મારી માતુશ્રીએ ઇંદ્રની સેવા કરી એમાં દોષ શાનો? એવો વિચાર કરી ઘણી ધીરજ રાખી તે કાર્ય મુલ્તવી રાખ્યું. એટલામાં ગંગા કાંઠે ગૌતમ ઋષિને સત્યજ્ઞાન થયું કે અહલ્યામાં દોષ નથી. તુરત પોતે ઘેર આવ્યા ને પોતાના પુત્રે કાર્ય નહિ કરેલું તેથી ઘણા જ પ્રસન્ન થયા ને

પોતાના પુત્રનાં ઘણું જ વખાણ કરવા લાગ્યા. "યથા નામા તથા ગુણા" ચીરકારી નામ પ્રમાણે તેમાં મોટા ગુણો હતા, નહિ તો ગૌતમના ક્રોધનું પરીણામ વિપરીત આવત !

## પુલછાબ તેરમી.

### વિપુલ ઋષિ.

દેવશર્મા નામના એક મહાન તેજસ્વી ઋષિ હતા તેના અનેક શિષ્યોમાં વિપુલ નામનો એક મહાન તેજસ્વી વિદ્વાન અને ધર્મપરાયણ હતો. દેવશર્માની રૂચી નામની ધર્મપત્ની હતી તે બહુ જ સ્વરૂપવાળી હતી. તેના ઉપર ઇંદ્ર મોહ પામેલો હતો. એક વખતે દેવશર્માને બહાર જવાનું થયું ત્યારે પોતાની ધર્મપત્નીની સંભાળ રાખવા વિપુલ નામના શિષ્યને રાખ્યો હતો તેણે ગુરૂપત્નીનું રક્ષણ કરવા માટે યોગ સાધનાથી તેના શરીરમાં જ પ્રવેશ કરી તેનું મન અને બુદ્ધિને રોકી રાખ્યાં. તેવામાં ઇંદ્ર તેના રૂપથી મોહ પામી તેની યાચના કરવા લાગ્યા પણ વિપુલ ઋષિના રોકવાના પ્રયોગથી તે સ્ત્રી ચલાયમાન ન થઇ અને ઇંદ્રને જણાવ્યું કે મારે તારૂં કામ નથી જા. પછી ઇંદ્ર શરમાઇને ચાલતો થયો અને જાણ્યું કે તેના અંતરમાં પેસીને વિપુલ મુનીએ રક્ષણ કરેલ છે. આમ કરીને ગુરૂપત્નીને વાસનામાંથી બચાવી; ત્યાં ગુરૂ પધાર્યા અને બચાવવા સંબંધી વાત ગુરૂને કરી એટલે ગુરૂજી બહુ જ સંતુષ્ટ થયા. પછી એક વખતે ગુરૂએ દૈવી પુષ્પો લેવાને તે જ શિષ્યને વનમાં મોકલ્યો. ત્યાં એક સ્ત્રી ને પુરૂષ વાદ કરતાં બોલ્યા કે હું જુઠું કહું તો વિપુલ નામના ઋષિએ જે મહા પાપ કર્યું છે તે હું ભોગવું.

પછી ત્યાંથી આગળ જતાં છ પુરૂષો જુગાર રમતા હતા, તેમાંથી પણ એક, રમતાં રમતાં બોલ્યો કે આ જુગારમાં હું જુઠું બોલતો હોઉં તો વિપુલ ઋષિએ જે મહાન અઘોર પાપ કરેલું છે તે હું ભોગવું. આ વાત સાંભળી આશ્ચર્ય પામી પુષ્પ લઇ વિપુલ ઋષિએ ગુરૂ પાસે આવી ધડકતી છાતીએ ગભરાતાં ગભરાતાં જે વાત પોતે સાંભળી હતી તે કહી સંભળાવી. ગુરૂના ચરણમાં પડી વિનંતી કરી કે આ શું? એ બે કોણ! અને છ કોણ! અને મારાં પાપ શું? ત્યારે ગુરૂજીએ શિષ્યનું ભલું કરવા માટે જણાવ્યું કે જે બે સ્ત્રીપુરૂષ હતાં તે રાત્રી ને દીવસ હતાં અને જે છ પુરૂષો, જુગાર ખેલતા હતા, તે સંસારની બાજી ખેલનાર છ ઋતુ રૂપ પુરૂષો હતા અને તેણે જે તારૂં પાપ જણાવ્યું તે એ કે, તેં મારી સ્ત્રી (ગુરૂપત્ની) નું રક્ષણ કર્યું તે તો બરોબર છે. પણ તેના શરીરમાં પેસવા રૂપ સ્ત્રીનો (ગુરૂ પત્નીનો) સ્પર્શ કર્યો એ મહાપાપ કર્યું અને તેમાં પણ જો કે તેં તો બાળક માતાનો સ્પર્શ કરે તેવી જ રીતે સ્પર્શ કર્યો છે જેથી તું ખરૂં જોતાં દોષવાળો નથી. પરંતુ મને બધી વાત કહી તેમાં તેના શરીરમાં પેસવાની વાત મને ન કહેતાં છાની રાખી એજ તેં મહા-પાપ કર્યું. પરંતુ આજે મારી પાસે આવી ચરણમાં પડયો એટલે હવે એ પાપમાંથી હું તને છુટો કરૂં છું અને તારા જેવો કોઇ પવિત્ર નથી માટે જા. હવે તારો નર્કમાંથી ઉદ્ધાર થયો અને કલ્યાણને પામીશ. આ પ્રમાણે ગુરૂના કહેવાથી શાન્ત થઇ પછી નમન કરીને તે ગયો અને છેવટે ઉત્તમ ગતી તેની થઈ. આવી રીતે સ્ત્રીને સાચવવી એ ઘણી વખત કષ્ટ રૂપ થઈ પડે છે. સ્ત્રીઓ માત્ર પ્રત્યક્ષ લક્ષ્મીરૂપ છે માટે સુખ અને સમૃદ્ધીની આશા રાખનાર પુરૂષ જો તેનું પાલન કરે અને સત્કાર કરે તથા તેને સંતુષ્ટ રાખે તો તે સ્ત્રીજ શ્રી લક્ષ્મી રૂપ બને (ઘરની શોભા વધારે).

## મહાત્મા મનસુર.

મહાત્મા મનસુરની બહેનનું નામ અનલ હતું તે હંમેશાં ઇશ્વર

વચનનો પાઠ કરતી હતી, તેમાં એક જગ્યાએ એવું વચન આવ્યું કે "મને પ્રાપ્ત કરવો હોય તો તારા બંદાનો સંગ કર." આ વચનથી અનલના નેત્ર તદ્દન ખુલી ગયાં, તેણે તે દીવસથી ધર્મશાસ્ત્ર ને ક્રીયા વિધિનો ત્યાગ કીધો ને ઇશ્વર બંદાની શોધની પ્રવૃત્તિમાં પડી કેટલેક કાળે તેના ગામમાં એક "હક" નામના કોઇ સાંઇ આવવાથી તેની સેવામાં અનલ પડી, તેની પાસેથી આત્મજ્ઞાન મેળવ્યું. હકના સદ્બોધથી "અનલ હક, અહંબ્રહ્માસ્મીનો જાપ કરવા લાગી. આ વૃત્તાંત તે ગામના રાજાની જાણમાં આવતાં તેઓ ઇશ્વિરના પ્રેમથી અપાત્ર હતા તેથી તે ક્રોધાયમાન થયા તેથી રાજાએ અનલના ભાઇ મનસુરને બોલાવ્યો કે તારી બેનને સમજાવ. મહાત્મા મનસુર જેવા આશ્રમમાં સમજાવવા જાય છે ત્યાં પોતાને પણ આત્મજ્ઞાન થતાં તેઓ પણ તત્વજ્ઞાનમાં તલ્લીન થઈ ગયા એટલે રાજા વધારે કોપાયમાન થઇ મનસુરને ફાંસી ચડાવવાનો હુકમ આપ્યો. તે વખતે પ્રજાજનોને રાજાએ કહી મુકયું હતું કે જ્યારે તે ફાંસીએ ચડે ત્યારે સૌએ બે બે ખાસડાં મારવાં. તે પ્રમાણે ફાંસીએ ચડતી વખતે પ્રજાજને આ મહાત્માને બબ્બે ખાસડાં રાજાના હુકમથી માર્યાં. તે વખતે મનસુર રાજી થવા લાગ્યો પણ તેમાંથી એક જણે જ્યારે તેના અંગ ઉપર ફુલ નાંખ્યાં ત્યારે તેની આંખમાંથી આંસુ ટપકવા લાગ્યાં. તે વખતે રાજાએ આ મહાત્માને તેનું કારણ પુછ્યું કે ખાસડાંના મારની વખતે તમે રાજી થયા ને ફુલ ચઢાવતી વખતે પ્રેમાશ્રુ પાડયાં તેનું શું કારણ? ત્યારે તે મહાત્માએ રાજાને કહ્યું—

"હે રાજા! જો તને (તે પરમાત્માને મળવાનો શોખ (ઇશક-પ્રેમ) હોય તો હરદમ (સદા) તેનામાં લો લગાતો (લવલીન થતો) જા. તું માયા (અહંતત્વ મમત્વ) ને ભસ્મ કરી દે અને તારા અંગ પર (વૈરાગની) રાખ ચોળતો જા. રાજા આ વચન સાંભળી શાંત પડ્યો ને તેને ફાંસીની શીક્ષા માફ કરી તેના પગમાં પડયો.

તુઝ હયે શોક મીલનેકા, તો હરદમ લો લગાતા જા,
જલાકર ખુદ તું માયાકો, ભસમ તન પર લગાતા જા.

## ગુરૂ વગર સિદ્ધ નહી.

દેવોની સભામાં એક વખતે તેઓના ગુરૂ બૃહસ્પતિ ગયા હતા, સમૃદ્ધિની ધુનમાં પડેલા ઇંદ્રે તેને ઉઠીને જે માન આપવાનું હતું તે આપ્યું નહિ. આ જોઇને બૃહસ્પતિને બહુ જ ક્રોધ ચડયો અને તે ત્યાંથી મુંગે મોઢે ચાલતા થયા. પાછળથી ઇંદ્રને આ વાતનો પશ્ચાતાપ થયો ને મનમાં બોલ્યો કે "મારે હાથે મોટો અપરાધ થયો છે તે માટે હું હમણાં જ ગુરૂને શરણે જઇને ક્ષમા માગુ છું, કારણકે ગુરૂ વગર કોઇની પણ સદ્દગતિ નથી; અને ગુરૂનું અપમાન કરનારનું કદી પણ કલ્યાણ થતું નથી. આમ વિચાર કરીને તે બૃહસ્પતિ પાસે ગયા, પણ ઇંદ્રને આ વખતે જ મળવાનો ગુરૂનો વિચાર હતો. તેણે તેને તદ્દન મળવાનું જ છોડી દીધું, ઇંદ્રે ગુરૂની પુષ્કળ શોધ કરી. પણ કાંઈ પત્તો લાગ્યો નહિ.

અહીં આ બાબત દૈત્યોએ જાણી ત્યારે તેમને આનંદ થયો કારણકે ઇંદ્ર વગેરે દેવોને ખરી અડચણ વખતે યોગ્ય મદદ આપીને તેનું કલ્યાણ કરનાર ગુરૂ બૃહસ્પતિ હતા અને તેમના ગયાથી દેવોની ભક્તિ બહુ જ ઓછી થઇ હતી. એટલે દેવની સાથે યુદ્ધ કરવાનો વખત પસંદ કરીને તેઓએ લડાઇની શરૂઆત કરી. આવે વખતે ગુરૂ પણ ધીરજ આપવાના નથી તે જોઇને દેવો ગભરાયા, અને યુદ્ધમાં તેઓ હારી ગયા. હવે શું કરવું તેની બધાને ચિંતા થઇ, તે વખતે બ્રહ્મદેવે તેઓને કહ્યું, "તમે સંપત્તિની ધુનમાં મગ્ન થઇને ગુરૂનું જાણી જોઇને અપમાન કર્યું તેનું આ ફળ તમારે ભોગવવું પડે છે. બૃહસ્પતિનો હવે પતો લાગતો નથી, માટે હમણા તવષ્ટ્રાના પુત્ર વિશ્વરૂપને ગુરૂ કરીને તેની આજ્ઞા પ્રમાણે ચાલો એટલે તમારૂં કલ્યાણ થશે." આ પ્રમાણે તેમણે કર્યું, એટલે દેવોનો જય થયો અને દુઃખ નાશ પામ્યું, તોપણ ગુરૂનું અપમાન કર્યું, તેથી જે દુઃખ થયું તે ઇન્દ્ર કદી પણ ભૂલ્યો નહિ. તે પાછો ત્યાં જઇને

બૃહસ્પતિને પગે પડયો, ને ક્ષમા માગી. કૃપાળુ ગુરૂને તેની દયા આવવાથી તેના પર કૃપા કીધી.

## નારદનો ઉપદેશ.

એક વખતે યુધિષ્ઠિર નારદજીને કહેવા લાગ્યા, "મહારાજ સનાતન ધર્મ એટલે શું ?" એ વિષે આપના જેવાના મોઢેથી એ શબ્દ સાંભળવાની મારી ઇચ્છા છે. કારણ મેં ઘણાને મોઢેથી આ શબ્દ સાંભળ્યો છે. વર્ણન આશ્રમ એનો નિયમ યોગ્ય રીતે વાળીએ એટલે પરમેશ્વરની પ્રાપ્તિ થાય એમ બધા કહે છે. ત્યારે સનાતન ધર્મ અને વર્ણાશ્રમ એના નિયમ કયા તે વિષે આપ કૃપા કરીને જાણતા હો તે કહો !

નારદ બોલ્યા, "રાજા, તેં બહુ સારૂં પૂછ્યું. તારા પ્રશ્નનો ઉત્તર હું આપું છું તે ધ્યાન દઇને સાંભળ. સનાતન ધર્મનો મુળ ગ્રંથ વેદ છે. વેદની જેને બરાબર ખબર હતી તેણે તે વેદના આધારથી જ સ્મૃતિ રચી. ખરી રીતે જોતાં બધાં પ્રાણી પર દયા રાખવી, સ્વચ્છતા રાખવી, સહનશીલતા રાખવી, કોઇની વાત સારી કરવી, અને કોઇની ખરાબ ને અયોગ્ય કરવી પડે તો તે બાબતનો પક્કો વિચાર કરીને પછી તે કામ કરવું, પોતાનું મન સ્વાધીન રાખવું, જેમ ફાવે તેમ છકવા દેવું નહિ, કોઇ પણ જીવને કષ્ટ આપવું નહિ, દેહકષ્ટથી બ્રહ્મચર્ય પાળવું, શક્તિ પ્રમાણે થોડું દાન ધર્મ કરવું, સરળપણું રાખવું, સંતોષથી રહેવું, કોઈ પણ જાતની લત લાગવા દેવી નહિ, ખરાબ બોલવું નહિ, થોડું બોલવું અને ઘણું કરી બતાવવું અને પરમેશ્વરથી ડરતા રહેવું. એ ધર્મનું સામાન્ય લક્ષણ છે." રાજા ! હવે તને વર્ણ ને આશ્રમના ધર્મ કહું છું. વર્ણ ચાર છે. (૧) બ્રાહ્મણ, (૨) ક્ષત્રિય, (૩) વૈશ્ય, (૪) શુદ્ર. વિદ્યા શીખવી ને શીખવવી, યજ્ઞ કરવો ને કરાવવો, દાન દેવું અને લેવું એ બ્રાહ્મણના ધર્મ અથવા કર્તવ્ય છે. આ કામ કરે તે ખરો બ્રાહ્મણ. બાકીના ફક્ત નામના બ્રાહ્મણ કહીએ તો ચાલે. આ બીજા બ્રાહ્મણોનું "પતીત" એવું નામ છે.

વિદ્યા શીખવી, યજ્ઞ કરવો, દાન કરવું, પ્રજાનું પાલન કરવું વિગેરે કામો ક્ષત્રિયના છે. આ કામ કરતા રહે તે ખરા ક્ષત્રિય કહેવાય ! બાકીના બીજા નામના ક્ષત્રિય હોય ! વિદ્યા શીખવી, યજ્ઞ કરવો, દાન કરવું, ખેતીનું કામ કરવું, જનાવર પાળવાં વિગેરે કામ વૈશ્યનું છે. બીજા ત્રણ વર્ણની ચાકરી કરવી તે શુદ્રનું કામ છે.

## રાણીનું ડહાપણ.

ભગીરથના વંશમાં સૌદાસ નામનો એક રાજા થઈ ગયો. આનું જ આગળ કલ્માષપાદ નામ પડયું, આ નામ પાડવાનું કારણ એ છે જે એક વખત સૌદાસ રાજા જંગલમાં શિકાર કરવા ગયો હતો ત્યાં બે રાક્ષસો જોયા, તેમાંના એકને તેણે માર્યો પણ બીજો નાશી ગયો અને વેરનો બદલો લેવાને માટે તે રસોયાનો વેશ લઇને રાજાના રસોડામાં નોકરીએ રહ્યો. આ રાજાને ત્યાં યજ્ઞ કરવાને માટે વશિષ્ટ ઋષિ રહ્યા હતા, તે એક દિવસ જમવા બેઠા ત્યારે રસોયાએ માણસનું માંસ રાંધીને તેના થાળમાં મૂકયું. રાજાના કહેવાથી એમ મૂકયું હોવું જોઇએ, એમ સમજી ઋષિએ " તું રાક્ષસ થશે " એવો એકદમ શાપ આપ્યો. પોતાનો કાંઇ પણ અપરાધ નહિ છતાં ઋષિએ પોતાને ભયંકર શિક્ષા કીધી, તે જોઇને રાજા સંતાપ પામ્યો અને તેણે ઋષિને સામો શાપ આપવા માટે હાથમાં પાણી લીધું, પણ એટલામાં રાણીએ આવીને રાજાને સમજાવ્યો. હાથમાં લીધેલું પાણી હવે કયાં નાંખવું તેની મોટી પંચાત પડી, કારણકે શાપનું પાણી જમીન ઉપર નાંખવાથી લોકોનો નાશ થાય; તેથી રાજાએ તે પોતાના પગ પર ઢોળી નાંખ્યું તેથી તેનો પગ કાળો થયો અને તેથી તેનું નામ કલ્માષપાદ પાડયું. વસિષ્ઠ ઋષિએ ખરી વાત જાણી અને એ બધું રાક્ષસનું કપટ છે તે જાણ્યું ત્યારે તેણે બાર વર્ષે તારૂં પૂર્વનું રૂપ મળશે એમ નિવારણ કર્યું અને તેનું કલ્યાણ કર્યું.

## સૌ સૌની સમજણ જુદી છે.

એક શ્રીમાન હતો તે જ્યારે મરણ પથારીએ પડયો ત્યારે તેના બે દીકરાને બોલાવી પોતા પાસે ચાર હજાર રૂપિઆની મુડી હતી તે વ્હેંચી આપી. થોડા દિવસ બાદ તે શ્રીમાન મરી ગયો. તેના એક દીકરાએ બે હજાર રૂપીઆનું વહાણ લીધું અને બીજા દીકરાએ ઘંટીનાં બે પડ લીધાં. જ્યારે તે ગામમાં ધાડું પડયું ત્યારે પેલો વહાણવાળો પોતાના કુટુંબને વહાણમાં બેસાડી સમુદ્રને પેલે પાર જતો રહ્યો અને ઘંટીના પડવાળો બે પડ લઇને જતાં દરિઆમાં ડુબી મુઓ. આતો એક દષ્ટાંત છે પણ તેનો સિદ્ધાંત એટલો જ છે કે આ જગતમાં માયાનું આવરણ મજબુત છે તેને તરવા માટે જ્ઞાન વૈરાગ્ય રૂપી વહાણ આખર કામ આવે છે.



# પુલછાબ ચૌદમી.

## વેન રાજા.

પૂર્વે અંગ નામનો એક બહુ સારો રાજા થઇ ગયો. તેને પુત્ર ન થતો, તેથી તેને બહુ દુઃખ થતું હતું. પરંતુ બહુ બાધાઓ રાખ્યા પછી તેને એક પુત્ર થયો. આ પુત્રનું નામ વેન રાખ્યું. વેનના જન્મને વખતે લોકોને બહુ આનંદ થયો ખરો પણ તે વખત બહુ રહ્યો નહીં. કારણકે વેન બહુ દુષ્ટ નીકળ્યો. તે ઉપદ્રવ ન કરનારાં પ્રાણીઓને ત્રાસ દેતો, મારફાડ કરતો, દરેક રીતે લોકોને છળતો. લોકો તેનાથી બીતા અને તેની આગળ થરથર કંપતા કારણ આ દુષ્ટ રાજપુત્ર કોઇ વખતે કોઇના જીવનું શું કરશે તેનો નિયમ

નહતો. સરખેસરખા સોબતીઓને સુદ્ધાં તે બેસુમાર માર મારતો. એકના એક પુત્રનું આવું દુરાચરણ જોઇને અંગ રાજાને બહુજ ખરાબ લાગ્યું. છોકરાને ઠેકાણે લાવવા માટે તેણે પુષ્કળ ઇલાજ કર્યો પણ વ્યર્થ. છેવટે તેનાથી તે દુર્ગુણ જોવાયા નહીં. તેણે કહ્યું "આવાં સંતાનો હોય તેના કરતાં બીલકુલ નહોય તે સારૂં. આવાં છોકરાં માબાપને દુઃખ દેવા માટે અને તેના નામને કલંક લગાડવા માટે અવતરે છે કે શું કોણ જાણે? આ પ્રમાણે બોલીને અતીશય કંટાળીને એક દીવસ રાત્રે કોઇને ન જણાવતાં કોઇ દુર જગ્યાએ જતા રહ્યા તે પાછા આવ્યા જ નહીં. નોકરે પુષ્કળ શોધ કરી પણ તેનો પતો મળ્યો નહીં. રાજા ગયા તે ગયા જ.

રાજા મરણ પામ્યા પછી પ્રજાનું રક્ષણ કેમ કરવું એ વિચાર થઇ પડયો. પિતાની પછી પુત્રનો ગાદી પર હક હોય છે, તે પ્રમાણે વેન રાજાને હવે રાજ્ય મળ્યું. પ્રધાને અને બધાએ મળીને તેનો રાજ્યાભિષેક કર્યો, પણ રાજપુત્ર ગાદીપર બેઠા પછી શું અનર્થ થશે અને શું નહી એ વિચાર મનમાં આવવાથી બધા ગભરાઇ ગયા. એમની બીક નકામી ન હતી. વેન રાજાને રાજ્યાભિષેક કર્યા પછી તેણે પ્રજાને દુષ્ટ રીતે છળવાની શરૂઆત કીધી અને જલદી જ બધાને " ત્રાહી ત્રાહી " કરી મૂકયા. 'રાજા એક દેવનો અંશ હોવાથી તેની પુજા કરવી મુકીને દેવની પુજા કેમ કરો છો.' એમ તે લોકોને કહેવા લાગ્યો. બધે મૂર્ખપણાનો જ પ્રચાર થયો. રાજાનો ધર્મ રાજાએ પાળવો નહિ અને પ્રજાનો પ્રજાએ પાળવો નહિ, એમ થયું તે વખતે ડાહ્યા લોકોએ મળીને ઠરાવ્યું કે, 'અધર્મથી ચાલનારા અને બીજાને તેમ ચાલવાને સલાહ આપનારા રાજાને ઠાર મારીએ, તો શાસ્ત્રની દ્રષ્ટિએ કંઇ પાપ નથી.' તેઓએ રાજાને ઠાર કીધો અને તેના પુત્રને ગાદીએ બેસાડયો. આ પ્રમાણે પ્રજાને દુઃખ કરનારા દુષ્ટ રાજાને તેની પ્રજા પાસેથી યોગ્ય બક્ષિશ મળી. ટુંકમાં જ્યાં સુધી પ્રજાના હિત તરફ દ્રષ્ટિ રાખીને ધર્મથી રાજા ચાલ્યો, ત્યાં સુધી પ્રજાએ તેને વિષ્ણુનો

અંશ સમજીને માન આપ્યું, પણ તે જ રાજાએ અધર્મથી ચાલીને પ્રજાનું મન દુભાવવા માંડયું તે વખતે લોકોએ પણ તેને બરાબર બતાવી આપ્યું.

## પૃથુ રાજા.

વેન રાજાના સમયમાં તેના દુષ્ટપણાને લીધે કોઇને કામ ધંધો સુઝતો નહિ. ખેતી તરફ બેદરકારી થઈ અને જમીનની માવજત થવી જોઇએ તેવી થઇ નહી, તેથી અનાજ ન પાકયા જેવું જ થયું, અને અનાજ પાકયું નહી તેથી લોકો અપવાસ કરીને મરવા માંડયા. આ સ્થિતિ વેન રાજાની જગ્યાએ તેનો પુત્ર પૃથુ ગાદી પર બેઠા વખતે પણ હતી. લોકો અન્ન વગર તરફડીને મરે છે અને પૃથ્વી અનાજ આપતી નથી, તે જોઇને પૃથુ રાજાએ પૃથ્વી પાસે પોતાના બાણની અણી ધરી, અને* નક્કી મારીશ એમ કહ્યું, એટલામાં તો તે ગાયનું રૂપ ધરીને શરણે આવી અને બોલી–"રાજા હું નિરપરાધી સ્ત્રી છું. લોક મારી કાળજી લેતા નથી, અને યોગ્ય ઉપાય કરતા નથી, તેથી ઝાડ સુકાઇ ગયાં અને અનાજની ખોટ પડી, તેમાં મારો શો દોષ! હવે તું એમ કર કે જેથી પહેલા જેવો મને થાનો ફુટે એવું વાછરૂ (વાછરડું) લાવીને મારી આગળ મુક અને દુધ કાઢવાને હોંશિયાર માણસ અને વાસણ તૈયાર રાખ." રાજાએ તેમ કર્યું એટલે ગાયે પુષ્કળ દુધ આપ્યું.

## મહાત્મા જયદેવ.

ગીત ગોવીંદના કર્તા મહાત્મા જયદેવનું જીવન ચરીત્ર બહુ જ જાણવા જેવું છે. તેઓ બે હજાર વર્ષ પુર્વે થઈ ગયા છે. તેમનો જન્મ ગંગા નદીના તટ ઉપર હીંદુબલ નામના ગામમાં થયો હતો. તે મને બાલ્યાવસ્થામાં જ કાવ્ય રચવાનું તથા ભગવત ભક્તિનું જ્ઞાન આપોઆપ થયું હતું. તેઓ પ્રારંભથી જ ભગવત ગુણો વિષે જ કાવ્ય કરવા લાગ્યા હતા. તેમને ક્ષણીક સંસાર અને વિનાશશીલ વૈભવો ઉપર યતકીંચીત પણ પ્રીતિ નહતી તેથી તેઓ સર્વદા વૈરાગ્ય

વૃત્તિથી જ રહેતા હતા. જયદેવ કવીએ પોતાનો ગીત ગોવીંદ નામનો અપુર્વ ગ્રંથ જે નૃવતીને અર્પણ કર્યો હતો તેણે મહાત્મા જયદેવને પુષ્કળ દ્રવ્ય આપ્યું હતું. તે લઇને મહાત્મા પોતાની જન્મભૂમિ તરફ એક વખત જતા હતા. માર્ગમાં તેમને ચાર તસ્કરો મળ્યા અને તેઓ તે મહાત્માની પાસેથી સઘળું દ્રવ્ય લુંટી લઈ મહાત્મા જયદેવના હાથ પગ કાપી નાખી એક મોટા ખાડામાં નાખી દીધા. ત્યાં તેઓ દુઃખ નહી કરતાં ભગવત ભજન કરતા હતા. એક વખતે મધ્ય રાત્રીના સુમારે ત્યાંથી રાજાની સ્વારી જતી હતી તેથી અંધારી રાત્રે મનુષ્ય સીવાય અઘોર અરણ્યમાં મહાત્માની આનંદદાયક વાણીનું સ્મરણ થતાં રાજાએ તપાસ કરી તો એક મોટા ખાડામાં મહાત્મા જયદેવ દૃષ્ટિગોચર થયા. તેમને રાજાએ પાલખીમાં બેસાડી પોતાના શહેરમાં લાવી ઘણી ચાકરી બરદાશ કરી સાજા કર્યા ને તેમના ઉપર અત્યંત ગુરૂભાવ રાખવા લાગ્યા. તેમના નામથી એક અનાથાશ્રય સ્થાપ્યું તેમાં હજારો મનુષ્ય આવતા હતા. એક વખતે તેમને દુઃખ દેનાર ચાર ચોરો સાધુના વેશે આવી ચઢયા. જયદેવે જાણ્યું કે આ પેલા જંગલમાં મારૂં ધન હરી લેનાર અને હાથ પગ કાપી નાંખનારા છે છતાં પણ રાજાને તેનો ઘણો સત્કાર કરવા ભલામણ કરી. રાજાએ ચાર વેષધારી સાધુની ઘણી જ આસનાવાસના કરી ઘણા રોજ રોકયા. પછી થોડા દીવસ બાદ પેલા વેશધારી સાધુને મનમાં એમ આવ્યું કે આ જયદેવને આપણે ભારે દુઃખ દીધું છે તેથી આપણુને આખરે ખવરાવી પીવરાવી ફાંસી ઉપર ચઢાવશે એમ ધારી તેણે રાજા પાસે જવાને રજા માગી. રાજાએ જયદેવને કહ્યું કે પેલા સાધુ પુરૂષો હવે રજા માગે છે. ત્યારે જયદેવે કહ્યું કે હે રાજા! તેને ઘણું દ્રવ્ય આપી રવાના કરો. તે ઉપરથી રાજાએ ઘણું દ્રવ્ય આપી રવાના કર્યા પણ દ્રવ્ય એટલું બધું આપ્યું કે તેનાથી ઉપડે તેમ નહોતું એટલે સાથે માણુસો ઉપાડવાને મોકલ્યા. આઠ દશ ગાઉ ગયા પછી પેલા વેશધારી સાધુઓએ પોતાના માથે દ્રવ્ય ઉપાડી

આવનાર માણુસને રજા આપી. માણુસોએ જતી વખતે કહ્યું કે તમારે અને જયદેવને એવી શી ઓળખાણ છે કે તમોને રાજાએ આટલું બધું દ્રવ્ય આપી તમારી સરભરા કરી. ત્યારે તે લુચ્ચા ને હરામખોર સાધુએ કહ્યું કે ભાઇ, તમારે ત્યાં જે જયદેવ છે તે અમારી સાથે એક રાજ્યમાં નોકર હતો ત્યાં એક માણુસનું ખુન કરી ભાગી આવ્યો છે તે વાત અમે જાણીએ છીએ. એટલે અમારી બીકથી તમારા રાજાને ખબર ન પડે તેટલા માટે અમારી આટલી ખાતર બરદાશ કરાવી છે. આ બોલો બોલવાની સાથે તુરત પૃથ્વી ફાટી અને ચોર લોકો ધન સાથે દટાઇ મુવા. આ વાતની છેવટ રાજાને ખબર પડતાં રાજાએ જયદેવને પુછતાં ખરી હકીકત જાણુ-વામાં આવતાં જયદેવનું ભારે માન વધ્યું અને તેની ધીરજ અને સહનશક્તિના ભારે વખાણ કર્યા. સત્યનો અંતે જય છે અને નીચ માણસો આખરે નીચપણું કર્યા વિના કદી પણ રહેતા જ નથી એ નિશ્ચય છે.

## મહર્ષિ વાલ્મીકીજી.

વાલ્મિકી મુની પહેલાં એક મોટા લુંટારા હતા. મુસાફરોને યાત્રાળુ લોકોને લુંટીને તે પોતાનું ને પરીવારનું પોષણ કરતા હતા. એક વખતે દેવર્શી નારદજી તેની પાસે અચાનક આવી ચઢયા. તેને લુંટવાને પણ વાલ્મીકીજીએ તૈયારી કરી. તે વખતે નારદજીએ તેને કહ્યું કે તું યાત્રાવાસીને તથા મુસાફરને શા માટે લુંટે છે? તેની હત્યા કરવામાં મહા પાપ છે. તે વખતે રતના ભીલે કહ્યું આથી હું મારા કુટુંબનું પોષણ કરૂં છું. ત્યારે નારદજીએ કહ્યું કે ત્યારે તો તારા કુટુંબી આ પાપમાં ભાગીદાર થશે. તેણે કહ્યું કે અવશ્ય ભાગીદાર છે. લુંટનો માલ ખાય છે ને ભાગીદાર નહી થાય? ત્યારે દેવર્શી નારદે કહ્યું ભાઇ! તું ભુલ્યા ખાય છે જેના માટે તું રાત દીવસ પાપ કરે છે તે બધાં સ્વાર્થનાં સગાં છે. તારા પાપમાં કોઈ ભાગીદાર બને એમ માનીશ નહી. અગર એ વાતને તું માનતો

હોય તો તારે ઘેર જઈ તારી માતા, સ્ત્રી ને છોકરાંને પુછી આવ એટલે તારી ખાત્રી થશે. વાલ્મીકીજીએ વિચાર કર્યો કે આ રૂષી મને એવી રીતે સમજાવી ભાગી જવા માગે છે; તેથી તેણે કહ્યું કે હું તમોને ભાગી જવા નહી દઉં. નારદજીએ કહ્યું કે તને મારો વિશ્વાસ ન હોય તો મને બાંધી રાખ. તું આવ્ય પછી હું જઇશ! વાલ્મીકીજીએ તુરત તેને બાંધીને ઘેર પુછવા ગયા. ઋષિના કહેવા પ્રમાણે વાલ્મીકીજીએ પોતાના પીતાને પુછ્યું કે-"જે લુંટ કરી ધન લાવું છું તેમાં હે પિતાશ્રી, તમે તે પાપમાં ભાગીદાર છો કે? પિતાશ્રીએ કહ્યું કે-તું એવું પાપ શા માટે કરે છે. મેં તને લુંટ કરવાનું કયે દિવસે કહ્યું હતું. મને અનાજ દેવાનું તારૂં કર્તવ્ય છે, તે તું આપે છે. પાપ પુણ્યથી અમારે કાંઇ મતલબ નથી. તારૂં પાપ પુણ્ય તું જાણ! માતાજીને પુછતાં તેણે પણ કહ્યું કે તારા પાપ પુણ્યમાં અમે ભાગીદાર નથી. તારૂં તું ભોગવ. તું ધર્મ પ્રમાણે શા માટે ચાલી ધન મેળવતો નથી. ત્યારબાદ પોતાની પત્નીને પુછતાં પત્નીએ પણ ચોકખો ઉત્તર આપ્યો કે અમારૂં પાલણ પોષણ કરવું એ તમારૂં કર્તવ્ય છે. પાપ પુણ્યમાં હું કાંઇ સમજતી નથી. ત્યારે તેને જ્ઞાન થયું કે અહો! મેં મોટી ભુલ કરી છે. આ તો બધાં સ્વારથનાં સગાં છે!

તુર્ત પોતે આવી નારદજીનું બંધન છોડીને તેના પગમાં પડી ગયા ને કહેવા લાગ્યા કે દેવર્ષી! મેં મહા પાપ કર્યાં છે. હવે મને અનુકંપા કરીને મહા પાપમાંથી તુરત છોડાવો! નારદજીએ કહ્યું ભાઇ! તેં જોઇ લીધું કે વિપત્તિના વખતમાં તારાં કોઇ પણ કુટુંબી તને સહાય આપે તેવાં નથી. માટે તું મોહનો ત્યાગ કરી પ્રભુનું ભજન કર તેથી તારો મોક્ષ થશે. પાપકર્મ તદ્દન છોડીને ધનમાલનો ખોટો ગર્વ મુકી પરમાત્માની ભક્તિમાં લીન થા; કારણ કે તે હમેશાં તને અંત વખતે સહાય થશે. એના પર પ્રેમ રાખનારનો કોઇ દીવસ નાશ થતો નથી. વાલ્મીકીજીએ કહ્યું: મહારાજ! પાપ તો આજથી હું મુકી દઉં છું પણ પ્રભુ ભજન

કરવાની મને ગમ નથી તે દયા કરી બતાવો, એટલે દેવર્ષી નારદ રામ નામ જપવાનો તેને ઉપદેશ કરી ચાલતા થયા. તે જ દીવસથી તેણે રામ નામનો ઉચ્ચાર શરૂ કર્યો પણ પોતે શુદ્ધ ઉચ્ચાર કરી શકે તેવી સ્થિતિમાં નહી હોવાથી " મરાં મરાં, મરો મારો " એવા પ્રેમથી ઉચ્ચાર કરવા લાગ્યા. ઘણાં વર્ષ વીતી ગયાં, શરીર પર રાફડા થઇ ગયા ત્યારે દીવ્ય વાણી થઈ કે, ઋષિ ઉઠો ! જાગ્રત થાઓ ! ત્યારે વાલ્મીકીજીએ ઉત્તર આપ્યો કે હું તો લુંટારો છું, ઋષિ નથી, ત્યારે ફરીને દીવ્ય વાણી થઇ કે હવે તું લુંટારો નથી રહ્યો. હવે તો તમે મહા મુની થયા છો. તમારાં સર્વે પાપ બળીને ભસ્મ થઇ ગયાં છે. તે વખતે તેઓ રતના ભીલ મટીને વાલ્મીકી રૂપે પ્રસિદ્ધ મહાઋષિ થયા હતા.

એક વખતના મહાત્માના દર્શન માત્રથી કેવો ચમત્કાર થઇ ગયો.

" શઠ સુધ્ર રહી સતસંગ પાઈ, પારસ પરસી કુધાતુ સુહાઇ. "

ત્યારબાદ બ્રહ્મા ને નારદજીની કૃપાથી તેમણે રામાયણ રચવી શરૂ કરી. એક વખતે કોઈ શિકારીના ઘર આગળ એક કૌચ પક્ષીના મૃત્યુ પર કૌચ સ્ત્રીનું કરૂણ રૂદન સાંભળી વાલ્મીકી ઋષિને ક્રોધ અને દયા ઉત્પન્ન થયાં તે તે જ વખતે તે નીચેનો શ્લોક બોલ્યા હતા.

માનીષાદ પ્રતિષ્ટાં તવમગમ: શાસ્વતીં સમા :
યતકૌંચ મીથુના દવેકમવરધી કામ મોહીતમ.

આ પહેલો શ્લોક તેમણે કર્યો હતો તેના ઉપરથી તેઓ ' આદિ કવિ ' કહેવાયા છે.

તેમનું આશ્રમ બહુ જ પવિત્ર હતું. જ્યારે શ્રી રામચંદ્રજી વનવાસ ગયા હતા ત્યારે તેમના આશ્રમમાં પધાર્યા હતા. મહાસતી સીતાજી તેમના પવિત્ર આશ્રમમાં રહ્યાં હતાં, ત્યાં લવ કુશનો જન્મ થયો હતો ને રામાયણનું જ્ઞાન શીખ્યા હતા, તેમના આશ્રમમાં

હીંસક પશુઓ પણ પરસ્પર વૈરનો ત્યાગ કરી રહ્યાં હતાં. એવા એ મહાઋષિ વાલ્મીકી મહાત્મા નારદજીના સહેજ સમાગમથી મહાન પદ્દી પામ્યા હતા, તો તન, મન ને ધનથી ખરા મહાત્માની સેવા થાય તો શું બાકી રહે!!

## પુલછાબ પંદરમી.

### નશીબ વિના કાંઇ મળતું નથી.

એક માછીમાર હતો. તેણે એક વખત દરીઆમાં જાળ નાંખી પણ તેમાં કાંઇ આવ્યું નહિ તેથી તેને પરમાત્માનું નામ દઇ બીજી વખત ભરદરીએ જઇ જાળ નાંખી તેમાં પણ કાંઇ આવ્યું નહિ. આથી તે બહુ જ નિરાશ થઇ ગયો અને ત્રીજી વખત પ્રભુ પર પૂર્ણ વિશ્વાસ રાખી જાળ નાંખી તો એક માટીનો ઘડો જાળમાં નિકળતાં તે માછીમાર પોતાના મનમાં અત્યંત રાજી થયો. પોતે ઉત્સાહમાં આવી જઇ તે ઘડાને જોવો ફોડે છે એટલે તેમાંથી એક રાક્ષસ નિકળ્યો તે ઘણા દિવસનો ભુખ્યો હોવાથી માછીમારને મારી ખાવા લાગ્યો. આવી રીતે નસીબ વિના કાંઇ મળતું નથી. તે વિષે ગુજરાતમાં એક જુની કહેવત ચાલે છે કે "કર્મવિનાના કર્મશી! કોની જાને જઇએ? ગાડે ચડવા મળે નહિ, અને દોડી દોડી કરીએ." ખરેખર નસીબની બલીહારી જ છે.

### હલકો મનુષ્ય આખરે જાત પર ગયા વિના રહેતો નથી.

એક રાજાએ એક કુતરો પાળેલો હતો. તેની તે એટલી બધી માવજત રાખતો હતો કે હમેશાં તેને સારી રીતે જમાડીને પોતે જમતો. એક વખતે રાજાની ગેરહાજરીમાં તે કુતરો રાજાના રસોડામાં

જઇ ખીચડીનું હાંડલું ચાટતો હતો. આ બનાવ રાજાએ અચાનક આવીને જોયો; તેથી તેને મનમાં બહુ જ ખેદ થયો કે અહો ! આ કુતરાને હું કેવી રીતે રાખું છું. છતાં આ નીચ કુતરો મારી ગેરહાજરીમાં મારૂં રસોડું બગાડે છે; માટે તેને રાખવો મુનાસબ નથી, એમ ધારી કુતરાને પોતાની પાસેથી કાઢી મુક્યો અને તેને ખાતરી થઇ કે હલકો માણસ પોતાની જાત પર કદિ પણ ગયા વિના રહેતો નથી.

## વ્યભિચારીને વકીલની સલાહ.

એક વ્યભિચારી મનુષ્ય એક વખતે વકીલની સલાહ લેવા ગયો અને વકીલને પચીસ રૂપીઆ આપી કહેવા લાગ્યો કે હું કોઇની દીકરીને લઈ જાઉં ને ગુન્હેગાર ના ગણાઉં તેવી કોઇ કાયદાની કલમ બતાવો; તેથી તેણે કહ્યું કે "તમે ઘોડા ઉપર બેસો તેમાં તેને આગળ બેસાડીને હાથમાં લગામ આપવી." એટલે તેને બીજા પચીસ રૂપિઆ આપ્યા. બીજે દિવસે તે વકીલની દીકરીને લઇને તે વ્યભિચારી ચાલ્યો ગયો. પાછળથી વકીલે પોતાની દીકરીની શોધ કરી તો "હાથનાં કર્યાં હૈયે વાગ્યાં" એ પ્રમાણે બન્યું. પોતાની સલાહ પ્રમાણે તે વ્યભિચારીએ કૃત્ય કર્યું એટલે તેની ફરીઆદ પણ શું થાય ? છેવટે આસપાસના ગામમાં શોધ કરી, પોતાની દીકરીનો પત્તો મેળવ્યો.

## ચિંતામણી ને વણિક પુત્રો.

એક ગામમાં બે વણિક ભાઇઓ રહેતા હતા. તે બંને પાસે ચિંતામણીઓ હતી. આ વાતની રાજાને ખબર પડતાં લશ્કર મોકલી વણિકોની ચિંતામણી લઇ લેવાનો હુકમ આપ્યો. આ બંને વણિકમાં એક ભાઇ બહુ હોંશિયાર હતો; તેથી તે પોતાના મનમાં સમજી ગયો કે જો આપણા પાસે ચિંતામણી હશે તો ઘરબાર પુનઃ વસાવીશું પણ જો ચિંતામણી ગઈ તો સર્વે ગયું સમજવું, એમ ધારી ફાટેલ લુગડે ચિંતામણી લઇ પોતાના ઘરબાર તથા બીજી મીલકત

પછી મુકી ભીખારીનો વેશ લઈ ચાલતો થયો ને બીજો ભાઇ ત્યાં રહેવાથી રાજાના લશ્કરે તેને હરાવી ચિંતામણી પડાવી લીધો. આ પ્રમાણે જેવો સમજુ છે તેઓ સુખ પામે છે અને જેઓ વસ્તુની કીંમત સમજતા નથી તે દુઃખ પામે છે.

મત દીધે માને નહિ, કુમતે મન કોળાય;
આવેલ અવળે અક્ષરે, તે સવળે કેમ સોહાય.

## ધર્મ કરતાં ધાડ આવી.

એક ગૃહસ્થે પોતાના મોક્ષને સારૂ પોતાના ગામમાં એક સદાવ્રત ખોલ્યું હતું. જે દિવસે એ સદાવ્રતની શરૂઆત થઇ તેજ દિવસે અચાનક કાશીથી ભણીને ચાર બ્રાહ્મણો આવી ચડયા. તેમને તે સદાવ્રતમાંથી સીધાં પાકાં આપ્યાં. બ્રાહ્મણો થાળીમાં ઢાંકયા વિના લોટ, ઘી, તેલ વિગેરે લઈને ધર્મશાળામાં રસોઇ કરવાને ચાલ્યા જતા હતા; ત્યાં આકાશમાં એક સમળી ઉડતી હતી તેના મોઢામાં કાળો નાગ હતો. તે નાગનું ઝેર આ બ્રાહ્મણોને ખબર પડયા વિના ઘીના ઠામમાં પડી ગયું. બિચારા નિર્દોષ બ્રાહ્મણો તો ઉત્સાહથી રસોઈ કરી જમ્યા પણ થોડીવારમાં મરણને શરણ થયા. આ વાતની ગામમાં ખબર પડતાં લોકો પણ બહુજ દીલગીર થવા લાગ્યા. હવે આ બ્રહ્મહત્યા કોને ચડાવવી એવો સ્વાલ ધર્મ રાજાને ત્યાં નિકળતાં ધર્મ રાજાએ સદાવ્રત દેનાર માથે ચાર બ્રહ્મહત્યા ચડાવી. જુઓ ધર્મ કરતાં ધાડ તે આનું નામ કહેવાય!

## જેને જેનો આશ્રય તેને તેની લાજ.

એક રાજાની કુંવરી હતી. તે બહુજ સ્વરૂપવાન હતી. તે કુમારીએ પરમાત્મા શ્રીકૃષ્ણ સાથે પરણવાનો નિશ્ચય કર્યો હતો ને હમેશાં તે એક મહેલમાં ત્રીજે મજલે એકલી રહેતી હતી. આ વાતની ગામમાં ખબર પડતાં એક કસબી સુતારે ઉડે એવો ગરૂડ બનાવ્યો ને પોતે શ્રીકૃષ્ણનું રૂપ લઇ તે કુંવરી પાસે હમેશાં જવા લાગ્યો. આ વાતની ખબર રાજાને પડતાં રાજાએ પોતાની કુંવરીને ઠપકો

આપ્યો ત્યારે કુંવરીએ કહ્યું મારા પાસે શ્રીકૃષ્ણ પરમાત્મા આવે છે. બીજો કોઈ મનુષ્ય આવતો નથી. રાજા કહે ઠીક ત્યારે કાલ રોજ અમોને તારા પરમાત્માના દર્શન કરાવ. હવે જો કે આ કુંવરી તો મહા પવિત્ર હતી. તેને તો શ્રીકૃષ્ણ પરમાત્મામાં જ સંપૂર્ણ શ્રદ્ધા હતી તેથી શ્રી પરમાત્માને વિચાર થયો કે ગમે તેમ હોય પણ આવા પ્રસંગે મારે મારા ભક્તની લજ્જા રાખવી જ જોઈએ! બીજે દિવસે બરોબર બાર વાગે સાક્ષાત્ શ્રીકૃષ્ણ પરમાત્મા ગરૂડ પર સ્વાર થઇ કુંવરી પાસે આવી દર્શન આપ્યાં. રાજા આ બનાવ જોઇ બહુજ રાજી થયો ને પોતે પણ પ્રભુનાં દર્શન કરી સુખી થયો. જેને જેના ઉપર પ્રેમ છે તે ખરે વખતે તેની લાજ રાખે છે એ નિર્વિવાદ છે.

## દુઃખ દેવા છતાં સુખરૂપ કોણ થાય છે.

અગર નામના ધુપના કટકા અગ્નિમાં બાળવાથી સુગંધ આપે છે, સુવર્ણ તાપવાથી, છેદન કરવાથી અને તાડન કરવાથી તે અધીક દેદીપ્યમાન થાય છે. ચોખા ખાંડવાથી માધુર્યવાળા થાય છે, દુધને તપાવવાથી ને દહીને વલોવવાથી, ચંદન ઘસવાથી ને મૃગલાને મારવાથી કસ્તુરીની પ્રાપ્તિ થાય છે. તલને પીલવાથી, શેરડીને પીલવાથી ઉત્તમ રસની પ્રાપ્તિ થાય છે. ગાયના પગ બાંધવાથી ઉત્તમ દુધની પ્રાપ્તિ થાય છે તેજ પ્રમાણે સંતને સજ્જન પુરૂષ અવગુણોને નહિ ગ્રહણ કરતાં ગુણ માત્રને જ ગ્રહણ કરે છે. જુઓને આંબાને પથરો મારનારને આંબો ઉત્તમ ફળ પાકી કેરી આપે છે!



## પુલછાબ ૧૬ મી.

### બે ફકીરોની વાત.

એક જંગલમાં બે ફકીરો રહેતા હતા. તેમાં એક ફકીર હમેશાં પ્રભુ પાસે "અલ્લાહક્ક" એમ માગતો હતો. ને બીજો ફકીર પ્રભુની રહેમ હમેશાં માગતો હતો. હવે પ્રસંગ એવો બન્યો કે પેલા હક માગનાર ફકીરને એક વખતે ફાંસીની શિક્ષા થઇ ને રહેમ માગનારે મોટો ગુન્હો કર્યો છતાં છુટી ગયો. આનું કારણ એક મહાત્માને પુછતાં તેણે જણાવ્યું કે જે ફકીર "અલ્લાહક્ક" માગી રહ્યો હતો તે જ્યારે બાળક હતો ત્યારે તેણે એક માખી શૂળમાં પરોવી મારી નાંખી હતી એટલે પરમાત્માએ તેનો બદલો હક રીતે માગવાથી તેને આપ્યો ને બીજો અપરાધી ફકીર હતો તે હમેશાં પ્રભુ પ્રાર્થના કરી પ્રભુની દયા માગતો હતો એટલે રહેમ લાવી પ્રભુએ તેના ગુન્હા માફ કર્યા છે. આવી રીતે કેટલીક વખતે માગણી પ્રમાણે બને છે.

### ગધેડાને બદલે હાથી.

એક રાજાએ પોતાના ગામમાંથી ગધેડાનો વિનાશ કરવાને માટે તમામ કુંભારોને તેડાવી તેના પાસે જેટલાં ગધેડાં હતાં તેમને કાઢી મુકાવી એકેક હાથી આપ્યો ને તેના પોષણ ખર્ચ માટે એક એક ગામ પણ આપ્યું. બધા કુંભારોએ રાજાનો હુકમ માન્ય રાખી તે પ્રમાણે કર્યું પણ એક કુંભારે પોતાના ઘરમાં એક નાનું ગધેડાનું બચ્ચું ગુપ્ત રીતે રાખી મુકયું હતું. તે જ્યારે મોટું થયું ત્યારે ભુંકવા લાગ્યું ત્યારે રાજાને ખબર પડી કે મારા ગામમાં ગધેડાનો વંશ નથી છતાં આ સ્વર ગધેડાનો કયાંથી આવે છે તે ઉપરથી આખા ગામમાં

તપાસ કરતાં એક કુંભારે ભોંયરામાં ગધેડાનું બચ્ચું સંતાડેલું માલુમ પડયું; તેથી રાજાની ખાતરી થઇ કે "સુતારનું મન બાવળીયે તેમ કુંભારનું મન ગધેડા પર" હાથી ને ગામ આપ્યાં છતાં ગધેડા પરથી વૃત્તિ ખસી નહિ. એ એક જાતનો જાતી સ્વભાવ છે તે કોટી ઉપાયે મટે જ નહિ.

## શઠની સોબત.

એક ધાર્મિક શ્રીમાનને પોતાના ગામના લોકોને ગંગાની તથા જગન્નાથજીની યાત્રા કરાવવા માટે પોતાના ખર્ચે લઇ જવાની ઇચ્છા થઈ તેથી તેણે આખી સ્પેશિયલ ટ્રેન તૈયાર કરાવી વગર પૈસે સૌને તેમાં બેસાડી યાત્રા કરવા ચાલ્યા. રસ્તામાં પણ ખાવાપીવાની તે શાહુકારે ભારે સોઈ કરી હતી અને કોઇ જાતની ખામી નહોતી. પણ ભોગજોગે આ ટ્રેનમાં બે લુચ્ચા શઠ માણસો આવી ચડેલા હતા તેણે પોતાનું પોત પ્રકાશ્યું. લોકોને અવળી સલાહ દેવા લાગ્યા કે આ શાહુકાર તો તમોને લડાઇમાં લઇ જાય છે. એવું સાંભળતાં લોકો બિચારા રેલ પરથી ઉતરી ભાગવા માંડયા અને કેટલાક તો ભયના માર્યા આ વાત સાંભળી ચાલતી ટ્રેનમાંથી પડીને મહાદુઃખી થયા. છેવટે ખરા જ્ઞાની હતા તે આ શઠની શિખામણ નહિ માનતાં ગંગા, કાશી ને જગન્નાથજીની યાત્રા કરી ઘેર આવી સુખી થયા. આવી રીતે શઠની સહેજ સોબત પણ આપણને બહુ જ દુઃખરૂપ થઇ પડે છે. રસ્તામાંથી ભાગી જનાર માણસો પણ છેવટે બહુ જ પસ્તાયા. લુચ્ચો લુચ્ચાનો ભાવ ભજવ્યા વિના કદી રહેતો જ નથી એ નિઃસંદેહ છે.

## બ્રહ્મહત્યા.

જ્યારે બ્રહ્મા પોતાની દીકરી વાંસે દોડયા ત્યારે શંકરે બ્રહ્માનું માથું ઉડાડયું તેથી તેને બ્રહ્મહત્યા ચોંટી. પછી પોતે ભાગવા માંડયું ને તેમણે મનમાં વિચાર્યું કે ગંગાજીના પેલે કાંઠે બ્રહ્મહત્યા આવી શકશે નહિ તેથી શંકર કાશીમાં જઈને નિવાસ કરી રહ્યા અને

પેલી બ્રહ્મહત્યા તો ગંગાજીને કાંડે ઊભી રહી. કારણકે ગંગાજીના આ કાંઠે બ્રહ્મહત્યા આવી શકતી નથી. આજ પણ કાશી વિશ્વનાથ મહાદેવ કાશી (બનારસ)માં બીરાજે છે ને હજારો મનુષ્ય દર્શનાર્થે ત્યાં જાય છે. તેઓ ગંગામાં સ્નાન કરવાથી ને દર્શન કરવાથી પોતાના કરેલાં પાપોથી નિવૃત્ત થાય છે ને પોતાના ઘેર આવી ગંગા પૂજન કરે છે. આવો રીવાજ સનાતન ધર્મીઓમાં આજ પણ છે.

## કાગડો રાજહંસની પ્રીતી કરવા જતાં રાજહંસે આપેલી શિખામણ.

દુહા.

સુનહુવા યસ બાતમય, કહું સત્ય નિરધાર;
મિત્રતા કરની કઠીન હે, કોક નિભાવન હાર.
સ્નેહ સબસે ઉર કરે, કહા કરેમેં જાત;
કરી લો ઓર નિભાવવો, બડી દુઃખદ યહ બાત.
નેહ નિભાવન કઠીણુ હે, સબસેં નિભાવત નાંહી;
ચઢને મેંન તુરંગમે, ચલનો પાવક માંહી.
હમપંછી શુદ્ધ હૃદય કે, તત્ર અનુભવ નહી મોય;
તાતઈ વાયસ તુમહીસેં, કઇસેં મઇત્રા હોય.
મઇત્રી ઉનહ સોં કીજીએ, જીસને મીત્રકી જાન;
બીન અનુભવ મઈત્રી કરે, સો નર પશુ સમાન.
મઇત્રી ઉનસોં કીજીયે, ગ્રહે સાથ સો સાથ;
દુઃખ સુખ સંપત બીપતમે, છીનભર તજે ન હાથ.
મિત્ર ધરમકો જાનહી, જે સુમિત્ર વિદ્વાન;
ઋષિ પ્રભાકર તાહીસોં, મૈઇત્રી કરે સુજાન.

## વેષધારી સાધુઓ.

કુંડળીયો

એસે સાધુ જગતમેં, ફીરતે ભેખ બનાય,
ઉદર ભરનેકે કારણે, લોગનકો ભરમાય,

લોગનકો ભરમાય, નહી જાનત હરી લેશ,
પરધન પરતીય કાજ, કરતે યતન હમેશ,
દાખત બ્રહ્માનંદ, ધ્યાન ધરતે બગજેસે.
ફીરતે ભેખ બનાય, જગતમેં સાધુ એશે.



## પુલછાબ સત્તરમી.

### એકલવ્યની અલૌકીક શક્તિ.

દ્રોણાચાર્યની પ્રસંસા ઘણી સાંભળવાથી એક દિવસે નિષાદરાજ હીરણ્ય ધનુષનો પુત્ર કે જેનું નામ એકલવ્ય હતું તે દ્રોણાચાર્યની પાસે ધનુરવિદ્યા શિખવાને માટે આવ્યો ત્યારે દ્રોણાચાર્યે તેને ક્ષુદ્ર જાણીને ધનુરવિદ્યાનું શિક્ષણ આપ્યું નહિ. ત્યારે તે પોતાના મનમાં દ્રોણાચાર્યને પોતાના ગુરૂ માની તથા તેના ચરણારવિંદનો સ્પર્શ કરી તે વનમાં ચાલ્યો ગયો. ત્યાં જઈને દ્રોણાચાર્યની એક મૃતિકા (માટીની) મૂર્તિ બનાવી તેના સન્મુખ ધનુરવિદ્યા શિખવા લાગ્યો. તેની શ્રદ્ધાની અધિકતાથી તથા ચીતવૃત્તિથી એકાગ્રતાના કારણથી થોડા રોજમાં ધનુરવિદ્યામાં સારી રીતે નિપુણ થઇ ગયો. હવે એક સમયે દ્રોણાચાર્યની સાથે કૌરવો ને પાંડવો મૃગયા કરવાને માટે વનમાં ગયા. તેઓમાં કોઇની સાથે એક શ્વાન (કુતરો) પણ હતો. તે અહીંતહીં ફરીને ત્યાં પહોંચ્યો કે જ્યાં એકલવ્ય ધનુરવિદ્યાનો અભ્યાસ કરી રહ્યો હતો. એક કુતરો એકલવ્યને જોઇ ભસવા ગયો. એકલવ્યે સાત તીર એવી રીતે માર્યા કે જેનાથી

શ્વાનનું મુખ બંધ થઇ ગયું, ત્યારપછી તે શ્વાન પાંડવોની પાસે આવ્યો ત્યારે પાંડવોએ આ અદ્ભુત રીતીથી ધનુષ મારવાની શોધ કરી તો એકલવ્ય પોતાની સન્મુખ એક મૃતિકાની મૂર્તિ રાખી ધનુરવિદ્યાનો અભ્યાસ કરતો હતો તે જોઇને અર્જુન પુછવા લાગ્યો કે તમે કાણુ છો ? ત્યારે એકલવ્યે પોતાનું નામ ઠામ બતાવ્યું અને કહ્યું કે હું દ્રોણાચાર્યનો શિષ્ય છું તેથી અર્જુન દ્રોણાચાર્ય પાસે જઇને કહેવા લાગ્યા કે, મહારાજ! આપે તો કહ્યું હતું કે ધનુરવિદ્યામાં મારા સમગ્ર શિષ્યોમાં તું સર્વથી અગ્રગણ્ય થઇશ! પરન્તુ એકલવ્યને મારાથી પણ અધિક શિક્ષણ આપ્યું છે. ત્યારે દ્રોણાચાર્યે જણાવ્યુ કે હું એકલવ્યને જાણુતો નથી. ચાલો જોઇએ કે એકલવ્ય કોણુ છે ? આ પ્રમાણે એકલવ્ય ધનુરવિદ્યામાં શીખતો હતો ત્યાં ગયા અને પ્રત્યક્ષ ગુરૂને જોતાં જ એકલવ્યે દ્રોણાચાર્યની ચરણોની પવિત્ર ધ્દર જ પોતાના મસ્તક ઉપર ચડાવીને કહેવા લાગ્યો કે, ભગવાન આપની મૂર્તિના પૂજનથી આ યોગ્યતા પ્રાપ્ત થઇ છે એટલા માટે આપ મારા ગુરૂ છો. ત્યારે દ્રોણાચાર્યે કહ્યું કે જો તું મારો શિષ્ય હોય :તો પછી મને ગુરૂ દક્ષિણા આપ. ત્યારે એકલવ્યે કહ્યું કે હે ગુરૂ! આપ જે કહો તે આપવાને હું તૈયાર છું. ત્યારે દ્રોણાચાર્યે તેનો અંગુઠો દક્ષિણામાં માગ્યો. તેથી એકલવ્યે પોતાનો અંગુઠો દક્ષિણામાં ગુરૂને આપી દીધો તેથી તેની શક્તિમંદ પડી ને દ્રોણાચાર્યની પ્રતીજ્ઞા સિદ્ધ થઇ.

## આ સંસાર ક્ષણભંગુર છે.

દોહરો.

ક્ષણભંગુર સંસારમાં, લક્ષ્મીનો ચળવાસ;
રહે ન કોઇની સાહેબી, ક્ષણમાં થાય વિનાશ.

ઉગ્યું તે આથમવાનું, ફુલ્યું તે કરમાવાનું તેમ સુખની પાછળ હમેશાં દુઃખ રહેલું છે. આ જગત જ નાશવંત છે તો પછી તેમાં લક્ષ્મી ને સાહેબી અવિચળ રહે કેમ ! આવ્યું તે એક દિવસ જવાનું છે. અમર કોઇ થયું નથી ને થવાનું પણ નથી.

## શેખસાદીની શીખામણો.

૧. દુશ્મનના હાથની મીઠાઈ કરતાં સજ્જનના હાથનું ઈંદ્રવરણું સારૂં.

૨. સ્વાભાવિક સૌંદર્યને ટાપટીપની જરૂર નથી.

૩. દુઃખ આવે છે ત્યારે સુખનું મૂલ્ય સમજાય છે.

૪. જેનું સાચું છે, તેને હીસાબ તપાસનારનો ભય હોતો નથી.

૫. સજ્જનના સમાગમમાં કેદખાનું પણ સ્વર્ગ છે.

૬. કાગડો કદિ હંસ થતો નથી.

૭. તૃષ્ણા ચતુરને મૂર્ખ બનાવે છે.

૮. નિસ્પૃહીનું શિર સદા ઉંચું રહે છે.

૯. મૂર્ખના પ્યાર કરતાં સમજુની લાત સારી.

૧૦. એવો પણ વખત આવશે, કે ચકલીઓ વાઘની આંખો કોચી નાંખશે.

૧૧. યાચના કરીને નવાં વસ્ત્રો પહેરવા કરતાં થીગડાં દઈને જુનાં વસ્ત્રો પહેરવાં સારાં.

૧૨. જે માણસ વિચારીને વાત નથી કરતો, તેને પોતાને જ છેવટ અવિચારી કઠોર વાતો સાંભળવી પડે છે.

૧૩. કુમાર્ગે ચાલવાથી લોકો વખાણે, તેના કરતાં સન્માર્ગે ચાલવાથી વખોડે તે ઉત્તમ છે.

૧૪. ઇર્ષાવાન મનુષ્ય જાતે જ આઠે પહોર બળે છે. તેને વિશેષ બાળવાની જરૂર નથી.

૧૫. દાનનો શોખી ધનવાન નથી બનતો, અને ધનનો શોખી દાનેશ્વર કદિ પણ થઇ શકતો નથી.

૧૬. વિપત્તિમાં જે કામ આવે તે જ મિત્ર છે.

૧૭. કેદમાંથી છોડાવનારી જુઠાઇ કરતાં કેદમાં મોકલનાર સત્ય ઉત્તમ છે.

૧૮. જો કોઈની કડવી વાત સાંભળવી ન ગમતી હોય તો તમે પણ તમારી જીભને કડવી ન થવા દેતા.

૧૯. જ્યારે મરણ આવે છે, ત્યારે સિંહાસન ઉપર મરવાવાળા બાદશાહ અને નીચે ભૂમિપર મરનાર ભિખારીમાં કશો જ ભેદ રહેતો નથી.

૨૦. દાન કરો, કિન્તુ બીજાપર ઉપકાર ન ચડાવો.

## પક્ષી અને વૃક્ષોનો સ્નેહ.

એક વખત જંગલમાં, મોટો અગ્નિ પ્રદિપ્ત થતાં આસપાસ વૃક્ષો બળવા લાગ્યાં. તે વખતે વૃક્ષો ઉપર વસનારાં પક્ષીઓને વૃક્ષો કહેવા લાગ્યાં કેઃ—

થડ બળે, ડાળી ઝલે, બળે સબ વનરાય,
"પણ પંખી તુમ ક્યું જલો, હમકું પાંખ નાંહી."

ત્યારે પક્ષીઓએ પ્રત્યુત્તર દીધો કેઃ—

ફળ ખાધાં પાત્ર બગાડ્યાં, બેઠાં શીતલ છાંય;
તમ જલો અમ ઉડીએ, એ જીવતકા ફળ નાંહી.

## કોણ કોનો નાશ કરે છે.

સ્થિર સંપત્તિ રહેવા હોય, દક્ષ દીલ જો કદી ઉદ્દેશ;
અરિ અગ્નિ ને કરજને, રહેવા દેવાં નહી કંઇ શેષ.

ઘડપણ રૂપનો નાશ કરે છે, આશા વિર્યનો નાશ કરે છે, મૃત્યુ પ્રાણીઓનો નાશ કરે છે, ઇર્ષા ધર્મનો નાશ કરે છે, કામ આબરૂનો નાશ કરે છે, નીચની સોબત પ્રમાણિકપણાનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, પણ અભિમાન સઘળા ઉત્તમ ગુણોનો નાશ કરે છે.

## ત્રણ કાગળો.

મહાત્મા પુરુષો કહે છે કે આલોકમાં દરેક મનુષ્યને ત્રણ કાગળો જ લખવા પડે છે. (૧) જન્મ, (૨) લગ્ન, (૩) મરણનો. તેમાં ઘણાખરાના બે કાગળો તો આવી ગયા છે. હવે એક અવસાન

પત્ર લખવાનો છે, માટે તૈયારી રાખવી, કારણ આ નાશવંત લોકમાં અવિચળપણું કદિ મળી શકતું નથી.

## ખોટી મોટાઇનો ત્યાગ કરવો જોઇએ!

જેઓ ગર્વમાં ગરજી રહ્યા હતા, જે સોનારૂપાના થાળમાં જમતા હતા, હાક મારતાં હજારો અનુચરો જેની સન્મુખ ઊભા રહેતા, જેના આંગણે નવીન વાજીંત્રો વાગી રહ્યાં હતાં, અને જેઓ રાજ્યમહેલમાં મશરૂના ગાદલામાં પોઢતા હતા, જેમની સન્મુખ નાચરંગ ને ગાનતાન અહોનિશ થતાં હતાં, તેઓને પણ કાળે એક દિવસ દીન બનાવી દીધા છે, માટે અવશ્ય યાદ રાખવું કે મરણ કોઇને મુકે તેમ નથી. કોઈ આજ, કોઇ કાલ, કોઇ માસે, છ માસે, કોઇ વરસ, દસ વીસ, કોઇ પચીસ પચાસે, પણ અવશ્ય જવાનું જ છે. માટે ખોટી મોટાઇનો ત્યાગ કરી શ્રીહરિના શરણે અહોનિશ રહેવું, તેનાથી કાળની બીક ઓછી થાય છે.

ડાહ્યા પુરુષે હૃદયને તરવાર જેવું તીક્ષ્ણ કરીને અને વાણીને શેરડીના રસ સરખી મધુર કરીને ભુંડું કરનારા શત્રુનો નાશ કરવો; પરંતુ તે કામને માટે શોક કરવો નહિ.

## ફોનોગ્રાફ.

સાધારણ વાત ઉપરથી મહાન પુરૂષો મોટી શોધ કરે છે, તેના દૃષ્ટાંતમાં એવું કહેવાય છે કે ઇ. સ. ૧૮૭૭ માં એડીસને ફોનોગ્રાફની શોધની શરૂઆત કરી હતી, તે કેટલાંક કારણોથી બંધ રહેલી. એક વખતે એવું કહેવાય છે કે તે યંત્ર ઉપર જુદા જુદા અખતરા કરી રહેલ, પણ તેમાં ખરો વિજય નહિ મળવાથી તે યંત્ર પોતાના ઓરડાના એક ખુણામાં કંટાળીને મુકેલું હતું, તેના ઘરમાં કાર્ય કરનારી એક બાઇએ તે ઓરડામાંથી પુંજો કાઢતાં પેલા યંત્ર ઉપર ધુળ ખંખેરતાં તેને સાવરણી વતી ઝાટકલી હતી. એવામાં તે યંત્રમાંથી એકદમ અવાજ આવ્યો અને ગાયન બોલાતું સંભળાયું.

તે બાઈએ પોતાના શેઠને જઈને તે વાત કરી એટલે એડીસને ત્યાં આવી તે જોયું અને તે બાઈએ સાવરણી વડે ક્યા ભાગ પર ઝાટક્યું હતું તે પૂછ્યું અને તે પરથી જોઇતો સુધારો યંત્રમાં કરી પ્રસિદ્ધિમાં મુક્યું હતું.



## પુલછાબ અઢારમી.

### બે પ્રકારની નિર્ધનતા.

જે મનુષ્ય બીજાની વાહ વાહ ઉપર જીવે છે, તેને મહાન દુઃખ અને અશાન્તિ હોય છે. નિર્ધનતા હમેશાં બે પ્રકારની છે. એક તો પોતાનાં આળસ, અજ્ઞાન વગેરે અવગુણોને લીધે જે નિર્ધનતા પરાણે ભોગવવી પડે છે તે; અને બીજી અસાધારણ ઉચ્ચ જીવન ગાળવાને ખાતર છતી યોગ્યતાએ ઇરાદાપૂર્વક ધનવૈભવમાંથી આસક્તિ કહાડી નાંખીને જે નિર્ધનતા કેવળ પરોપકાર માટે ભોગવાય છે તે. આ બીજા પ્રકારની નિર્ધનતા એ કાંઇ દુર્દશા નથી, પણ મોટા કરોડાધિપતિઓને પણ શરમાવે અને નમાવે એવા પ્રકારની અસામાન્ય સબળતા સાયનતા—છે કે જે દશા લિંકન, ગારફીલ્ડ, ગોખલે, દાદાભાઇ, રામતીર્થ વગેરે અનેક અસામાન્ય પુરૂષો ભોગવીને જગદ્વંદ્ય થઇ ગયા છે; અને અત્યારે પણ મહાત્મા ગાંધી જેવા વીરનરો દેશના કલ્યાણ માટે ફકીરી ધારણ કરી રહ્યા છે. આવા પ્રકારની નિર્ધનતાની જેટલી પ્રશંસા કરીએ તેટલી થોડી છે.

રંકતાનો વિચાર જેટલો ખરાબ છે, તેટલી ખરાબ રંકતા પોતે નથી. આપણે રંક છીયે અને રંક જ રહેવાના એવી દૃઢ માન્યતા ભયંકર છે.

મનુષ્યને રંકતામાં કે દુઃખમાં રાખવાની પરમાત્માની ઇચ્છા જ નથી, પણ પંખાને હલાવ્યા વિના જેમ પવન આવી શકતો નથી, તેમ પુરૂષાર્થ વિના રંકતા ટળતી નથી.

મનુષ્યોના બહિર્ધર્મ દેશ, કાળ અને પાત્ર પ્રમાણે ભિન્ન ભિન્ન હોઈ શકે, પરંતુ આંતર્ધર્મમાં દેશગમન કે વ્યક્તિગત, કે કાળગત કોઇપણ પ્રકારની ભિન્નતા હોતી નથી. આંતર્ધર્મમાં દરેક દેશના દરેક સંપ્રદાયના દરેક સમયના સાધુ પુરૂષોનો જ એક મત રહ્યો છે ને રહેશે.

## અમૂલ્ય ઉપદેશ.

(૧) જ્યાં સ્વાર્થ નથી ત્યાં શોક, નિરાશા કે પશ્ચાત્તાપ હોતો નથી.

(૨) જીંદગી પાણીની પેઠે ચાલી જાય છે, માટે સત્વર ચેતીને અભયપદ મેળવવા દરેક મનુષ્યે સત્ય અને નીતિને માર્ગે ચાલવું જોઇએ.

(૩) ઉડાઉ મનુષ્ય કોઈ દિવસ તવંગર થાય નહિ અને તે ગર્ભશ્રીમંત હશે તો પણ તુર્ત ગરીબ થઇ જશે. કરકસરીઆ ને નીતિવંત મનુષ્યો તવંગર થશે. કોઇ પણ મનુષ્ય માટે દિવસ લાંબો થતો નથી, દિવસ દિવસનું કામ કર્યે જાય છે. નકામો ગુમાવેલો પૈસો પાછો મળી શકશે, નકામી ગુમાવેલી તંદુરસ્તી પુનઃ મેળવી શકાશે, પણ ગયેલો સમય લાખો યત્ને પુનઃ પ્રાપ્ત થઈ શકતો નથી.

(૪) સુખનીજ વાત કરો. જગત્ એટલું શોકાતુર છે કે તેને તમારા દુઃખની જરૂર નથી. આનંદીપણું એ ઇશ્વરી ઔષધ છે. પ્રત્યેક મનુષ્યે તેમાં સ્નાન કરવું જોઈએ. અત્યંત ચિંતા, ઉદાસી અને વ્યગ્રતા વગેરે દૂર કરવાં જોઇએ.

(૫) ગંગા પાપને, ચંદ્ર તાપને, અને કલ્પતરૂ દીનતાને હરે છે, પરંતુ સાધુજનોનો સમાગમ તો પાપ, તાપ ને દીનતા એ ત્રણે દુઃખને હરે છે.

(૬) સાધુજનનાં દર્શન પુણ્યદાયક છે. સાધુઓ તીર્થસ્વરૂપ છે, એટલુંજ નહિ પણ તે કરતાં પણ શ્રેષ્ટ છે. કારણકે તીર્થ કાળે-કરીને ફરે છે, અને સાધુ સમાગમ તો તુરતજ ફળે છે.

(૭) પાણીમાં જેમ તેલનું ટિપું ફેલાઇ જાય છે, તેમ સત્યયુગમાં પાપીની સાથે બેસવાથી, સુવાથી, ચાલવાથી, સંગત કરવાથી અને ભોજન કરવાથી પાપ લાગે છે.

(૮) પોતાના દુઃખી બાંધવોનો અને પીડાતા દેશવાસીઓનો પરિત્યાગ કરી કેવળ મોક્ષ મેળવવા માટે ગિરિ ગુફામાં જઈ બેસવામાં કાંઇ પુરૂષાર્થ નથી.

(૯) મોટા પુરૂષો પણ જ્યારે કાળના પાસમાં બંધાઇ જાય છે, અને તેમનું મન દૈવવડે વિનાશ પામે છે, ત્યારે તેઓની બુદ્ધિઓ પણ આડે માર્ગે જાય છે. વિધાતાએ લલાટમાં જે અક્ષરમાળા લખી છે, તેને પોતાની શક્તિથી ભુંસવાને મોટા પંડિતો પણ સમર્થ નથી.

(૧૦) જે સ્ત્રી દુરાચરણી અને હંમેશાં કજીઆ ઉપર પ્રીતિવાળી હોય છે, તે સ્ત્રીને ડાહ્યા માણસોએ સ્ત્રીના આકારમા જરા (ઘડપણ) જાણવી. માટે જે માણસ આ લોકમાં પોતાના સુખની ઇચ્છા રાખતો હોય તેણે સર્વથા એવી સ્ત્રીઓનું નામ પણ લેવું નહિ.

## એકડા વિનાનાં સો મીડાં નકામાં છે.

અપની પોંચ બીચારકે, કરીએ તેતી દોડ;
તેતા પાંઉ પસારીએ, જેતી લાંબી સોડ.

એક કંગાળ બ્રાહ્મણ, રાજાના દરબારમાં ભિક્ષા માગવા ગયો. બ્રાહ્મણની ગરીબાઇ જાણી રાજાએ એક રૂપીઓ દક્ષિણા આપવાની ચીઠ્ઠી લખી આપી. ચીઠ્ઠી લઇ બ્રાહ્મણે આજીજી કરી, કે ગોબ્રાહ્મણ પ્રતિપાળ બ્રાહ્મણનું એક વચન માનશે. એકડો આપે આપ્યો છે, તો ઉદાર હાથે એની ઉપર એક મીડું આપો તો કેવું સારૂં?

રાજાએ ચીઠ્ઠીના એકડા ઉપર મીંડું મુકી દીધું. બ્રાહ્મણનો લોભ વધતો ચાલ્યો, એક વધારે મીડાંની નમ્ર માંગણી કરી. રાજા

જેટલો ફિદાર હતો, એટલોજ વિનોદી હતો. જેથી એક મીડું હસતે વદને ચડાવી ભૂદેવને રજા આપી. આ ચીઠ્ઠી લઇ બ્રાહ્મણ દરવાજા સુધી ચાલ્યો અને રાજા વચન ફેરવે એમ નથી, વળી ગયો વખત પાછો હાથ નહિ આવે તેમ ધારી રાજા પાસે એક વધારે મીંડાંની માગણી કરી. આ વખતે ચતુર રાજા બ્રાહ્મણની લોભવૃત્તિની ચતુરાઇ સમજી ગયો. બ્રાહ્મણ તો એકજ મીંડાની માગણી કરી સ્વીકારી લેવાનું ફબાણુ કરતો રહ્યો. છેવટે આમ કરતાં કરતાં બ્રાહ્મણે પાંચ મીંડાં મુકાવ્યાં. આ વખતે બ્રાહ્મણના હર્ષનો પાર ન રહ્યો. અક્કલના ઓથમીર રાજા પાસેથી પાંચ મીંડાં ચડાવી લાખનો તડાકો મારવાની પોતાની બહાદુરીનાં વખાણ કરવા લાગ્યો, અને રાજભંડારને રસ્તે પડયો. કચેરીના ગોખેથી રાજાએ બ્રાહ્મણને જોઇ, પાછો બોલાવી ઠાવકું મોં કરી કહ્યું, મહારાજ, આપનાં મેં પાંચ પાંચ વચનો પાળ્યાં છે. આપ જેવા બુદ્ધિવાન ભૂદેવનાં દર્શનથી મને ઘણો જ હર્ષ થાય છે, પણ મહારાજ, આપે મારૂં એક વચન પાળવું પડશે. બ્રાહ્મણે કબુલ કર્યું, ભલે મહારાજા, જે હુકમ હોય તે ફરમાવો. રાજા કહે માબાપ, ભૂદેવો ઉપર ફરમાન હોય? આપને આપેલી ચીઠ્ઠીમાંથી એક ઘણીજ નાનકડી રકમ પાછી માગું છું. આપશો કે?

બ્રાહ્મણ કહે ઘણીજ ખુશીથી. રાજા કહે, આ મારો એકડો કે જેની કિંમત નજીવી જ છે, તે મને પાછો આપો. એટલું બોલી રાજાએ પાંચ મીડાંને મોખરે બેઠેલા એકડાને છેકી નાખ્યો.

કમનશીબ બ્રાહ્મણને રાજાએ વિદાય કર્યો. એની ચીઠ્ઠી વટાવવાની જરૂર રહી નહિ. એકડા વીનાનાં મો મીડાં પણ નકામાં એ બ્રાહ્મણ બરાબર જાણતો હોવાથી

"ઝાઝો લોભ પાપનું મૂળ" કહી રવાના થયો.

**આ જગત એક મોટું ધર્મશાસ્ત્ર છે. એને પાને પાને ઇશ્વરનું જ્ઞાન, તેની દયા તથા તેનો મહિમા લખેલો છે.**

"એને રે ભુલાવે એકાંતરે કાન્તાની કેલી" જ્ઞાની પુરૂષે પણ

એકાંતમાં પોતાની મા, બેન પાસે કદિ પણ બેસવું નહિ. કેમકે સ્ત્રીરૂપી વિષ એવું છે, કે તે જેને અડે તેનો તુર્તજ વિનાશ થાય છે. જુઓને બ્રહ્મા, શંકર અને નારદ શું જ્ઞાની નહોતા પણ તેવાની પણ કેવી ફજેતી થઇ હતી! એકલશૃંગી અને પારાશરને પણ સ્ત્રીરૂપી માયાએ જંગલમાં છેતર્યા છે!

વહેલા ઉઠે લાભ, કે મોડા ઉઠે લાભ! એ કોના હાથમાં છે? દિવાળીને દિવસે એકજ ટાઇમે ને એકજ કાગળના ચોપડામાં શારદા અને લક્ષ્મીજીનું પૂજન કરે છે, પણ તેમાં ઘણાના પૂજન કરેલા ચોપડાઓ માગસર મહીને ગેમલમાં (ફડચામાં) જાય છે. જુઓ! વિધિની વિચિત્ર ગતિ?

કાયા કાચો કુંભ છે, જીવ મુસાફર પાસ;
ત્યાં લગી તારો જાણજે, જ્યાં લગી શ્વાસોશ્વાસ.
દુઃખીના દુઃખની વાતો, સુખી ના સમજી શકે?
સુખી જો સમજે પુરૂં, દુઃખ ના વિશ્વમાં ટકે.
પિતા નીત દેવું કરે, માત કરે વ્યભિચાર;
નાર સુરૂપ ને કપૂત તને, મુખ્ય અરિ એ ચાર.

જન્મ થતાં જેના માટે દૂધને ચોખા તૈયાર છે! છીંક ખાતાં ખમા ખમા કરનારા હજારો માણસો હાજર છે, તેવા શ્રીમંતો પણ જ્યારે કાળના ઝપાટામાં સપડાય છે, ત્યારે કોઇ સહાય કરતું નથી.

જે માણસને પોતાનો પુત્ર સ્ત્રી, અથવા ચાકર વશ હોય અથવા તે ન હોય તો તેથીજ સંતોષી રહે એવા માણસ આ પૃથ્વીમાં છતાં સરોવરમાં છે એમ સમજવું.

પ્રથમ તો આ સંસારમાં જન્મ લેવો તે દુઃખને માટે છે અને તેથી ગરીબાઇ દુઃખદાઇ છે. તેમાં પણ પારકી સેવા કરી, આજીવિકા કરવી તે તો દુઃખની પરાકાષ્ટા છે.

સાહેબ સરીખા શેઠીઆ, બસે નગ્ર કે માંહી;
તાકે ધનકી કયા કમી? જાકી હુંડી નવખંડ માંહી?

સત્ય સાચવે તેહને, ખળજન શું કરનાર;
કેમ શ્વાન કરડી શકે, જે ગજ શીરે અસ્વાર.
સત્યપણું જો સર્વદા, નિશ્ચય પામે નાશ;
તો સુખની સંસારમાં, અલ્પ ન ધરવી આશ.
પરદારા છે પાપિણી, સાપણી ઝેરી એહ;
કરે આપણી કાપણી, તાપણી દુઃખની તેહ.
લીખના પઢના ચાપુરી, એ સબ બાતાં સહેલ;
કામ દહન મન વશ કરન, ગગન ચઢન મુશ્કેલ.

વિદ્યા વિનાનું જીવવું શુન્ય છે, ભાઇઓ વિનાની દીશા શુન્ય છે, પુત્ર વિનાનું ઘર શુન્ય છે અને દરિદ્રતા વડે સઘળું શુન્ય દેખાય છે.



## પુલછાબ ઓગણીસમી.

### સંસાર સુખમય બનાવવાના ઉપાયો.

અહોલક્ષ્મી તું અવનવી, અદ્ભુત એવી એક;
મોટા તુજ મહિમા થકી, ઉપજે ખપે અનેક.
મુવેકું પ્રભુ દેત હે, લકઠી કપડાં આગ;
જીવત ચિંતા જો કરે, વાકે બડે અભાગ.
સબ અપને પ્રારબ્ધ સમ, સુખ દુઃખ લેત સહાય;
કોઉ પ્રકારે કોઉકો, સુખ દુઃખ લીઓ ન જાય.
દેહ ધરેકા ફળ એહી, દેહ દેહ કછુ દેહ;
દેહ ખેહ હો જાયગી, ફીર કોન કહેગા દેહ.

પારો માંખી પેટમાં, રહે ન ઝાઝી વાર,
પારો પુંઠથી નીકળે, માંખી મુખથી બહાર.
હીરો આવ્યો હાથ, અજાણ્યો ઓળખે નહિ;
જાણ્યા નહિ જગનાથ, સાચું સોરઠીઓ ભણે.
ઢગલે ધન કમાય, સંધરે પણ ખરચે નહિ;
તે પરને હાથે જાય, સાચું સોરઠીઓ ભણે.
ધન દેખી રાજી થાય. વાવરે તો વસમું ઘણું;
તે હાથ ઘસંતો જાય, સાચું સોરઠીઓ ભણે.
સબ જીવનકું હિત કરે, મનસા વાચા કર્મ;
પરહિત આપ દુઃખ સહે, એહ દયા ઓર ધર્મ.
રાજ્યભોગ સંપત્તિ સકળ, વિદ્યા રૂપ વિજ્ઞાન;
અધિક વાયુ, આરોગ્યતા, પ્રકટ ધર્મ ફળ જાણ.
કયાં ચંદ ચકોર કયાં, કયાં મોર કયાં મેહ;
અળગા તોએ ઢુંકડા, સાચો જ્યાં હી સ્નેહ.

આત્માને જાણનાર સર્વે પ્રકારના દુઃખ ને શોકથી તુરત તરી જાય છે. આ લોકના સઘળા વહેવારો આત્મદર્શીને બાળકના ખેલ જેવા લાગે છે.

જલમેં બસે કુમુદની, ચંદા બસે આકાશ;
જે જાકે હીરદે વસે, વોહી તીનુકે પાસ.
હેત નકામું હંસનું, પીડ પડે ઉડી જાય;
સાચી પ્રીત સેવાળની, જે જળ ભેગી સુકાય.
ડરે ન કાહુ દુષ્ટસેં, લગે પ્રેમકે બાન;
ભ્રમર ન છાંડે કેતકી, તીખે કંટક જાન.
વેળા કવેળા સમજે નહિ, ને વગર વિચાર્યું બોલે;
લાલો કહે છે માલાને, તે તણખલાને તોલે.
કેળું, કેરી, કામિની, પીયુ, મિત્ર, પ્રધાન;
એ સર્વે પાકાં ભલાં, કાચાં નાવે કામ.

વરસે જઇને વાડ, એવા મેહ શા કામના;
મોટા બહુએ તાડ, છાંકે નહિ નીજ પંડને.
નિંદા એસી ડાકણી, ફોલી બધાને ખાય;
કહું છું નિંદા ન કરીએ, કોટિ કોધ સમાય.
જાગે જે કોઇ ધનનો ધણી, જાગે જેને ચિંતા ઘણી;
જાગે રાત અંધારી ચોર, જાગે ઘન વરસંતે મોર;
જાગે દીકરીઓનો બાપ, જાગે જેના ઘરમાં સાપ.
* * * *

ચાતક, ચકવા, ચતુર નર, નિશદિન રહે ઉદાસ;
ખર, ઘુવડ ને મૂર્ખ નર, સુખે સુવે નીજ વાસ.
અણગમતું અપવિત્ર ગણી, ગમતું ગણ્યું પવિત્ર;
ચુડે ન ગણ્યું હાડકું, જગત્ વિચાર વિચિત્ર.
પાંચ પાંડવો એકલા, સામે ક્ષત્રી સમાજ;
હોત ન વગ જો કૃષ્ણની, તો પામત નહિ કદિ રાજ.
રાજા રામ મનાય છે, વિશ્વ પ્રભુ અવતાર;
પણ વાનરની વગ વગર, લાવત નહિ ઘર નાર.
બીના વસીલે ચાકરી, બીના ઢાલ જુવાન;
એ તીનું ફીકે લગે, બીના સોપારી પાન.

## વિવિધ વચનો.

વિધવા બહેનોને સોનારૂપાના દાગીના પહેરવા તે ઝેર ખાવા સમાન છે. તેને તો હંમેશાં હરિરસમાં મગ્ન રહેવું જોઇએ; કારણ કે તેણે પોતાનું અમૂલ્ય શીયળ મહાન્ રક્ષણ કરી સાચવવાનું છે, માટે તેને વિષયના પદાર્થો અતિ વિઘ્નકર્તા સમજવા.

આવ્યા સમયને ઓળખવો એજ સુજ્ઞ પુરૂષનું કામ છે. ભારતભૂમિમાં મનુષ્ય જન્મનો મહિમા દેવતાઓ પણ રાત્રિ દિવસ ગાઇ રહ્યા છે, તો આપણે આપણું સાર્થક કરવામાં ભૂલ ખાઇશું તો પુનઃ આવો સમય હાથ આવવાનો નથી.

સ્વાર્થ છોડીને જે પરોપકાર કરે છે, તેને જ સત્પુરૂષ માનવો. સ્વાર્થને ધક્કો ન લાગે તેવી રીતે જે પરોપકાર કરે છે, તે મધ્યમ. સ્વાર્થ માટે જે બીજાના કલ્યાણનો નાશ કરે છે તે અધમ છે અને બીજાના કલ્યાણનો જે વૃથા નાશ કરે છે, તે કોણ છે એ અમે જાણતા નથી. અર્થાત્ તેઓ અતિ નિંદ્ય છે.

ગુણવાળું વા ગુણ વગરનું કાર્ય કરનારા પંડિતે પ્રથમથી જ સારી રીતે પરિણામનો વિચાર કરવો જોઇએ. અતિ ઉતાવળથી કરેલા કાર્યનું પરિણામ મરણ પર્યંત શલ્ય પેઠે દુઃખદાયક થઈ પડે છે.

મનુષ્યમતિ સંગતિથી ફરે છે, ક્ષણે ક્ષણે સંગતિ પાસ દે છે:
અશક્ત ને શક્ત શ્રમે કરે છે, અધિકાર અદકો સુસંગ દે છે.

બહુ સમયનો દુરાચારી ધર્મમાં પ્રીતિવાળો થવાથી મહાન્ વૈરાગ્યવાન થઈ શકે છે.

મૂઢનો સમાગમ કેવળ મોહ ઉત્પન્ન કરનાર છે. નિત્ય સાધુ સમાગમ ધર્મનો ઉત્પાદક છે.

જ્ઞાનથી માનસિક દુઃખ અને ઔષધિથી શરીરનું દુઃખ દૂર કરવું.

જે મનુષ્ય દુઃખની વખતે સાથે ભાગ લેતો હોય તેને સગો અથવા તો મિત્ર જાણવો, જે પુત્ર માતા-પિતા તરફ ભક્તિ ધરાવતો હોય તેને પુત્ર જાણવો, જે કાર્ય કરી જાણતો હોય તેને ચાકર જાણવો, અને જ્યાં આગળ મનુષ્યની વૃત્તિ રહે-કામ માટે ચિંતા રહે નહિ, તેનું નામ સ્ત્રી જાણવી.

સારો મનુષ્ય જો દુર્જન મનુષ્યને પોતાના સ્થાનમાં આવવા દે તો તે દુષ્ટ પુરૂષ પોતે તે સ્થાનની ઇચ્છા કરીને આશ્રયદાતા સત્પુરૂષનો નાશ કરવા માટે સમર્થ થઈ પડે છે માટે વિશાળ મોટી બુદ્ધિવાળા લોકોએ અધમ-નીચ-લોકોને આશ્રય આપવો નહિ, કારણ કે તે ઘરનો ધણી થઈ બેસે છે, એ વાત આ વાક્યથી જાણવામાં આવે છે.

નીચ મનુષ્ય પારકાના કામનો નાશ કરવાનું જાણે છે, પરંતુ પાર પાડવાનું જાણતો નથી.

શાન્તિ, સુખ અને સત્યનો પ્રકાશ વિવેકી મનુષ્યોમાં હોય છે. ઉચાટ, દુઃખ અને અજ્ઞાન એ અવિચારી પુરૂષોમાં જોવામાં આવે છે.

દુઃખ, શોક, સંતાપ, અને વિપત્તિ એ મનોવિકારરૂપી ફૂલનાં ફળો છે.

મૂર્ખ મનુષ્ય દુઃખમાં આવી પડયા પછી મૂર્ખતાથી કેવળ ખેદ કરે છે, તે રડવાનુંજ વધારે છે, પરંતુ તેના પારને પામતો નથી. ન્યાયવેત્તા પંડિતોએ દુઃખનું એકજ ઔષધ ઠેરવ્યું છે; તે એ કે દુઃખનો નાશ કરવા માટે ખેદ તજી દેવો. વળી થયેલા લાભની રક્ષા કરવા માટે, ભાવી લાભ મેળવવા માટે, અને આપત્તિમાં પડેલાને તેમાંથી છોડાવવા માટે, જે વિચાર કરવામાં આવે છે, તે ઉત્તમ વિચાર કહેવાય છે.

## રાજા અશોકનો ઢંઢેરો.

અશોક રાજાએ પોતાના રાજ્યમાં નીચે મુજબની આજ્ઞાઓ પ્રસિદ્ધ કરી હતી. તેની દરેક મનુષ્યને શીખામણ લેવા જેવી છે.

૧. રાજા પોતાની સઘળી રૈયતને પોતાની સંપત્તિ સમાન ગણે છે, એટલા માટે પ્રજાએ પણ રાજાને પિતાવત ગણી તેના સાથે પિતાતુલ્ય વર્તન ચલાવવું.

૨. મનુષ્ય માત્રનો ધર્મ છે, કે તેણે જીતેંદ્રિય, શુદ્ધચિત્ત, કૃતજ્ઞ અને બીજાના વિશ્વાસપાત્ર થઇ રહેવું.

૩. ક્રોધ, નિષ્ઠુરતા, અહંકાર, અને ઇર્ષાનો ત્યાગ કરવો.

૪. હંમેશાં પોતાના દોષોનો વિચાર કરતા રહેવું.

૫. હંમેશાં સાચું બોલવું.

૬. રાજાએ આગ્રહપૂર્વક ખાસ ભાર મુકીને ફરમાવેલું છે કે હરકોઇ પ્રકારે જીવહિંસા કરવાથી બચો.

૭. પ્રાણી માત્ર પર દયા કરો.

૮. માત પિતાની સેવા કરો અને વડીલોને માન આપો.

૯. ગુરૂઓની સુશ્રુષા કરવી અને બંધુઓ, તપસ્વીઓ અને ભિક્ષુકોની સાથે પ્રીતિથી વર્તવું.

૧૦. નોકર, ચાકર વર્ગ ઉપર કૃપાદષ્ટિ રાખવી.

૧૧. મિત્રો, બાંધવો, સુહૃદયો, ત્યાગી પુરૂષો, અને બ્રાહ્મણોની સાથે સર્વત્ર ઉદારતાથી વર્તવું.

૧૨. મનનો વિજય કરવો.

૧૩. પશુવધ બંધ કરવો.

૧૪. અહિંસા એજ પરમ ધર્મ છે.

## મહાત્મા તુલસીદાસજીને વૈરાગ્ય ક્યાંથી ઉત્પન્ન થયો.

તુલસીદાસ મહાત્માને એક વખતે વેશ્યાના ઘરમાંથી બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત થયું હતું. તે વખતે વેશ્યા તેને ઉદ્દેશીને બોલી કે હે પ્રાણપ્રિય ! તમને ધિક્કાર છે. આ મારૂં શરીર અતિ સુંદર દેખાતાં છતાં નાશવાન છે. વળી તે હાડ, ચામ અને મલમૂત્રથી ભરેલું છે. એ હાડ ચામમાં શો રસ છે, કે તમે તે ઉપર આટલો બધો મોહ ધરી રહ્યા છો ? તમારો જેવો પ્રેમ આ નાશવાન શરીર ઉપર છે, તેવો અન્ય પ્રેમ પરમાત્મા તરફ લગાડયો હોય તો પ્રાણીનાં સઘળાં કાર્ય સુધરી ગયા વિના કદિ પણ રહેજ નહિ.

## સુખી સંસાર.

પ્લુટાર્ક કહે છે કે બધાં સુખોની ખરી કિંમત એ સુખોના સમયમાં સમજાતી નથી એમ ધારો તો જ કંઇક તેની ખરી કિંમત સમજાશે. માંદા માણુસ તંદુરસ્તીની કેવી કિંમત કરે છે, ને સુલેહશાંતિની કિંમત લડાઇના વખતમાં કેવી થાય છે ?

જ્યાં ઉદ્યોગી માણુસોની નિષ્ટા પરમ શુદ્ધ હોય છે, દાનત ચોકખી હોય છે અને અન્યાય તરફ તિરસ્કાર દષ્ટિ હોવાથી નીતિનું બરાબર રીતે રક્ષણ થાય છે, તેમના ઉદ્યોગની પ્રતિદિન વૃદ્ધિ થાય છે.

કરકસર એ દીર્ઘદષ્ટિ અથવા ડહાપણની દીકરી છે. જે મનુષ્ય

પોતાની ઉપજ જોઈ ખર્ચ કરતા નથી તે આખરે પસ્તાવામાં પડે છે. કરકસર કરવાના નિયમો નીચે પ્રમાણે છે:—

૧. ત્રેવડ ત્રીજો ભાઇ છે. સો સર ને એક કસર.
૨. ટીપે ટીપે સરોવર ભરાય, તેમ પૈસે પૈસે રૂપીઓ થાય.
૩. જેનો હાલ ખપ ન હોય તેવી વસ્તુઓ લેવી નહિ.
૪. શક્તિ પ્રમાણે ખર્ચ કરવો.
૫. કમાણીમાંથી કાંઈ પણ બચે તેમ કરવું.
૬. બચેલાનો સંગ્રહ કરવો.
૭. પૈસે પૈસે પૈસાદાર થવાય, એટલે પૈસો પૈસાને લઈ આવે છે.
૮. ઉપજ ખર્ચનું નામું લખ્યા વિના સુવું નહિ.
૯. દમડે ઊંટ મળે પણ દમડા વિના ઉમેદ પાર પડે નહિ.
૧૦. ઉધાર કોઇ પણ વસ્તુ લેવી નહિ.

## કાવ્ય પ્રસાદ.

નખ બીન કટા દેખે, શીશ ભારી જટા દેખે;
જોગી કાનફટા દેખે, છાર લાયે તનમેં.
મુનિ અબોલા દેખે, કે તે સદ્દમુનિ દેખે;
માયા ભરપુર દેખે, ફુલ રહે ધનમેં.
આદ અંત સુખી દેખે, જનમકે દુ:ખી દેખે;
કરત કલ્લોલ દેખે, બન ખંડી બનમેં.
શુર ઓર બીર દેખે, આમીન અમીર દેખે;
એસેં નહિ દેખે જીન્હે, કામના ન મનમેં.
ધન દોલત સુત યુવતી, રાજ બાજ સુખ સાજ;
મુક્ત કહે એ સબ મીલે, દુર્લભ સંત સમાજ.
પારસમેં ઓર સંતમેં, બડો અંતરો જાન;
વહ લોહ કંચન કહે, વહ કરે આપ સમાન.
સંત કછુ ત્યાગત નહિ, ધર્મ સહિત હરિ ધ્યાન;
મુક્ત કહે ભવસમુદ્રમેં, સો મુનિ નાવ સમાન.

દયા ગરિબી બંદગી, મમતા શીલ સ્વભાવ;
ઇતે લક્ષણુ સાધુકે, કહે કબીર સદ્દભાવ.
આશા ન કરે ઓરકી, આપ કરે ઉપકાર;
જગમેં સો જન માનીએ, ભગવતકા અવતાર.
અષ્ટસિદ્ધ નવ નિદ્ધકી, ઉરમેં લેશ ન આશ;
મુક્ત કહે તેહી સંતમેં, મીલે પ્રગટ અવિનાશ.
નામ ન લેવે દામકો, પાસ રખે નહિ ચીર;
લોટે મુઠભર લોટમેં, તાકા નામ ફકીર.
હાટ હાટ હીરા નહિ, કંચનકા નહિ પહાડ;
સિંહનકા ટોળાં નહિ, સંત વીરલા સંસાર.




## અંત વખતે મન નિર્વાસનિક રાખવું જોઇએ?

મહમુદ ગીજનીની અથાગ દોલત બીજાના હાથમાં ગઇ છે, તેથી તેને ઘણીજ દીલગીરી થઇ છે, અને એની આંખ હજી તે દોલત તરફ નજર કરવા તાકી હશે. પંચભૂતનો દેહ તો માટી સાથે માટીમાં મળી ગયો, પણ વાસનાનો ક્ષય થયો નથી. આ પ્રમાણે સર્વે ધનવાનોએ સમજવાનું છે, કે મન નિર્વાસનિક રાખવું. લક્ષ્મી તો આજ છે ને કાલ નથી. જે પરના કામમાં ઉપયોગી થઇ તેજ લક્ષ્મી. બાકી સાથે પાઇ પણ આવનાર નથી; એ નક્કી માનજો.

### મહાત્મા બુદ્ધનાં પવિત્ર વચનો.

બુદ્ધ ઘણો દયાળુ હતો. એના જેવો દયાળુ મહા પુરૂષ ભાગ્યેજ બીજો કોઇ થયો હશે. એણે લોકોને નીચે પ્રમાણે બોધ આપેલો છેઃ—

૧. પ્રાણી માત્ર તરફ ભલા ને દયાળુ થવું. કોઇને ઇજા કરવી એ મહા પાપ છે.

૨. ઇશ્વરની નજરમાં બધાં માણુસ સ્વતંત્ર ને સરખાં છે.

૩. જે માણુસો પવિત્ર અને નિર્મળ જીંદગી ગાળે છે, હમેશાં સાચું બોલે છે અને કદિ જાૂઠું બોલતાં નથી તેઓ બધાં સમાન છે.

## પ્રકીર્ણ વિષય.

પવિત્રતાનો ભક્ત થા. પવિત્રતા પ્રત્યે પ્રેમાસક્ત થા. પવિત્ર મનન અને ચિંતનથી કર્મો પવિત્ર બને છે. નીતિ-ધર્મમય વિચાર-વાળા માણુસો ચોકસ ઉન્નત બને છે, કારણુ કે તે લોકો શારીરિક પાર્થિવ સુખોને શોધતા નથી, પરંતુ ડગલે ડગલે આધ્યાત્મિક સુખના શૃંગે પહોંચવા પુરૂષાર્થ કરે છે.

નઠારા વિચારોનું સેવન હમેશાં કરવાથી મનુષ્ય પશુની સ્થિતિએ પહોંચે છે અને ઉત્તમ વિચારોનું સેવન કરી તેને વર્તનમાં મુકવાથી મનુષ્ય દેવપણું ધારણુ કરે છે અને પૃથ્વીના ઘણા માણુસો તેના પાયે પડે છે.

“જે શોધે છે તે તેને મળેજ છે તથા જે માણુસ બારણું ખખ-ડાવે છે તેનાજ માટે બારણું ઉઘડે છે. માત્ર અભ્યાસ, ધીરજ અને અસ્ખલિત આસક્તિ વડેજ માણુસ જ્ઞાનના મંદિરમાં પ્રવેશ કરે છે.

“ગુરૂ થા તારો તુંજ, નથી કોઈ બીજો ભજવા;
બાહ્ય સુરતનો ટાળ કરી, લે અંતર સેવા.”

જેટલું આત્મજ્ઞાન તેટલી મનુષ્યને શાન્તિ સમજવી. આત્મજ્ઞાન વિના ખરૂં સુખ પ્રાપ્ત થનાર નથી. જેમ અંધારા ઓરડામાં દીવા વિના આપણુને કાંઇ સુઝતું નથી, તેવીજ રીતે દેહરૂપી ઘરમાં આત્મજ્ઞાન દીપક સમાન છે; માટે ઉપાધિ દૂર કરી આત્મજ્ઞાન અવશ્ય મેળવવું.

અંતરમાં પ્રથમ વિચાર ઉગ્યા વગર અને દીર્ઘ વખત સુધી ઉછેરાયા વગર તો કોઈ કૃત્ય બનતુંજ નથી. માણુસ ભલે બીજી

રીતે પાપી હોય, પરંતુ તેના અંતરમાં તેણે સારા વિચારોને ઉછેર્યા હોય, ત્યારે તેના હાથે સુકૃત્ય થાય છે.

જનક રાજાના દરબારમાં સુલભા નામની અપ્સરા આવી નૃત્ય કરવા લાગી, ત્યારે જનક રાજા કહે છે કે, હે સુલભા ! તું શું કરવા વૃથા મહેનત કરે છે ! તારા નૃત્યથી કદિ મારૂં મન ચળે એવું નથી. કારણ કે, હું તો જનક વિદેહી છું. મારા એક હાથમાં અગ્નિની ઉષ્ણતા તેમજ ચંદનની ઠંડક લાગતી નથી. એ ઉપરથી સુલભા સમજી ગઇ અને ચાલતી થઈ. મહાન પુરૂષનું મન કદિ પંચ વિષય તરફ વળતું જ નથી, કારણ કે તેને દૃઢ આત્મજ્ઞાન હોય છે.

સારા વિચારો અને કૃત્યો કદી નઠારાં ફળો આપતાં જ નથી, તેમજ નઠારા વિચારો ને કૃત્યો કદિ સારાં ફળો આપતાં જ નથી. "વાવે તેવું લણે ને કરે તેવું પામે." એ કહેવત પ્રમાણે આંબો વાવનારને કેરી મળે છે ને બાવળ વાવનારને શૂળો જ મળે છે. સારાં કૃત્યોનો બદલો કદિ પણ મળ્યા વિના રહેતો નથી. પછી બે દિવસ વહેલો મોડો મળે, તેમાં ગભરાવાનું નથી. દરેક મનુષ્યે ધીરજ રાખી ઉત્તમ કર્મો કરવાં.

માળી જેમ વાડીમાંથી નકામા રોપા કાઢી નાખી, તેમાં ખેતી કરે છે અને પોતાને જોઇતાં ફૂલ-ફળ ઉગાડે છે, તેમ માણસ પણ તેના મનરૂપી વાડીમાંથી ખોટા-અવળા નકામા અને મલિન વિચારોને કાઢી નાંખી ખરા, સવળા, ઉપયોગી અને પવિત્ર વિચારોરૂપી ફુલફળ ઉગાડી ખેતી કરે છે. આ રીતનું અનુકરણ કરવાથી ખરેખર ઉન્નતિ થાય છે.

સબકતગીનને સ્વપ્ન આવ્યું. તેમાં તે જુએ છે કે, જે મૃગલીના બચ્ચાને તેણે દયા કરી ઉગારી લીધું હતું, તેના પુણ્યથી તને રાજ્ય મળશે; પણ રાજા થયા પછી પણ "અહિંસા" ને જ તું તારો મુખ્ય ધર્મ સમજજે.

પતંગીઆઓ જેમ અજ્ઞાનતાને લીધે અગ્નિની ઝાળને રમણીય જાણીને તેની પાસે જાય છે, કે નાશ પામે છે, તેમજ જેઓ અજ્ઞાનતાને લીધે સ્ત્રીને મનોહર જાણીને તેની પાસે જનારા કયા પુરૂષો નાશ નથી પામ્યા ! સ્ત્રીઓ સ્વાભાવિક રીતે ચણોઠીના જેવી હોય છે. ચણોઠી જેમ અંદરના ભાગમાં કડવી ઝેર જેવી હોય છે, અને બહારના ભાગમાં મનોહર દેખાય છે, તેમ સ્ત્રીઓ પણ અંદરથી વિષમય હોય છે, અને બહારના દેખાવમાં મનોહર દેખાય છે. સ્ત્રીઓના અંતઃકરણમાં જે વાત હોય છે, તે વાત તેની જીભમાં હોતી નથી, જે વાત તેની જીભમાં હોય છે, તે વાત તેઓ બહાર પાડતી નથી, અને જે વાત બહાર પાડે છે, તે કરતી નથી. સ્ત્રીઓનું ચરિત્ર વિચિત્ર હોય છે.

ઘણા ભક્તોને વિપત્તિમાંથી જ વૈરાગ્ય અને વૈરાગ્યમાંથી જ ભગવદ્ ભક્તિ પ્રાપ્ત થાય છે.

"ઝાઝું દુઃખ પામવું, એ ઘણી ભાષાઓ જાણવા સમાન છે. તને (ઝાઝાં દુઃખથી) એવું શિક્ષણ ઉપલબ્ધ થયું છે કે, જેથી તું સહુને સમજી શકે છે, અને સહુ તને સમજી શકે છે, તે તને પોતાને તેવો બનાવી શકે છે."

માણસ તેના અંતઃકરણમાં જેવા વિચાર કરે છે, તે પોતે હોય છે.

જેને સંપત્તિમાં હર્ષ થતો નથી, આપત્તિમાં વિષાદ થતો નથી, અને આપત્તિમાં ધીરજ ધરીને રહે છે; તેવા ત્રણ લોકના તિલક સમાન થોડાજ પુત્રને માતા જન્મ આપે છે.

આત્મા જ્યારે જાગૃત થઇ તેની સત્તા બજાવે છે ત્યારે દેવો પણ આધીન થઇ જાય છે.

મનમાં ઊઠતા વિચારોએ આપણું જીવન ઘડેલું હોય છે. આપણું જેવું જીવન હોય તે આપણા વિચારોએ જ તેવું બનાવેલું હોય છે, આપણા વિચારો વડે જ તે તેવું બનેલું હોય છે. મનુષ્યના

મનમાં દુષ્ટ વિચારોનો વાસ હોય તો જેમ ગાડીએ જોડેલા બળદની પાછળ પાછળ ગાડીનું ચક્કર જાય છે, તેમ તેની પાછળ કષ્ટ-દુઃખ જાય છે. જો સારા પવિત્ર વિચારોનો નિવાસ હોય તો જેમ પોતાનો પડછાયો પોતાની પાછળ જાય છે, તેમ સુખ આનંદ તેની પાછળ પાછળ જાય છે. આ વાત તદ્દન ખરી છે.

મનુષ્યનાં સારાં કે નઠારાં કૃત્ય એ વન સંપત્તિના મોહોર ને ફૂલ જેવાં છે અને સુખ ને દુઃખ તેનાં ફળ છે. આવી રીતે માણુસ તેના પોતાની ખેતીનો મિષ્ટ કે કટુ પરિપાક--ફળ પ્રાપ્ત કરે છે. મનમાં ઊઠતા વિચારોએ આપણું જીવન ઘડેલું હોય છે.

માણુસની સ્થિતિ ગમે તેવી દુબળ અને અધમ હોય, તે છતાં પણુ તે હંમેશાં માલેક જ-આપમુખત્યાર જ છે. દુર્બળતા અને અધમતા હોવી એ પોતાના જીવનનાં-વર્તનને-વિચારની મૂર્ખાઇભરી રીતે ગેરવ્યવસ્થા રાખવાનું પરિણામ હોય છે.

મન એક વાડી સમાન છે. તે વાડીમાં બુદ્ધિપુર્વક ખેતી કરી શકાય છે. તેમજ તેને આળસથી પડતર પણુ રાખી શકાય છે. પણુ તેમાં કુદરતી રીતે પાક થયા વિના અવશ્ય રહેતોજ નથી.

મન તો હરામજાદું છે. કયારેક તો એ ગામમાં ગયાનું તાકે, અને કયારેક તો એ મન ઘરમાં ગયાનું તાકે. જેણે મનનો લેશમાત્ર વિશ્વાસ કર્યો, તેનો પરલોક બગડયો સમજવો, દયાને લીધે સહેજ મૃગલીના બચ્ચામાં મમતા રાખવાથી જડભરતને ત્રણુ દેહ ધરવા પડયા હતા.

સૌભાગ્યવતીમાં શાંત કોણુ ? સીતા. ગુણોથી ઉત્તમ અથવા ઉત્તમ ગુણુવાળો કયો રાજા થયો ? રામ. વિદ્વાનોને હંમેશ વંદન કરવા યોગ્ય શું ? વિદ્યા.

મણી વડે કંકણુ શોભે છે, અને કંકણુ વડે મણી શોભે છે, તથા મણી ને કંકણુ એ બે મળીને હાથ શોભે છે. કવિ વડે રાજા શોભે છે, અને રાજા વડે કવિ શોભે છે, રાજા ને કવિ વડે રાજ્ય-

સભા શોભે છે. ચંદ્ર વડે રાત્રિ શોભે છે, રાત્રિ વડે ચંદ્ર શોભે છે, અને ચંદ્ર ને રાત્રિ વડે આકાશ શોભે છે. પાણી વડે કમળ શોભે છે અને કમળ વડે પાણી શોભે છે અને કમળ ને પાણી વડે સરોવર શોભે છે.

પગલે પગલે રત્નોની ખાણો ભરેલી છે, અને યોજને યોજને રસની કુંપીઓ ભરેલી છે. પણ ભાગ્યહીનને આ પૃથ્વીમાં કાંઇ મળતું જ નથી.

લક્ષ્મી અન્યનો આશ્રય કરે છે, તેમજ પૃથ્વી પણ બીજાનો આશ્રય કરે છે; માત્ર કીર્તિજ પતિવૃત્તા છે, કે જે બીજા પુરૂષનો આશ્રય કરતી નથી. (સારાંશ કે માલેકનું મૃત્યુ થયા પછી લક્ષ્મી અને પૃથ્વી બીજાની પાસે જાય છે, પણ કીર્તિ તો મરનારની સાથે જ રહે છે.)

આકાશમાં બધા તારાઓ ઉગે છે, તે બધાનું અલંકારરૂપ ચંદ્ર છે. સ્ત્રીઓનું આભૂષણ પોતાનો સ્વામી છે. પૃથ્વીનું ભૂષણ રાજા છે, અને સર્વ મનુષ્યનું આભૂષણ વિદ્યા છે.

હાથીથી હજાર હાથ છેટે રહેવું, ઘોડાથી સો હાથ છેટે રહેવું. શીંગડાવાળા પશુઓથી દશ હાથ છેટે રહેવું અને દુરજન માણસથી તો તે સ્થાન છોડી ચાલ્યા જવું.

અહો, દૈવી પ્રેમ દૂરથી પણ શોભી નીકળે છે, કારણ કે ચંદ્રમા આકાશે હોવા છતાં ચકોરના મનને આનંદ પમાડે છે.

ઝાંઝવાના જળથી પાણીની તરસ મટતી નથી, લાકડાના લાડુથી ક્ષુધાની શાન્તિ થતી નથી, પાણીને વલોવવાથી માખણની આશા રખાતી નથી; તેજ પ્રમાણે મુરખની મિત્રતાથી ઉદયની આશા રાખવી તે ફોકટ છે.

સ્વામીના કાર્ય માટે મરણ પામનાર સેવકનો અક્ષય સ્વર્ગવાસ થાય છે. એટલું જ નહિ પણ દુનિયામાં પણ તેની કીર્તિ અક્ષય રહે છે.

અંધાને અંધો કહે, કડવાં લાગે કેણ;
ધીરજથી જઈ પુછીએ, કેમ ખોયાં ભાઇ નેણ.

દુષ્ટ જનાવરો, ઝેરવાળાં જનાવરો, શીંગડાંવાળા જનાવરો તેનાથી હંમેશાં દુર રહેવું અને નીચ લોકોની સેવા-નોકરી કરવી નહિ, કેમકે ઇંદ્રવરણું ઉપરથી સારૂં દેખાતું હોય પણ અંતરમાં હંમેશાં કડવાશ રહેલી હોય છે.

સંપત્તિ તથા વિપત્તિમાં મન સમાન રાખવું, કેમકે આ લોક જ હંમેશાં દુઃખથી ભરેલો છે. તેથી સુખદુઃખ આવતાં વાર લાગતી નથી. પણ જેનું મન હંમેશાં કેળવાએલું છે, તે કષ્ટ દેખી કદિ પણ દુઃખથી ગ્લાનિ પામતો જ નથી.

શ્રીરામચંદ્રજી તથા લક્ષ્મણજીને નાગપાસ બાણથી ગરૂડે છોડાવ્યા ત્યારે તેને અતિશે ગર્વ થઇ ગયો હતો. તે ગર્વનું નિવારણ કરવા માટે શંકર પાસે કૈલાસમાં ગયા, પણ ત્યાં મનનું સમાધાન થયું નહિ, એટલે બ્રહ્મા પાસે આવ્યા, ત્યાં પણ શાંતિ થઇ નહિ. છેવટે કાક ભુશંડી ઋષિ પાસે સત્સંગ કરવાથી ગરૂડજીના ગર્વનું નિવારણ થયું.




## ભ્રાતૃપ્રેમ.

એક દિવસ રામચંદ્રજી, સીતાજી ને લક્ષ્મણજી રાત્રીને વખતે એક વૃક્ષની નીચે શાન્તિથી બેઠાં હતાં, એટલામાં તેમના શ્રવણે કોલાહલ પડયો, તુરત રામે લક્ષ્મણને કહ્યું, ભાઇ લક્ષ્મણ, જરા ઝાડ

ઉપર ચડી જુવો તો ખરા, આ શું છે ? લક્ષ્મણ ઝાડ ઉપર તુરત ચડી જોવા લાગ્યા તો ભરતને મોટા સૈન્ય સાથે જંગલમાં આવતા જોયા. તુરત પોતે આક્રંદ કરી કરી કહેવા લાગ્યા કે ભાઇ હવે ચેતો. ભરત આપણને મારવા જંગલમાં મોટું સૈન્ય લઇ આવે છે. માટે તેનો વધ કરવો જોઈએ ! રામે કહ્યું, લક્ષ્મણજી, જરા શાન્ત થાઓ. " ભાઇઓનો વધ કરી રાજ્યપદ ભોગવવા મારી ઇચ્છા નથી, કારણ કે જે સુખ મારા ત્રણે ભાઇઓને ન હોય તે સુખ હું ઇચ્છતો નથી."

જ્યારે ક્રોધ ચડે ત્યારે મનુષ્યે મૌનપણું ધારણ કરી તે સ્થાન એકદમ મુકી દેવુ જોઇએ. એટલે થોડીવારમાં શાન્તિદેવીનું રાજ્ય થતાં ક્રોધનું કાંઇ ચાલી શકશે નહિ. માટે જ મહાન પુરૂષોએ કહેલું છે કે "ખામોશ ખાવી એના જેવી બીજી એકે ઉત્તમ ઔષધી નથી."

ધૃતિ, ક્ષમા, દમ, અસ્તેય, શૌચ, ઈંદ્રિયનિગ્રહ, બુદ્ધિની ખીલવણી, વિદ્યા, સત્ય અને અક્રોધ એ દસ ધર્મનાં લક્ષણ છે.

### નઠારૂં શું ?

બાળ મુરખ શું મેળ, બાળ જે પાપે રળવું;
બાળ નિર્લજ વેપાર, બાળ અણમળતે મળવું.
બાળ ગુણ વિણ રૂપ, બાળ વગડામાં વસવું;
બાળ બહુ બકવાદ, બાળ હરદમ જે હસવું.
વળી બાળ ઉપાસન ભુતનું, બાળ વિદ્યા વિણ નામને;
વળી બાળ દેહ દાતાર વિણ, બાળ વૃદ્ધ વિણ ગામને.
દેશ, જ્ઞાતિ, કુળ ધર્મનું, ઉર રાખે અભિમાન;
તે નરવર આ અવનીમાં, ખરેખરો ગુણવાન.

### પ્રીતિનાં બત્રીસ લક્ષણ.

હાકમ વિનય વિવેક, શાણપણને સત્ય જેમાં;
વિદ્યા વધુ શુભ વાત, પ્રિય પોશાક તેમાં.
નાદ નૃત્ય કવિ ગાન, દાન ડહાપણ ગુણ અર્થે;
કરમ શરમ નરમાઇ, ન્યાયી કુળ શુર સમર્થે.

જપતપ જુક્તિ જર જો મળે, લાયક મલ્લ નટ રીતનાં;
પેખક લેખક શામળ કહે, લક્ષણ બત્રીસ પ્રીતનાં.

## જેમ્સ એલનના વિચારો.

જેમ્સ એલન કહે છે કે વિચાર બળથી જેવી રીતે તમે તમારા અંતરને રચશો, તેવી રીતે તમારી જીંદગી અને સંજોગો આકાર લેશે. તમારા હૃદયના ઉંડાણમાં તમે જે કાંઇ વિચાર કરશો તે વહેલે અથવા મોડે, પ્રત્યાઘાતની ક્રિયાના નિયમ અનુસાર, તમારી બાહ્ય જીંદગીમાં આકાર લેશે.

કોઇ પણ જાતની બીક રાખવી અથવા ભવિષ્ય માટે દુઃખી થવું એ એક ગુલામગીરીનું કાર્ય છે. એક બંદીખાનાની કેદ છે. દુઃખી, રોગી અને કંગાલ થવાનું દ્વાર છે. કોઇ પણ ચીજથી બીવું અથવા તેના પરિણામની બીક રાખવીએ એવું દેખાડે છે, કે આપણે અજ્ઞાન છીએ; કારણ કે અજ્ઞાનતા બીકને જન્મ આપનાર, ને મનુષ્ય પર જુલમ કરનાર જુહાક છે, અને એ જ અજ્ઞાનતા મનુષ્યને ગુલામગીરીની બેડીમાં બાંધે છે.

મનમાં જે બાબતોનો ભય હોય છે તે બહાર મુર્તિમાન થાય છે. બીકના સબબે વાળ સફેદ થઇ જાય છે. ભયના સબબે માતાના સ્તનનું દૂધ વિષમય થઈ જાય છે, ચિંતાઓથી મગજશક્તિ દબાઇ જાય છે. ગર્ભમાં રહેલા બાળકના શરીર ઉપર માતાના વિચારોની મૂર્તિની છાપ પડે છે; અને બીક અને વિચારના કારણે રોગનો ફેલાવો થાય છે, એ નિર્વિવાદ છે. માટે હંમેશાં પ્રસન્ન ચિત્તે જીંદગી ગુજારવી.

પ્રેમ એજ સ્વર્ગ છે અને સ્વર્ગ એ જ પ્રેમ છે. એ રીતે સ્વર્ગ કહો અથવા તેથી પણ વધુ ઉત્તમ પ્રભુ પરમેશ્વર કે પરમાત્મા પ્રેમનું અખંડ સ્વરૂપ છે અને તેથી પરમેશ્વરરૂપ થવા ઇચ્છનારે એ પ્રેમ મેળવવાનો અભ્યાસ કરવો જોઇએ.

## પ્રોબ્લેમ ઓફ લાઇફનો લેખ.

કોઈ ધનને ચાહે છે, કોઇ પ્રજાને ચાહે છે, તો કોઈ અધિકારને ચાહે છે. કોઇ જ્ઞાનને ચાહે છે તો કોઈ દંભને ચાહે છે! કોઈ કલાને ચાહે છે તો કોઈ કલમને ચાહે છે, તો કોઇ સાહેસાઇને ચાહે છે તો કોઇ મોતને ચાહે છે. તેમાં મુખ્યત્વે એ છે, કે જે ચીજમાં તેઓએ સુખ માન્યું હોય, તેને જ સુખનાં કારણરૂપ ધારી તેમાં જ સુખ શોધે છે.

મનુષ્ય શરીર તદ્દન અમર નહિ થઈ શકે એ બનવાજોગ છે. પરન્તુ મનુષ્યના જન્મથી તેના મૃત્યુના દિવસ સુધીમાં જે જીવનના દિવસો હોય છે, તેમાં અટકાવ વગર વૃદ્ધિ તો થશે જ. એટલું જ નહિ પણ કોઇ એમ કહી શકશે નહિ કે અમુક મનુષ્ય અમુક દિવસો સુધી જ જીવી શકશે. તેની ઉમ્મરની કોઇ હદ નક્કી કરી શકશે નહિ અને ધીરે ધીરે મનુષ્યની ઉમ્મર વધતાં વધતાં જમાના બાદ મનુષ્યનું જીવન એટલું લાંબુ બનશે કે, હાલમાં તેનો કોઈ અંદાજ કાઢી શકે એમ નથી.

ખરેખર તંદુરસ્ત અને તાકાતદાર તેમજ ખૂબસુરત થવા માટે આપણે આપણને પોતાને પીછાનવાની અગત્ય છે. માણુસ 'નસીબ' નો ગુલામ નથી. અથવા પામર પ્રાણી નથી. દરેક માણુસ પોતાની કિંમત પોતે જ અંકાવે છે, અને તેથી તે થએલી ભુલો પણ સુધારી શકે છે, એ ભુલો તેના પોતાના માટેના હલકા વિચારો, રોગ, મોત, દારિદ્રતા અને દુઃખના વિચારોમાં સમાઈ જાય છે.

આ દુનિયામાં કેટલાક નસીબને માને છે, અને કેટલાક ઉદ્યમને માને છે. પણ યાદ રાખવું કે "બી વાવે તો તે ઊગે જ." મહેનત કરો, તો ફળ પ્રાપ્ત થાય જ.

કાળ, સંજોગ, સ્વભાવ, પૂર્વ કરેલાં કર્મ, અને પુરૂષાર્થ એ પાંચ યોગ વિના કાર્ય ફળીભૂત થઇ શકતું નથી.

## પ્રખ્યાત પુરૂષોનાં વચનો.

સુખ કે દુઃખ માણસના હાથમાં છે જ નહિ, એ તો સિદ્ધ વાત છે. ત્યારે સુખમાં ફુલાઇ જવાથી પ્રાપ્ત થતી હલકાઇ અને દુઃખમાં રડવાથી પ્રાપ્ત થતી દીનતા, એજ માત્ર ઉભયથી વિહ્વલ થનારને પ્રાપ્ત થાય છે.

જેઓને મરણનો ભય છે તેનાથી કોઈ પણ પાપકર્મ થતું નથી, અને જેમને મરણની માહિતી જ નથી, અને પોતાને હંમેશાં અવિનાશી સમજે છે તેઓ પોતાની મનસ્વી રીતે ચાલી પાપરૂપી પુંજીનો વધારો કરે છે. કોઇ વખતે રોગ અને બીકના પંજામાં સપડાય છે, ત્યારે તેઓને સહજ વાર પોપટીઉં જ્ઞાન થાય છે, પણ મહાન પુરૂષના સમાગમ વિના ખરૂં રહસ્ય સમજાતું નથી.

આપણો એક વ્હાલો મિત્ર, પુત્ર કે સ્ત્રી જ્યારે મરણ પામે છે, ત્યારે આપણે કહીએ છીએ કે "જેનો આ દુનિયામાં ખપ છે તેનો ઇશ્વરને ત્યાં પણ ખપ છે." એમ કહી દિલગીરી ઓછી કરીએ છીયે. પણ તેથી અંતરની દિલગીરી લેશમાત્ર ઓછી થતી નથી. એ તો દુનિયામાં ખોટા દિલાસારૂપ છે. પાપી મનુષ્યના મરણને વખતે પણ આપણે તે સ્વર્ગે ગયો એમ મિથ્યા બોલીએ છીએ; પણ સત્કર્મ વિના કાંઇ સ્વર્ગ મળી શકતું નથી.

દુઃખો ત્યાંસુધી જ આવે છે કે જ્યાંસુધી આપણી વૃત્તિ મોહ માયામાં લપટાએલી હોય છે; દુઃખો ત્યાં લગી આવે છે કે જ્યાંસુધી આપણે અનેકને ચાહીએ છીએ, ને બીજાને ધિક્કારીએ છીએ; દુઃખો ત્યાંસુધી આવે છે કે આપણને માયાનો મોટો મોહ હોય છે. જ્યાં-સુધી હૃદય પવિત્ર થયું નથી અને આત્માની શાંતિ થઇ નથી ત્યાં-સુધી કદિ સત્ય સુખનો ભાસ થવાનો નથી. શાંતિ પ્રગટી કે સુખનો માર્ગ ખુલ્લો થયો.

કહેવાતા સદ્ગુણને બદલે હૃદયની દીનતા એક દુર્ગુણ છે. દીનતા ખુશામતમાંથી જન્મ પામે છે, અને જે કોઇ માણસ તેનો

ઢોંગી પોશાક પહેરે છે, તેને તે નબળો, સળેખો બનાવી દે છે. ખુશામત બીકની પુત્રી છે, અને જ્યાં સુધી બીક નાશ પામતી નથી, ત્યાં સુધી માણુસ પૂર્ણ તંદુરસ્તી કે તાકાત મેળવી શકતો નથી. વિનતાથી મહત્વેચ્છા હમેશાં દૂર જ રહે છે, અને મહત્વેચ્છા વગર માણુસ આગળ વધી શકતો નથી. દીનતા માણુસનો નાશ કરનાર છે.

કોઇ પણ મનુષ્ય જ્યારે નવા કાર્યની શરૂઆત કરે છે, ત્યારે "બીજાઓ શું કહેશે ? સારૂં કે નરસું કહેશે! આબરૂને ધોકો તો નહિ પુગે !" વગેરે વિચારો કરે છે, તેનાથી નવીન હુન્નર–ઉદ્યોગના આરંભેલા કાર્યમાં કદિ પણ વિજયમાન થવાતું જ નથી.

આપણે હમેશાં આપણામાં જ વિશ્વાસ રાખી આગળ વધવું. બીજા ઉપર જેમ બને તેમ થોડો ભરોસો રાખવો.

ઉદ્યમ, સાહસ, ધૈર્ય, બુદ્ધિ અને શક્તિ તેમજ પરાક્રમ એ ૭ વસ્તુઓ જ્યાં રહે છે, ત્યાં દેવતાઓ પણ સહાય થાય છે.

વિજય મેળવવાને માટે મીસિસ **એની બેઝંટ** કહે છે કે કુદરતના નિયમોની કોઇ આજ્ઞાઓ નથી, પણ તેઓ કદી નહિ ઉલંઘન કરી શકાય એવા પરસ્પર સંબંધ ધરાવતાં સત્યો છે. આપણે સૃષ્ટિના લાચાર જીવો નથી. કુદરતના નિયમોનું જ્યાં સુધી આપણુને યોગ્ય જ્ઞાન થતું નથી, ત્યાંસુધી જ આપણે અસહાય સ્થિતિમાં નિર્બલ રહીએ છીએ, અને તેનું જ્ઞાન થયા બાદ તેઓ આપણા દાસ થાય છે. તેનું જ્ઞાન થતાં આપણે તેના ઉપર આપણો અધિકાર જમાવીએ છીએ, તેને ફેરવી શકીએ છીયે અને તેને ઉલટ પાલટ કરી આપણું હિત સાધવા માટે ઉપયોગમાં લઇ શકીએ છીએ.

## ચિંતા અને ચિતા.

ચિંતા, ચિતા. એક મીંડાની અદ્દભુત શક્તિ ! જેના મનમાં ચિંતાએ વાસ કર્યો છે, તેને અમૃત હલાહલ સરખું છે. તેને કાન્તા સર્પ સરખી છે, પુષ્પ બાણુ સરખાં છે. તેને ભોજનનો અને જાતનો અભાવ થાય છે. તેને વૈભવ વેરી છે. શૈયા ચિંતા છે. જીવીતની

અને લાજની ઉપેક્ષા થાય છે. ચિંતાથી નથી ચલાતું-નથી રમાતું-નથી ગવાતું-નથી ઉઠાતું-નથી બેસાતું-નથી ઉંઘાતું-નથી જગાતું-મહાસાગરમાં સ્વચ્છંદે રમતાં માછલાંઓને જળમાં પરોવી પારધી જેમ તેની સર્વે વૃત્તિઓ ખેંચી લે છે, તેમજ સંસાર સાગરમાં પૂર્ણાનંદમાં મહાલતા મનુષ્યોને પકડી લઇ આ ચિંતારૂપી વાઘેણ નાગણની પેઠે તેનું રક્ત ચૂસી લે છે. જેણે ચિંતાના ઘરમાં પ્રવેશ કર્યો, તેનું સર્વસ્વ ગયું. રાજાએ રાજ—વામાએ કાંતા—માતાએ પુત્ર—સુજ્ઞજને બુદ્ધિ અને વીરજનોએ વીર્યનો ત્યાગ કર્યો છે, તે એ ભુંડી ચિંતામાં ગરકાઇને જ. સર્વથા ચિંતા કોઈ અપૂર્વ મ્લેચ્છ શક્તિજ છે.

ચિતા મુએલાંને બાળી ખાખ કરે છે. પણ તે જ્યારે મીંડા યુક્ત ચિંતાનું સ્વરૂપ ધારણ કરે છે, ત્યારે તો તે જીવતાને બાળી તેની પણ ખાખ કરી નાખે છે.

ચિંતાથી ચતુરાઇ ઘટે, ઘટે રૂપ ગુણ જ્ઞાન;
ચિંતા બડી અભાગણી, ચિંતા ચિતા સમાન.

---




## સુબોધ કાવ્ય.

વડીલ ને માબાપનું, કહ્યું ન ધરે કાન;
સુધરેલો વિદ્વાન પણ, તોયે સમજવો શ્વાન.
"જમાનો આ દીવાનો છે, ઝપાટો ઝેરી વાનો છે;
જવાનો તે જવાનો છે, નકામો નાંખશે બાળી.

હશે જે હોંશ હૈયામાં, રખડશે રાખ શૈયામાં;
પ્રથમથી ધ્યાન પૈસામાં, જરા તું ઝાંખ સંભાળી.
આશાનો આશરો ખોટો, ખરે નિર ઝાંઝવા જોટો;
વિચારો વા તણો ગોટો, જશે સઉ વાયરે ચાલી.
ફરે શું ફંદમાં ફુલી, ગયો કેમ ભાનને ભૂલી;
જુબાની ત્યાં જશે ભૂલી, નિયમ જો નેહથી ન્યાળી.
નકામી મોહ ને માયા, નકામી છે નકી કાયા;
જુઠી છે જગતની છાંયા, વૃથા શંકર મુકે બાળી.
સજી લે સર્વ શાણા તું, ત્વરાથી અંત ટાણાનું;
નથી કાંઇ કામ નાણાનું, જવું લઇ હાથને ખાલી."
ભણી ભણીને ભટકતા, એક દેશી વિદ્વાન;
નોકરી કેરા તાનમાં, ગયું દેશનું માન.
આવ્યો જમાનો અજબ દીવાનો, કેળવણી થઇ સોંઘી;
ભણી ગણી નર ઘર ઘર ભટકે, નોકરી થઇ ગઈ મોંઘી.

**અક્ષય વસ્તુ.**

સદ્‌ગુણી મનુષ્યોને પરમેશ્વર વિશેષ ધીરજ આપે છે.

નમ્રતા, શૌર્ય, પાંડિત્ય અને ઘણા મિત્રો એ વસ્તુને ચોર લોકો ચોરી શકતા નથી. અર્થાત્ એ વસ્તુ અક્ષય ભંડારરૂપ છે.

પ્રથમ તમારા પોતાનામાં શ્રદ્ધા રાખો અને પછી ઇશ્વરમાં આત્મશ્રદ્ધાવાળા મુઠીભર મનુષ્યો આખા જગતને ધ્રુજાવવાને શક્તિવાન છે. લાગણીવાળા હૃદયની, વિવેકવાન બુદ્ધિની અને કામ કરવાને સશક્ત શરીરની આપણને જરૂર છે. જ્યારે બુદ્ધિ કંઇક કહે અને હૃદય કંઇક કહે ત્યાં હૃદયનુંજ કહ્યું કરો.

પાઇની પણ મુડી વગરના આત્મશ્રદ્ધાવાન મનુષ્યો મહાનમાં મહાન કાર્યો કરી શક્યાં છે; જ્યારે આત્મશ્રદ્ધા વિનાની અબજોની મૂડી પણ નિષ્ફળ નીવડી છે.

## લલાટ લેખ.

"લખ્યું હશે જે વિધિએ લલાટે, કદિ ન ફરશે તે શિર સાટે;
મિથ્યા મરે માનવી યત્ન ધારી, લખેલી મિથ્યા કદિ ના થનારી."

## સ્વભાવ બદલાય નહિ.

લસણના છોડમાં કસ્તુરીનું ખાતર નાંખો, લીંબડાને હંમેશાં સાકરનું પાણી સીંચો! કરીઆતાના ક્યારામાં ગોળ ભરો, હીંગને હજાર વર્ષ સુધી લવીંગના પાસમાં રાખો, કોયલાને સો વખત દૂધમાં ધુઓ, પણ કદિ સંસ્કારના કુસંગતની રંગત ટળતી નથી.

## જ્ઞાનમાળા.

નથી આહીં સદા રહેવું, કરે તું આશ્રમો મોટા;
ભરોસો રાખવો ખોટો, જગતનાં કાર્ય સહુ ખોટાં.
નશીબનાં નખરાં થકી, રામ ગયા વનવાસ;
સતી તારા દાસી બની, હરિશ્ચંદ્ર નૃપ દાસ.
જે મતિ પાછળ ઉપજે, એ માત આગળ હોય;
કંથ કહે છે કામિની, વિઘ્ન ન વેઠે કોઇ.
મોજાં પેઠે ચળિત આયુષ્ય, નકી સહુ બ્હાર યુવાનીના;
ઝાઝા દિન ટકે નહિ, વ્યર્થ છે સંકલ્પજેવા બધા.
વિધુતના ચમકાર સમાન, સહુ છે ભોગ સંસારના;
માટે ત્યાગી વિષય સુખને, શરણ જા ભગવાનના,
કરે ઉપકાર અવરનો, એ સજ્જન છે ખાસ,
સુખડને સળગાવતાં, આપે સરસ સુવાસ.
સાગર સરિતા સંત જન, અન્ય પશુ વૃક્ષ જેહ;
પરમાર્થને કારણે, રહ્યાં સૃષ્ટિમાં એહ.
વેશ્યાના વિલાસથી, જાય સુખ ને સાજ;
વેશ્યાના વિલાસથી, રંક મોટા મહારાજ.
વેશ્યા જીવતી ડાકિની, સર્વ મનુષ્યને ખાય;
જીવતાં ખાયે કાળજાં, મુએ નર્ક લઇ જાય.

સંસારમાં કોની દશા, જે સ્થિર રહેતી સર્વદા;
રાત્રિ દિવસવત ઘુમતી, સર્વત્ર શાન્તિ આપદા.
જે આજ રાજા થઇ રહ્યા, કાલે ભિખારી થાય છે;
જે આજ ઉત્સવ મગ્ન, આશાભંગ કાલ જણાય છે.
સંસાર સાગરની મહીં, દુઃખ દુઃખ ને દુઃખ;
કર્યું ભોજન મિષ્ટ પણ, આખર ભૂખની ભૂખ.
મિત્રો તેનું નામ, બજાવે બંધુ સેવા,
મિત્રો તેનું નામ, સુખ દુઃખ અંગે સ્હેવા.
મિત્રો તેનું નામ, ભોગ દઇ દુઃખ જ પામે;
મિત્રો તેનું નામ, દુઃખમાં સ્હાય જ આપે.
વળી સ્વાર્થને અળગો કરી, જે મિત્ર હિતને જાણતા;
તે સન્મિત્રો સમજવા, બાકીના પત્થર જાણવા.
ધર્મ નિપુણ જે વિરલા, તેનું કોણ લે નામ;
તલવારો તુટી પડે, રક્ષક છે શ્રી રામ.
બુરી હાય ગરીબની, કબુ ન ખાલી જાય;
મુઆ ઢોર કે ચામસેં, લોહા ભસ્મ હો જાય.
જહાં દયા ત્હાં ધર્મ હે, જહાં લોભ તહાં પાપ;
જહાં ક્રોધ તહાં કાળ હે, જહાં ક્ષમા તહાં આપ.
રામ નામ જાણ્યો નહિ, કયા ન હરિસેં હેત;
તાસે જનુની ભારે મુઇ છે, પત્થર પડયા પેટ.
હરિકી ભક્તિ બીના, ધિક્ જીવન સંસાર;
ધુંવા કેરા ધોલરા, જાતે ન લાગે વાર.
મનુષ્ય જન્મકો દીયો, જાતે ન લાગે વાર.
અપને કરને આપકો, કહાં બંધાયે ફંદ.
રામ બીસારીયો બાવરા, અમરજ કીનો યેહ;
ધન જોબન ચલ જાયગા, અંત હોયગી ખેહ.
આજ કાલ દીન પંચમે, જંગલ હોગી બાસ;

ઉપર લોકહી ફીરંગે, ઢોર ચરંગે ઘાસ.
સબ જાતમેં બુરી જાત, બનીઆ બડા કસાઇ;
છોટે જી કું બચાનેકું, મારે સગા ભાઈ.
જમ જમાઇ ઓર જાચક, તીનું એક સ્વભાવ;
લીયા લીયા ઓર લેગા, લેને ઉપર ભાવ.
કાણીઆ નર કોક સાધુ, કોક દાતા માંજરા;
ખોખડ દંતા કોક મૂર્ખા. કોક નિર્ધન ટાલીયા.
નોકર બિચારા કયા કરે, પરાઇ રોટી ખાય;
બુલાય આધી રાતકું, જી જી કરતા જાય.
ભુંડામાં ભુંડી ચાકરી, તેથી ભુંડો ભાર,
તેથી ભુંડું માગવું, જે સોમ કહેવો દાતાર.
ચોર શુકન ને બારરે, માગણ કશુ ન જાય;
ચાકર બિચારા કયા કરે, જો માલ પરાયા ખાય.
પાસો, ભેંસો, અગન, જળ, ઠગ, ઠાકોર, સુનાર.
એ તાં ન હોય આપણાં, અજ, વાનર, કુનાર.
નહિ શીંગ નહિ પૂછડું, નહિ કરવધન નિદાન;
વચનથી વરતાય છે, અકુલીન કે કુળવાન.
બારકોસી ભાષા બદલે, તરૂવર બદલે શાખા;
જાતે દહાડે કેશ બદલે, પણ લખણ ન બદલે લાખા.
ખોદેગા સો પડેગા, તુમ ફીકર ન રખો ભાઇ;
ચીઠી આપી બ્રાહ્મણને, ગધ્ધે ચડયો નાઇ.
ધર્મ ઘટતે ધન ઘટે, ધન ઘટે મન ઘટ જાય;
મન ઘટે મહીમા ઘટે, ઘટત ઘટત ઘટ જાય.
પાંચ કોસનો હોય પ્રવાસ, ભાતું લ્યોછો કરી તપાસ
આતો છેટું જાવું ઘણું, બાંધો ભાતું પરભવ તણું.
બ્હોત ગઇ થોડી રહી, મન આતુર મત હો;
ધીરજ સબકો મિત્ર હે, કરી કમાઇ મત ખો.

હરિ ભજવો હક બોલવો, દોનું બાત અવલ;
તુલસી કો ન ઉતરે, આઠે પહોર અમલ
સોબત સેં સુધર્યા નહિ, વાકે બડે અભાગ;
સોબત સે બીગડયો નહિ, વાકે બડે સુભાગ.
કરત કુસંગ ચાહત કુશળ, એહી બડા અફસોસ;
મહિમા ઘટયો સમુદ્ર કો, રાવન બસ્યો પડોસ.
રાગ વિના રાગોડે, નિર્ધનીઓ કુટાય;
નબળો સબળાને ગુણ કરે, તે આટાલુણમાં જાય.
જાયા તે જાવાના, રાજા હો કે રંક,
વૃદ્ધ, બાળ જુવાન પણ, ઝડપે જમ નિશંક.
જબ લગ પૈસા હાથમેં, તબ લગ ઉસકે યાર;
સાંઇ ઈસ સંસારમેં, સ્વાર્થકા વ્યવહાર.
લક્ષ્મી વિના લપોડ, ચતુર્ભુજ ગાયો ચારતા;
થઇ બેઠા રણછોડ, મેરામણ મથ્યા પછી.
માત કહે મેરો પુત સપુતર, બ્હેન કહે મેરો સુંદર ભઇયા;
તાત કહે મેરે કુલકો દીપક, લોકમેં અતીશય લીન બધઇયા.
વહુ કહે મેરો પ્રાણ પિયારો, સાસ કહે મેં લેઉં બલઈયાં;
કવિ ગંગકહે સુનો શાહઅકબર, જીનકી ગાંઠ સપેત રૂપઇયા.

## ગ્લેડસ્ટનના વિચારો.

ગ્લેડસ્ટન કહે છે કેઃ—"મારૂં અર્ધ જીવન પુરૂં થઇ જતાં સુધી હું મારાં વર્તનનો વિચાર કેવળ મારી પોતાની જાત પુરતો જ કરતો હતો. મારા વર્તનનો લોકો શો અર્થ કરશે અને તેમના પર તેની કેવી અસર થશે, એનો મેં પૂર્વ વયમાં કદિ પણ વિચાર કર્યો નથી.

મનુષ્ય પોતાનું જીવન કોઈ ઉપયોગી કાર્યમાં રોકે છે કે નિરૂપયોગીમાં રોકે છે; એટલા ઉપરથી તેના જીવનનું ખરૂં મૂલ્ય નક્કી કરી શકાતું નથી; પણ તે કેટલે સુધી ત્યાગી બન્યો છે, અને નિરભિમાની બન્યો છે, તે ઉપરથી તેના જીવનનું મૂલ્ય આંકવું જોઇએ."

મહાત્મા ટોલ્સ્ટોયે પોતાની નિત્ય નોંધમાં ઉપયોગી નોંધ નીચે પ્રમાણે કરેલી છે :—

૧. કોઈ પણ અંતરાયની પરવા ન કરતાં સ્વીકારેલું કાર્ય પાર પાડવું.

૨. તે કાર્ય બને તેટલી ઉત્તમ રીતે કરવું.

૩. મનની સર્વ શક્તિઓને ચૈતન્ય આપવું.

૪. કોઇ તરફથી આપણને કાંઇ અડચણ થતી હોય તો પ્રથમ તેને તેનો ભાસ કરાવવો અને એટલેથી પણ તે ન સમજે તો તેને સ્પષ્ટ પણ નમ્રતાથી કહેવું.

૫. માનવ જન્મની સફળતા માટે પરોપકાર એ ફરજરૂપ છે.

## મોરલીનું મહત્ત્વ.

કેટલાક ભક્તજનો કહે છે કે શ્રી કૃષ્ણ પરમાત્માની વાંસની મોરલીના શું પુણ્ય હશે કે હંમેશાં શ્રી કૃષ્ણ પરમાત્મા પોતાના મોઢા આગળ રાખે છે. તેનું વર્ણન નીચે પ્રમાણે છે.

એક હલકી કોમનો બાળક કાશીમાં આવી રહેલો હતો. ત્યાંના વિદ્વાન બ્રાહ્મણે પોતાની પુત્રીને બાળકના ઉત્તમ આચરણો જોઈ પરણાવી. જ્યારે તેને બાળકો થયાં ત્યારે તેનો સંબંધ હલકી કોમમાં હોવાથી થાય નહિ, ત્યારે સ્ત્રીએ ગભરાઈને અગ્નિમાં પ્રવેશ કર્યો; ને પ્રાર્થના કરી કે હે વિભુ! જો મેં મારા સ્ત્રી ધર્મમાં કચાસ ન રાખી હોય તો અત્યારે હું પતિત બની છું તેને પાવન કરજો. એ સ્ત્રી જયાં બળી મુઈ ત્યાં વાસ ઊગ્યો. એ વાંસની મોરલી બનાવી, શ્રીકૃષ્ણ પરમાત્માએ પોતાના અધર ઉપર ધરીને તે સ્ત્રીને પાવન કરી છે.

કડવી દવા વિના ભયંકર રોગ મટતો નથી, તેમ ખરી શિક્ષા વિના સંસાર સુધરતો નથી.

## હિંદનું કલ્પવૃક્ષ.

હિંદુસ્તાનમાં ૩૧॥ કરોડની વસ્તી છે, તેમાં ૨૧ કરોડ ખેડુતો, ૭ કરોડ મજુરો, ૨ કરોડ વેપારી, ૮૦ લાખ વકીલ-બારીસ્ટરો તથા

સરકારી ને ખાનગી નોકરો, ૮૫ લાખ જમીનદારો ને તાલુકદારો, ૧૬૨૨૮ રાજા–મહારાજા છે. આ ઉપરથી સિદ્ધ થાય છે, કે સર્વથી વિશેષ વસ્તી ખેડુતોની છે. માટે તેને સુધારવા લક્ષ રાખવું જોઇએ કારણકે ખેતીથી સર્વનું કલ્યાણ થાય છે. જો ખેતી ન હોય તો આખી સૃષ્ટિના લોકો બહુ જ હેરાન થાય. માટે ખેતી એ હિંદમાં ખરેખર કલ્પવૃક્ષ છે. કલ્પવૃક્ષના સેવનથી દુઃખ દરિદ્રતા ચાલી જાય છે. પણ કલ્પવૃક્ષ નીચે બેસી ચિંતન કરવું એ આપણું કર્તવ્ય છે.



## પુલછાબ ત્રેવીસમી.

### જીવને શિક્ષા.

હે! જીવ સમજ. હે! જીવ સમજ, આ જાય અમુલખ ટાણું;
રામ ભજી લે પ્રેમથી, ફરી નહિ, મળે ખરચે નાણું.
નથી સગું કોઇ (૨) તારૂં અવનિમાં ભાઇ;
અંત વખતે તું જાણજે, કદિ નહિ રહેવા દે પાઇ.

હે મનુષ્ય! તું મોહરૂપી અંધારી રાત્રિમાં સોડ તાણી કુંભકર્ણની પેઠે કેમ સૂતો છે? જાગ! જાગ!! તારૂં આયુષ્ય વૃથા જાય છે. મોક્ષરૂપી ટ્રેન ઉપડયા પછી તારે અધવચ રહી જવું પડશે. કેમકે ગયો સમય પુનઃ લાખો ઉપાયે હાથ આવતો નથી. જો ને મોટા મોટા વીર નરો, કે જેની હાક હિંદમાં ચારે તરફ ગાજી રહી હતી, તેવા નાદીરશાહ, ઔરંગઝેબ, મહમદ ગીજની, પૃથુરાજ, પ્રતાપ રાણો, ઇત્યાદિ શું અવિચળ રહ્યા? ના ના!! તેમને પણ પોતાના

હથિયારો પૃથ્વી ઉપર મુકી કાળને શરણ થવું પડ્યું! તો તારી શી તાકાત છે, કે તેના સામું અર્ધો કલાક કે એક ક્ષણ પણ ઉભો રહી સવાલ-જવાબ કરે? માટે તું તારૂં હિત કદી ચુંક નહિ. કેમકે અવસાન કાળ દરેકને આવશે એ નિર્વિવાદ છે.

આ સંસાર જ સ્વાર્થમય છે. સગાં-કુટુંબી, ભાઈ-ભગિની, સહુ આપણે સુખી હોઇએ તો સગપણ કાઢી, મીઠી મીઠી વાતો કરે, પણ જ્યારે આપણા માથે દુઃખ આવે કે આપણો દેહ છ માસ ખાટલામાં રહે, તો વહાલેશરી પણ 'ક્યારે મરે'! એમ વાટ જોઇ બેસે છે, કેમકે પાણી ખુટી ગયા પછી નદીની, મનુષ્ય તથા પક્ષીઓ સંભાળ લેવા જતાં નથી, માટે આળપંપાળ મુકી શ્રીહરિને તાબે થઈ હરિનું સ્મરણ ચુકવું નહિ.

## સ્વભાવનું ઓસડ નથી.

દરિદ્રી ધનવાનના પ્રસંગમાં રહ્યો છતાં, પણ લક્ષ્મીવાન થતો નથી. મૂર્ખ પંડિતના સમાગમમાં રહ્યો છતાં પંડિત થતો નથી. જવાસાને જીવનરૂપ વરસાદનું પાણી મળ્યા છતાં સતેજ થતો નથી. મરી કપુરમાં રહ્યા છતાં પોતાની તીખાશ કદિ છોડતું નથી. તે જ પ્રમાણે પાષાણ જળમાં રહ્યા છતાં જરા પણ કુમાશ ધારણ કરતો નથી; તેમ હૃદય મેળવી પ્રભુ ભક્તિ નહિ કરનારા દંભીઓ પણ પોતાના દોષોને તજી કદિ પણ ગુણવાન થતા નથી. શાસ્ત્રોમાં એકથી અનેક વખત કહેલું છે કે, "સ્વભાવનું ઓસડ નથી."

## બોધ વચન.

(૧) ઉદાર માણસો બીજાને આપીને શ્રીમંત બને છે ને લોભી માણસ સંગ્રહ કરીને રંક બને છે, ઇર્ષાવાન માણસ પોતાનું રક્ત બાળીને જીવન ગુજારે છે.

(૨) સાચને કદી આંચ આવનારી નથી માટે ખુશી પડે એવી મુશીબત આવી પડે પણ સત્યવાનને લેશ માત્ર અંતઃકરણમાં બીક રાખવી જ નહિ.

(૩) ઉત્સાહ, હિંમત, આનંદ અને આશા એ એવાં સાધનો છે કે જે બિમારને સાજા કરવામાં દવા કરતાં વિશેષ મદદ કરે છે. માટે સુજ્ઞપુરૂષે હમેશાં તેનું સેવન કરવા કદી પણ ચુકવું નહિ.

(૪) કાળ કોઇને કદી પણ છોડતો નથી માટે મનુષ્યે હમેશાં જ્યાંસુધી દેહમાં પ્રાણ છે, ત્યાંસુધી સદાચરણ છોડવું નહિ કેમકે તેથી પરલોકમાં અખંડ શાન્તિ રહે છે.

(૫) સુખ, દુઃખ, લાભ, હાની, વિયોગ, સંયોગ, હર્ષ શોક એ સઘળું પરમાત્માને આધીન છે.

(૬) ઉદાર પુરૂષને દ્રવ્ય તૃણ સમાન છે, શૂર પુરૂષને મરણ તરણા જેવું છે, વિરક્તને સ્ત્રી તરણા તુલ્ય છે, ને નિસ્પૃહીને સકળ જગત તૃણવત છે.

(૭) વિષયમાંથી જો અમૃત મળતું હોય તો તે લેવું. અશુદ્ધ વસ્તુથી સુવર્ણ મળે તો તે પણ લેવું, નીચ પુરૂષોથી ઉત્તમ વિદ્યા મળતી હોય તો તે પણ લેવી, ને નબળા કૂળમાંથી જો સ્ત્રીરત્ન મળતું હોય તો તે પણ લેવું.

(૮) સંપત્તિ, સરસ્વતી, સત્યના, સંતતિ, સત્ પુરૂષની કૃપા, સત્તા અને સારા કાર્યનો સંચય એ સાત સકાર મહા દુર્લભ છે. અર્થાત્ એ સર્વ સંજોગ એકાએક પ્રાપ્ત થતા જ નથી.

(૯) મન, મધુકર, મેઘ, માનિની, મદન, મૃત, મદ, મર્કટ, મત્સ્ય એ નવ મકારો ઘણા જ ચંચળ છે.

(૧૦) જેનું હૃદય દયાવાળું છે, જેઓ હંમેશાં સત્યભુષિત એટલે ખરૂં બોલનારા છે, અને જેના નશ્વર શરીરનો ઉપયોગ હમેશાં પરોપકારાર્થે થઇ રહ્યો છે, તેને કળીયુગ શું કરી શકે? તથા કાળ શું મારી શકે? એ તો સદેહે જ સ્વર્ગે બીરાજી રહ્યા છે.

(૧૧) જે માતા પુત્રના દર્શન માટે પ્રાણ ત્યાગ કરે છે, તે ક્રુર પુત્રો સ્ત્રીને માટે માતાનો પણ ત્યાગ કરે છે. (એટલે પુત્ર થવાને માતા અનેક પ્રયાસો કરે છે અને દુઃખ વેઠે છે, પણ જ્યારે તે

પુત્રો સ્ત્રીને સ્વાધીન થાય છે, ત્યારે માતાની સંભાળ પણ લેતા નથી.) એવા પુત્રની અસાર સંસારમાં કીર્તિ થતી નથી.

(૧૨) ગુણ સિવાય રૂપ નકામું છે, સદાચરણ સિવાય કૂળ નકામું છે, સિદ્ધિ વિના વિદ્યા નકામી છે, અને વૈભવ વિના દ્રવ્ય નકામું છે.

(૧૩) જગત પોતે ઝવેરી છે દરેક મનુષ્યની પરીક્ષા કરી રહ્યું છે માટે જગતને સુધારવા કરતાં પોતે જ સુધરવાના બનતા ઉપાયો લેવામાં આવે તો તેથી કલ્યાણનો માર્ગ નીકળે છે.

(૧૪) વિષ અને વિષય એમાં ઘણોજ અંતર છે, કારણકે વિષ ખાવાથી મરણ થાય છે પણ વિષય તો સ્મરણ માત્રથીજ નાશ કરે છે.

(૧૫) જો તમો ગાઢ મિત્રતાની ઇચ્છા રાખતા હો, તો ત્રણ વસ્તુઓનો અવશ્ય ત્યાગ રાખશો. (૧) સામું બોલવું, (૨) પૈસાની લેવદેવ, (૩) સ્ત્રી સાથે ભાષણ.

(૧૬) જેના ઘરમાં માતા નથી અને ભાર્યા અપ્રિયવાદિની છે, તેણે વનમાંજ શા માટે વાસ ન કરવો ? કારણકે તેને માટે ઘર અને વન સરખાં જ છે.

(૧૭) પારકી સ્ત્રીને માતા સમાન, પારકાં દ્રવ્યને પથરા સમાન, અને સર્વ પ્રાણીઓને પોતાના જેવાજ જુએ, તે ખરૂં જોનારા છે, બાકીના સર્વેને આંધળા જાણવા.

(૧૮) ઘુવડ પક્ષી દિવસે દેખતું નથી, કાગડો રાત્રે દેખતો નથી. તેમજ અપૂર્વ એવો જે કામાંધ તે દિવસે અને રાત્રે દેખતો નથી. (સારાંશ કે કામી પુરૂષ સદા આંધળો છે.)

(૧૯) ઉંદરો પોતાના દરમાં સુંદર આભુષણો રાત્રીએ ઘસડી જાય છે, તેનો ઉપયોગ પોતાને થતો નથી પણ પારકા પુરૂષો કરે છે, તેજ પ્રમાણે લોભીના દ્રવ્યનો ઉપયોગ ચોર, અગ્નિ કે હાકેમ અગર પોતાની દૂરની પેઢીનો કોઇ અવર માણસ કરે છે.

(૨૦) કમળનાં પાંદડાના ઢગલામાં હંસ શોભે છે, પર્વતોની

મોટી ગુફામાં સિંહ શોભે છે, રાજ્યદરબારે હાથી શોભે છે, ઘોડા યુદ્ધમાં શોભે છે, ડાહ્યા માણસોમાં વિદ્વાન માણસો શોભે છે, તેજ પ્રમાણે લક્ષ્મી ઉદાર પુરૂષો પાસે શોભે છે, કંજુસ પાસે તેની કિંમત કાંઈ પણ થતી નથી.

(૨૧) સુખ માટે નકામાં ફાંફાં મારવાં એ નકામાં છે, જ્યારે સુખનો યોગ આવશે, ત્યારે આપણને પથારીમાંથી ઉઠાડશે. માટે હંમેશાં નિશ્ચિંત રહી, નારાયણનું ભજન કરવું, ગામ ગપાટા મારી નકામો કાળ વ્યતિત કરવો નહિ.

(૨૨) પરમાત્માની ઇચ્છા વિના એક તણખલું પણ હાલી શકતું નથી. માટે "ચિન્તા ન કર, અચિંત રહે! પ્રારબ્ધ પ્રમાણે બધું બને છે. મનુષ્ય ધારે છે હું કરૂં છું, પણ એ તો ગાડા નીચે ચાલનાર અભિમાની શ્વાન ગાડાનો સર્વે ભાર હું જ ખેંચું છું એમ માને છે.

(૨૩) કબુતરને સાચાં મોતી, બહેરાને સંગીત, આંધળાને લાઇટ ને મુર્ખને જ્ઞાન જેમ ઉપયોગી થતું નથી, તેમ ઘુવડને સુર્યનો પ્રકાશ બીલકુલ કામનો નથી. જેવો મનુષ્ય હોય તેજ પ્રમાણે તેની સાથે વાતચીત કરવામાં આવે તોજ અરસપરસ સ્નેહ ઉત્પન્ન થાય છે. નહિતર પથરા પર પાણી રેડયા જેવું છે.

(૨૪) શ્રદ્ધા કોઇપણ મુશ્કેલીને જીતી લે છે. એના વડે જ મહાન શોધો થઈ છે; એના દ્વારાજ બધાં મહાન કાર્યો થયાં છે.

(૨૫) પોતે દુર્ભાગી છે અને નશીબ હમેશાં પોતાની વિરૂદ્ધ છે એવા વિચારને પોતાના મગજમાં પ્રવેશવા દેવા, એ મનુષ્યની સહુથી વિશેષ અહિતકારી પૈકી એક વસ્તુ છે. આપણા પોતાના મગજની બહાર ભાગ્યનું અસ્તિત્વ છેજ નહિ. આપણે પોતે આપણું ભાગ્ય છીએ.

(૨૬) જે લોકો વારંવાર ચિંતા કરે છે, તેઓ નિરંતર ભય અને ચિંતાથી ગ્રસ્ત રહે છે, અને જેઓ સદા પોતાના મનમાં ક્રોધ ભરેલો ને ભરેલોજ રાખે છે, તેઓ ઘણીવાર અર્ધા બીમાર

રહે છે. જેઓ સદા ચિંતાથી મગ્ન રહે છે તેમને કદિ પણ અન્ન સારી રીતે પચતું નથી.

(૨૭) હમેશાં મનુષ્યે પોતાનું વચન મિથ્યા થવા દેવું ન જોઇએ! કારણ કે સદ્ગુણના નાશથી સર્વ વિશ્વનો નાશ થાય છે.

(૨૮) આધુનિક સમયમાં નશ્વર સુખને માટે કેટલાક મનુષ્યો આમ તેમ દોડતા ફરે છે, પણ ખરૂં સુખ શામાં સમાએલું છે, તેની તેને પરીક્ષા નહિ હોવાથી હજારો યત્ન કર્યા છતાં આત્મ શાન્તિ થતી નથી; પણ પછી જ્યારે "ગુરૂ થા તારો તું જ, નથી કોઇ બીજો ભજવા, બાહ્ય સુરતને ટાળ, કરી લે અંતર સેવા," ત્યારે જ આનંદ થાય છે.

(૨૯) આપણા ધારેલા સર્વે મનોરથો એક ક્ષણમાં વિનાશ થઇ જાય છે. જુઓને રામચંદ્રજી ભગવાને ગાદી ઉપર બેસવાને પીળું પિતામ્બર પહેર્યું હતું, પણ એક ક્ષણમાં તેઓને ચૌદ વરસનો વનવાસ મળ્યો. તે ઉપરથી આપણી ખાત્રી થાય છે કે "ન જાને જાનકી નાથ સવારે શું થવાનું છે."

(૩૦) સર્વ લક્ષણ વિનાનો હોવા છતાં પણ જે પુરૂષ સદાચારી, શ્રદ્ધાળુ અને ઇર્ષા રહિત હોય છે, તે સો વર્ષ જીવે છે એમ મનુસ્મૃતિમાં કહેલું છે.

### સુવાકય સંગ્રહ.

કાગ કીસીકા ન લેત હય, કોયલ કીસકુ નહિ દેત;
એક વચનને કારણે, જગ અપનો કરી લેત.
મળે વાયરે વાદળાં, વાયે વીખરી જાય;
ઋણ સંબંધે સૌ મળ્યા, લઇ દઇ પંથ પળાય.
વાડ થઇને ચીભડાં ગળે, સોંઘી વસ્તુ કયાંથી મળે;
ખળું ખાતું હોય જો અન્ન, તો જીવે નહિ એકે જન.
નવાણ પીતું હોય નીર, જીવ જંતુ કયમ ધરે શરીર;
રાજા થઇને લુંટી લહે, પ્રજા કોણ આગળ જઈ કહે.

શું નથી થાતો ઓટ, ભરતી સાગરમાં આવી ?
શું નાવે અંધારૂં, દિવસ યદિ જાય સધાવી ?
શું નથી જોતાં સર્વ, કદાચિત દૃષ્ટિ બલથી,
વ્યોમ જ કેરી આંખ, રવિ ઝાંખો વાદળથી ?
આ સૃષ્ટિ ઉપરનું સહુ, વળી આકાશ તળે તણું;
કહિ કશું દીઠું છે સ્થિર નીત, કહો વિચારી મનમાં ઘણું ?
ખારા જળનો જીવ, મીઠા જળમાંહી મરે છે;
મીસરી મીઠી ઘણી, ખરના પ્રાણ હરે છે.
સિંહણ કેરૂં દૂધ, કનકને પાત્રે જામે.
બીજી ધાતુ બહુ, માંહી વિરામ ન પામે.
એમ હરિરસ આકરો, પ્રેમીને દિલ બહુ ઠરે;
કહે નરભેરામ ગુરૂ થકી, દુરજનને વિસ્મય કરે.
હિંમત નરમાં હોય તો, આણે દુઃખનો અંત;
થાય પ્રસિદ્ધિ પૃથ્વીમાં, વળી થાય સુખવંત.
જે થાવાનું હોય છે, તેવી બુદ્ધિ થાય;
સહાય પણ તેવી મલે, તેવો પણ વ્યવસાય
સંપત ગઇ તે સાંપડે, ગયાં વળે છે વહાણ;
ગત અવસર આવે નહિ, ગયા ન આવે પ્રાણ.
જે મતિ આગળ ઉપજે, તે મતિ પાછળ હોય;
ચાલ્યો જાય વૈકુંઠમાં, પલ્લા ન પકડે કોઇ.
ખેતીથી સારો નથી, ધંધો બીજો જાણ;
સુખ સંપત તેમાં વસે, રત્નોની છે ખાણ.
સંસાર સુ સરસો રહે, ને મન મારી પાસ;
લોક વિષે લોપાય નહિ, તે જાણ મારો દાસ.
વચન કાજ હરિશ્ચંદ્ર, નીચ ઘર ભર્યું પાણી;
વચન એકને કાજ, કૃષ્ણે કુબ્જાને આણી.
વચન એકને કાજ, હરે હળાહળ પીધું;
વચન એકને કાજ, દેવ વર દૈત્યે લીધું.

શુભ ધર્મ કર્મ ને શર્મ સઉ, વચન જતાં તે વહી ગયું;
કવિ શામળભટ સાચું કહે, વચન ગયું તો થઈ રહ્યું.

જો આ ગરીબ મચ્છ દૂર જઇ પડે છે,
પામી વિજોગ નિધિનો તન તરફડે છે.
સિંધુ દીસે ન સમજે નીજ હાથ દેવો,
મોટા તણો જગતમાં ઉર સ્નેહ એવો.
લે છે નદી નદ તણું વળી લે બીજાનું,
વરસાદનું જલ લઇ ભુવને ભર્યાનું.
પીવા તૃષિત જનને પળાયે ન દેવું,
સિંધુ શીખ્યો કૃપણ ભૂપનું કામ એવું.

ગયા ઈંદ્ર કંઇ કરોડ, ગયા બ્રહ્મા કંઇ ભૂલ્યા;
ગયા કરોડો કામ, અડગ થરા પણ ડોલ્યા.
ગયા દેવ દિગ્પાળ, ગયા માંધાતા મહિપતિ;
ગયા દીલિપ હરિશ્ચંદ્ર, ગયા છાકેલ છત્રપતિ.
વળી ગયા જનકને જાદવો, જે વળી લાવ્યા જાહ્નવી;
થીર સ્થાવર કોઇ રહ્યા નહિ, કોણ માત્રમાં માનવી.

દીઠે કરડે કુતરો, પીઠે કરડે વાઘ;
વિશ્વાસે કરડે વાણીઓ, દબાગે કરડે નાગ.

હલકા જન હલકા રહે, લીયે પલકમાં લાજ;
ઉતરાવે છે પાઘડી, માંકડ ભરી સમાજ.

કોયલ નવ દે કોયને, હરે ન કોઇનું કાગ;
મીઠાં વચનથી સર્વનો, લે કોયલ અનુરાગ.

ભાગ્ય કોઈનાં વેચી ખાધાં નથી. લંકામાં રહેલા એક રામભક્ત વિભિષણને કોઇએ પૂછ્યું કે આ લંકાપુરીમાં કોઇ રામનો ભક્ત નથી છતાં તમે કેવી રીતે વસો છો? ત્યારે તેણે તેને ઉત્તર આપ્યો કે 'હું હંમેશાં રામભજનમાં સ્વસ્થ રહી, મારા અંતઃકરણને જ વૈકુંઠ માની આનંદ લુટું છું" મારે બહારની ઉપાધિ જોવાની કાંઇ જરૂર નથી.

શબરીનાં એઠાં બોર શ્રી ભગવાન રામચંદ્રજીએ પ્રેમથી આરોગ્યાં. તે શબરી બાઇનો પ્રભુ પ્રત્યે કેવો નિર્મળ પ્રેમ! ખરેખર પ્રભુ તો પ્રેમને જ વશ છે. તેને જ્ઞાતિભેદ વગેરે કાંઈ નડતો નથી. જેનું અંતઃકરણ શુદ્ધ થયું, ત્યાં તે તો અખંડ નિવાસ કરી રહે છે.

સજ્જન કોણ હતો? વાલ્મીકિ ઋષિ કોણ હતા? પ્રલ્હાદજી કોણ હતા? નારદજી દાસી પુત્ર હતા, છતાં તેઓના ઉપર દયાળુ પ્રભુએ જે અનુકંપા દર્શાવી છે, તેવી બીજે દર્શાવી નથી.

આપણી ઉન્નતિ ને અધોગતિ આપણા હાથમાં જ છે.

પારકા પૈસાપર તાગડધીન્ના કરનારા લાખો માણસો પરસેવાથી ઉત્પન્ન થએલી એક રાતી પાઈની પણ કિંમત સમજી શકતા નથી. તેઓ તો હંમેશાં ઉજળું એટલું દૂધ માની બેઠા છે.

કહેવું ઘણું જ સહેલું છે, પણ મહાત્મા ગાંધીની પેઠે મુંગે મોઢે દુનીઆને કરી બતાવવું એ મહા દુર્લભ છે. જેણે આફ્રીકામાં અનહદ દુઃખો વેઠી પ્રજાને રામરાજ્ય કરાવી આપી હિંદના દુઃખો હૈડે ધર્યા છે, તે મહાન પુરૂષને માટે આપણે જેટલું કરીએ તેટલું થોડું છે. ખરેખર ગુજરાતને તો તેનું નામ, તેનું પવિત્ર અભિધાન આભૂષણ રૂપ થઇ આખા હિંદમાં માનનીય થાય છે.

ખાદીની ખરી ખુબી એ જ છે કે સાધારણ માણસને પણ તેનો પોષાક લેશ માત્ર દુઃખ દેતો નથી. એક ત્રણ આનાની ટોપીને છ આનાનું પહેરણ ગરીબ મનુષ્યને બાર મહિના સુધી ચાલે છે, ત્યારે શું સાદું જીવન ગાળનાર પુરૂષને ખરેખર સ્વરાજ્ય મળ્યું ન કહેવાય?

નથી દેહ પોતાતણો તોય હાથે, પછી ખેંચવો કેમ સંસાર સાથે;
પછી ધારવું કેમ દેહાભિમાન, ચલા લક્ષ્મીનું ધારવું કેમ ધ્યાન.
જુઓ કાળથી ઇંદ્ર તોયે છવાયો, અરે! તું ન સંસારથી તોય કાયો,
નથી કોઇ અદ્યાપી પર્યંત ફાવ્યો, નથી દેવને ઘેરથી કોઇ આવ્યો.



## દ્રવ્ય અને સ્ત્રીનો પ્રસંગ કેવો અનર્થકારી છે તે વિષે.

### ચોપાઇ.

વળી નારીને સંગે સદાય રે, મોટા મુમુક્ષુને બંધ થાય રે,
મુક્ત પણ પડયા એને મળી રે તેની વાત મેં શ્રવણે સાંભળી રે
સૌભરીને વળી એકલશૃંગ રે, એને સંગે જગ્યો છે અનંગ રે,
કામ જાગે ત્યાં ક્રોધ જ હોય રે, ક્રોધ ત્યાં મોહ જાણવો સોય રે.
મોહ થકી થાય સ્મૃતિ નાશ રે સ્મૃતિ નાશે બુદ્ધિ વિનાશ રે;
પછી મોક્ષને માર્ગથી પડે રે, એને સંગે અધર્મ ચડે રે.
માટે બીવું છું એના સંગથી રે, કેમ વચન મનાશે મુંથી રે;
એના વિશ્વાસમાંહિ જે રહ્યા રે, હતા મોટા તે પણ છોટા થયા રે.
જુઓ શિવ ને બ્રહ્માની વાત રે, લખિ છે શાસ્ત્રમાંહી વિખ્યાત રે
એનો જેને વિશ્વાસ કીધો રે, તેને અંતર ઘાટે ગળી લીધો રે.
કામ, ક્રોધ, લોભ મોહ રે, ભય શોકાદિ શત્રુ સમુહ રે;
એહ પ્રકટે અંતરમાંય રે, તેણે કરી કર્મબંધ થાય રે.
માટે બુદ્ધિવાન જે કહેવાય રે, તેણે અને સંગ ન રહેવાય રે;
માટે પ્રતીતિ ન કરવી મનની રે, એ સમજણ કૃષ્ણના જનની રે.
જો દયા એ કરે મન સંગરે, થાય ભરત પેઠે વ્રત ભંગ રે;
માટે અગ્નિ માંહિ બળી જાવું રે, સારૂં વિષ હળાહળ ખાવું રે.
પણ નારી તણો પરસંગ રે, અતી ભુંડો લાગે મન અંગ રે;
તેમ દ્રવ્ય તે ગમતું નથી રે, તેની વાત કહું હવે કશીરે.

મોટા ધર્મવાળો હોય જેહ રે, થાય ભ્રષ્ટ દ્રવ્ય સારૂં તેહ રે;
જુઓ નિમી વસિષ્ઠની વાત રે, પૂર્વની પુરાણમાં વિખ્યાત રે.
દીધા લોભે સામસામા શાપ રે, તેણે દુઃખ પામ્યા દોય આપ રે.
વસિષ્ઠ તે વેશ્યા સુત થયા રે, નિમિ જનક જીવથી ગયા રે;
એમ દ્રવ્યમાં રહ્યો સંતાપ રે, દ્રવ્ય સારૂ થાય બહુ પાપ રે.
માટે સમજુએ કરવો વિવેક રે, સ્ત્રી દ્રવ્ય સમ બંધ નહિ એક રે;
વળી દેશકાળ ક્રિયા દેવ રે, શાસ્ત્ર દીક્ષા મંત્ર સંગ ભેવ રે.
એ સવળે હોય સવળું રે, અને અવળે હોય અવળું રે;
જેવું સેવે તેવી થાય મત રે, કરે કર્મ પછી સત્યાસત્ય રે.

## આપણું હીત શેમાં સમાએલું છે.

આ પૃથ્વીમાં કરોડો રૂપીઆવાળા પણ જીવે છે, લાખને હજાર રૂપીઆવાળા પણ જીવે છે, સો રૂપીઆવાળા તથા નિર્ધન પણ જીવે છે. સહુને શેર અનાજની જરૂર છે. પણ માયાની અંધારીથી આપણે કોણ છીએ ? કયાંથી આવ્યા છીએ ? શું કામ કરવાનું છે? અને હવે પછી કયાં જઇ કોને જવાબ દેવાનો છે ? એ સંજ્ઞા ઘણા થોડા મહાપુરૂષો જ જાણે છે ! હે માટીના મનુષ્ય ! ચેત ! ચેત !! તારૂં આયુષ્ય ચાલ્યું જાય છે. આખર વખત તને બહુજ દીલગીરી થશે, કેમકે જેના માટે તારો પુરૂષાર્થ છે, તે તો કેવળ માયામય છે તારૂં હિત શેમાં સમાએલું છે તેનો વિચાર કોઇ સદ્‌ગુરૂ મહાત્મા પાસે બેસીને સંભાળ એટલે તને ખરી હકીકત સમજાશે. કેમકે તારા માથા ઉપર કાળ નગારાં વગાડી રહ્યો છે. આજકાલ તારે પ્રભુના દરબારમાં ખાલી હાથે જવાનું થશે.

સત્ય વસે જો શરીરમાં, સુઝે સાચો વિચાર;
બુદ્ધિ પ્રકાશ વધે બહુ, ઝાલે કર કિરતાર.
કંચનકો ત્યજવો ભલો, ભલો સ્ત્રીકો નેહ;
માન, બડાઈ, ઓર, ઇર્ષા, ત્યજવો દુર્લભ એહ.

## પંચ વિષયના સુખ પાયખાના જેવાં છે.

એક ભંગીઆએ પોતાની કન્યાના લગ્નમાં સુરતમાં સાત આઠ પાયખાનાં સાફ કરવાનું કામ પોતાના જમાઈને કન્યાદાનમાં આપ્યું! આ જગતમાં મહાત્માની દૃષ્ટિએ પંચવિષયનાં બધાં સુખો તથા વૈભવ એ સુરતનાં પાયખાનાં જેવાં છે. એટલે ગમે તેટલા વૈભવ મળે પણ તે શું કામના? પણ તે સમજવું બહુજ દુર્લભ છે. ઉત્તમ પદાર્થને બે ઘડી આ નાશવંત મલિન દેહનો સ્પર્શ થાય છે, ત્યાં તે પદાર્થનું રૂપાંતર બદલાઇ વિષ્ટા થાય છે. અહો! આવો અપવિત્ર દેહ તેનાથી પ્રભુનું સાક્ષાત દર્શન થાય, તો પછી શા માટે દેહનું રક્ષણ કરી અમુલ્યમાં અમુલ્ય વસ્તુ ન મેળવવી?

આયુષ્ય ચંચળ છે, માટે જે કામ કરવાથી ખાટલા ઉપર બેઠાં બેઠાં સંતાપ કરવો પડે, તે કામ પ્રથમથી જ કરવું નહિ.

## અમૃત વચનો.

હિંસા એ ભુંડા પુરૂષોનું બળ છે, દંડની વિધિ એ રાજાઓનું બળ છે, સેવા એ સ્ત્રીઓનું બળ છે, અને ક્ષમા એ મહાન્ પુરૂષોની વિભૂતિ છે. વીર પુરૂષ પણ ક્ષમાથી વિજયવંત થાય છે.

તુલસી પંછીન કે પીયે, ઘટે ન સરિતા નીર;
ધર્મ કીયે ધન ના ઘટે, સહાય કરે રઘુબીર.

સ્થિર સંપત્તિ રહેવા, હોય દક્ષ દિલ જો કદિ ઉપદેશ;
અરિ, અગ્નિ ને કરજને, રહેવા દેવાં નહિ કંઇ શેષ.

શુરા રણથી નવ ડરે, ધર્મી ડરે ન દાન;
પાપી પાપથી ન ડરે, ગુણીજન ડરે ન જ્ઞાન.

જ્ઞાનીસે જ્ઞાની મીલે, બાત બાતમે બાત
ગદ્ધાસે ગદ્ધા મીલે, લાત, લાતસે લાત.

કેટલાક વસ્તુ આપવાથી મિત્ર થાય છે, કેટલાક મધુર ભાષણથી મિત્ર થાય છે, કેટલાક ગુપ્ત વિચારબળથી મિત્ર થાય છે, કેટલાક સંબંધીઓના બળથી મિત્ર થાય છે; પરંતુ જે મિત્ર હોય

તે જ આખર મિત્ર રહે છે. આ જગત્માં પહાડસિંહ જેવા મિત્ર તો જવલ્લે જ મળશે.

ખરૂં સુખ લેવું હોય તો પ્રભુના નામની ધુન લગાડી દેજે, તેના નામમાં જેટલી મીઠાશ છે, તેટલી બીજે ક્યાંઇ નથી. તારી આંખ ચાલી જશે, ત્યારે આ જગતનું નશ્વર સુખ ખોટું થઈ જશે. માટે અવિચળ સુખ મેળવવા યત્ન કર !

તારના સંદેશા છુટી ગયા, પછી જે જે ઉપાય કરવા તે નિષ્ફળ નીવડે છે. હે માટીના મનુષ્ય ! તારા ધોળા વાળ એ તારની નિશાની છે. માટે પ્રભુના દરબારમાં જવાને માટે કામ, ક્રોધ, ને લોભ મુકી સદાચરણના રસ્તે જા. નહિ તો ક્રૂર કાળ તને અવશ્ય જમપુરીમાં લઈ જશે. ત્યાં અનંત પ્રકારનાં દુઃખો તારે ભોગવવાં પડશે. માટે આગળથી ચેતી જવું તે ઉત્તમ છે. આગ લાગ્યા પછી કુવો ખોદાવવો તેમાં શો ફાયદો ! કારણકે જવાના સંદેશા તો આવી ગયા છે, હવે જાવાને ઝાઝા દિવસની વાર નથી.

સ્ત્રીવશ થવાથી આ જગત્માં અનેક પ્રકારનાં દુઃખો અનાયાસે આવી પડે છે. જુઓને કૈકેયીમાં દશરથ રાજા વશ થઇ જવાથી પોતાના વહાલા પુત્ર રામ લક્ષ્મણનો વિયોગ થવાનો વખત આવ્યો, અને પુત્ર વિયોગના દુઃખમાં તેનું મૃત્યું થયું.

ઊંટને બોર બહુ જ પ્રિય છે, પણ તેથી કરીને બોરની તુલના કાંઈ દ્રાક્ષ બરોબર થઇ શકતી નથી. કેમકે દ્રાક્ષ તે દ્રાક્ષ જ છે. ઊંટનાં બધાં અંગ વાંકાં તથા બોલવું પણ બહુ જ વિકરાળ છે, કે જે મનુષ્યને ગમતું નથી. પણ રેતાળ મુલકમાં ઝડપથી ચાલનાર તેના જેવું બીજું કોઈ પ્રાણી ઉત્તમ નથી. તેથી રેતીમાં મુસાફરી કરનારને તો ઘણું પ્રિય લાગે છે.

ગધેડો, કુતરો, મસ્ત હાથી, બહુ બોલનારી સ્ત્રી, રાજપુત્ર ને નબળા મિત્રનો દૂરથી જ ત્યાગ કરવો.

સદ્દગુણ વિના સોનામાં મોતી પરોવી નાકમાં પહેરવાથી કંઇ

પણ શોભતાં નથી. કેમકે સોના કરતાં સદ્દગુણુની કિંમત વધારે અંકાય છે. જુઓને પંડિત દેશ વિદેશમાં પૂજાય છે, ને ધનવાન પોતે રહેતો હોય ત્યાં જ મોટો ગણાય છે. પણ ચારે તરફ માન મળતું નથી.

વર્ષાઋતુમાં કોકિલા ! તેં મૌન ધર્યું તે બહુ ઉત્તમ છે. કારણ કે વર્ષાઋતુમાં ગારાનો રસ પીનારા દેડકાંઓ બોલી રહ્યાં છે, ત્યાં તારા સ્વરને કોણ સાંભળે ! માટે જ મૂર્ખાંઓની સભામાં પંડિતને મૌન જ ઉત્તમ છે.

જે દારિદ્રીની પાસે યાચના કરે છે, અને જેના ઉપર ઈશ્વર કોપાયમાન છે, એવા બે પુરૂષોને આ સંસારમાં કોઈ વખત સુખ મળતું નથી.

યોદ્ધાઓની પરીક્ષા રણમાં થાય છે, દુઃખના પ્રસંગમાં બાંધવોની, આપત્કાળમાં મિત્રની, અને વૈભવનો ક્ષય થાય ત્યારે સ્ત્રીની પરીક્ષા થાય છે.

લોભીઆને પૈસાથી જ વશ કરવો, ક્રોધીને નમસ્કાર કરી વશ કરવો. મુર્ખને હાજી હા કરીને વશ કરવો, ને પંડિતને તત્ત્વાર્થ બતાવી વશ કરવો.

સાત વસ્તુને અનેક રીતે પૂર્ણ કરી હોય તોપણ તે અધુરી જ રહે છે. કદિ પૂર્ણ થતી જ નથી. (૧) બ્રાહ્મણ, (૨) અગ્નિ, (૩) જમ, (૪) રાજા, (૫) સમુદ્ર, (૬) પેટ, (૭) ઘર.

અસાર સંસારમાં સાર વસ્તુ જોઇએ તો ચાર જ છે. (૧) કાશીમાં વાસ, (૨) સત્ પુરૂષનો સંગ, (૩) ગંગાનું જળ, (૪) પ્રભુની સેવા.

ભગવાન ભાવના ભૂખ્યા છે, શ્રદ્ધા જોઈને દોડે છે, ને સંકટ સમયમાં ભક્તનું રક્ષણ કરે છે, જેની ભગવાન ઉપર અનન્ય પ્રીતિ છે તેની ફીકર ઇશ્વર રાખે છે. અને પોતાના દાસના સંસાર દુઃખનું તે નિવારણ કરે છે. જેઓ ઇશ્વરના અંકિત છે. તેઓને સદા સુખ

તથા આનંદજ છે. અને એવા ભાગ્યવાન ભક્તોને ખરેખર ધન્ય છે.

કોણ જાણે કેવો વખત આવશે? પુત્ર, કલત્ર ઇત્યાદિ સર્વ વણસી જતાં વાર નહિ લાગે. જે ઘડી હાલ આપણે જોઇએ-અનુભવીએ છીએ તે કાંઇ આપણને પાછી મળવાની નથી. એ તો આપણા આયુષ્યમાંથી ઓછી થઇ ગઇ! અને દેહપાત થયા પછી (સત્કર્મ ન કર્યાં હોય તો) નીચ યોનિમાં પુનઃજન્મ લેવાનું નિર્માણ થયેલું છેજ.

કુતરાને કોણ વાળુ કરાવે? ગધેડાને કોણ લીલું ખડ નાંખે? એ તો રખડી રખડી પેટ ભરે. તેજ પ્રમાણે જેને અનંત પાપકર્મોના યોગથી એવો દેહ પ્રાપ્ત થાય ત્યારે કેટલું બધું દુઃખ ભોગવવું પડશે તેનો વિચાર બુદ્ધિમાન કરે, પણ મુર્ખને જ્ઞાન હોયજ નહિ. "સો મણ સાબુએ કોયલા ધોળા થાય નહિ."

"તારા માથે નગારાં વાગે મોતનાંરે, નથી એક ઘડીનો નિરધાર."

માથે મોતનાં નગારાં વાગી રહ્યાં છે, ને એક પળનો પણ ભરોસો નથી. છતાં કેટલાક સંસારી જીવો પાતાળમાં પાયા નાંખી વૈભવો માણવા માટે મોટી હવેલીઓ ચણાવી રહ્યા છે! તેને આયુષ્યનું પ્રમાણ કેટલું છે તેનો જરા વિચાર કરવો જોઈએ!

પૈસો હોય તો વ્યાપાર કરવો, થોડું ધન હોય તો ખેતી કરવી, કંઇ ન હોય તો સેવાચાકરી કરવી, પણ ભિક્ષા તો માંગવીજ નહિ. "ભીખને માથે ભઠ."

કોઇપણ જાણતું નથી કે કાલે શું થવાનું છે. માટે કાલે કરવાનું કાર્ય બુદ્ધિવાને આજેજ કરી લેવું જોઇએ.

પત્થરને વિષે જેમ સુવર્ણને ઘસવાથી પરીક્ષા થાય છે, તેમજ મિત્ર, સ્વજન, બંધુ, બુદ્ધિ, ધૈર્ય અને પોતાની સ્ત્રીની પરીક્ષા પણ આપત્તિ વેળાએજ જણાય છે.

પોતે પોતાના આચરણની પરીક્ષા હમેશાં કર્યા કરવી, કે

મારૂં આચરણ પશુના જેવું છે, કે સત પુરૂષના જેવું છે. જો પશુના જેવું હોય, તો તુરત સારી સોબતમાં રહી ત્યાગ કરવું અને સત પુરૂષના જેવું હોય તો તેને સદાકાળ રાખવું.

ઇશ્વરની કળા મનુષ્ય બીચારો શું જાણી શકે ? તે એક ક્ષણમાં રાઇનો પર્વત કરી નાંખે છે અને એક ભ્રકુટિના વિલાસમાં અનેક બ્રહ્માંડનો લય કરે છે. જેની ઇચ્છાથી આ જગત્‌માં સર્વે આનંદ માણી રહ્યા છે, તેમ કેટલાક દુઃખી જીંદગી ગુજારી રહ્યા છે, પણ તેની દયાની ખરેખર સીમાજ નથી, જે મનુષ્ય પવિત્ર અંતઃકરણથી તેના પાસે ગયો, તેના દુઃખનો તુરતમાં વિનાશ થશેજ.

હું જ કરૂં છું, ને મારા વિના ચાલે નહિ ! હું ન હોત તો જગત્ ઉંધું વળી જાત, એવી ખોટી સમજ તારા મનમાંથી કાઢી નાખ ! ઇશ્વરની મહાન્ અલૌકિક રચના પાસે તું કોણ ? તને મહાન્ દયાળુ પિતાનો મહિમા નથી ! નહિ તો તારી શક્તિની માહેતી તુંને અનાયાસે મળી જાય ! પાંગળાને પર્વત પર ચડાવનાર ને મુંગાને બોલાવનાર મહાન્ પ્રભુનો ચમત્કાર જરા વિચારી લે.

આયુષ્ય, દ્રવ્ય, ઘરનું છિદ્ર, મંત્ર, મૈથુન, ઔષધ, દાન, માન અને અપમાન એ નવ વસ્તુઓ હમેશાં ગુમ રાખવાની છે. જાહેર કરવાથી વિપરીત દુઃખ આવી પડે છે.

પેટ ભરવાને જે અન્ન આપે છે, તેના માટે વખતે મૃત્યુ પણ કબુલ કરવું પડે છે. જેણે મનુષ્ય દેહ આપ્યો તેનો ઉપકાર વાળવાને માટે મનુષ્યોથી શું નહિ થઇ શકે ?

જુવાનીનો મદ, સંસારનો વૈભવ, આ લોકનો આનંદ અને ધન, ધાન્ય ને લક્ષ્મી એ અશાશ્વત છે, એટલું જ નહિ પણ તે મૃગજળ અને બાજીગરના ખેલ જેવાં છે.

જે જે સુખ વિષયજન્ય છે, તે તે પરમ દુઃખ ઉપજાવનાર જાણવું. એ વિષય-સુખ મીઠું લાગે છે, પરંતુ પરિણામે શોક ઉપજાવનારૂં છે.

જેઓને પૂર્વજન્મના પાતકોને લીધે સદ્દબુદ્ધિ ગમતી નથી. એવા લોકોને દેહના અંતકાળમાં જ્યારે શરીરનાં સઘળાં ગાત્રો ક્ષીણ થાય છે અને સગાંસંબંધીઓ જ્યારે તેનો ત્યાગ કરે છે, ત્યારે જ ખરેખરી ખબર પડે છે.

જેઓ સંસારમાં સુખ માને છે, તે પ્રાણીઓને મૂઢમતિ સમજવા. એવા પઢત મૂર્ખાઓ જાણીજોઇને આંખમીંચામણાં કરે છે. સંસાર ભલે સુખેથી કરવો, પરંતુ પરમાર્થના વિષયમાં થોડી ઘણી પણ પ્રગતિ કરવી જોઇએ.

ચક્રવર્તી મહારાજાઓ ઘણાયે થઈ ગયા અને હવે પછી થશે; પરંતુ મુક્તિ કોઈનાથી પણ આપી શકાતી નથી. એ તો સંત મહાત્માઓ જ આપી શકે છે.

મજુરો હોય તે ભાર ઉપાડે છે, ને મોટા માણસો રત્નજડિત દાગીના પહેરે છે, કોઇ લાકડાં વેચીને નિર્વાહ ચલાવે તો કોઈ નવીન જાતનાં ભોજનો જમીને આનંદ કરે છે, એ બધું પુણ્યને લીધે થાય છે.

પારકો વૈભવ જોઇને જેના મનમાં લાલસા ઉપજે અને આશાના કારણથી જે દુઃખી થયા કરે તેને રજોગુણી જાણવો.

બીજાનું સર્વે ભલે જાય, પરંતુ મારૂં સારૂં થાય, એવું ચિંતવન કરનારો મનુષ્ય કદિ પણ શાન્તિ મેળવી શકતો નથી.

પારકાની હમેશાં આશા રાખી પ્રયત્ન કરતો નથી, ને આળસ રાખવામાં હમેશાં આનંદ માને છે, તેને મૂર્ખનો સરદાર સમજવો.

સ્વજનોની સાથે કદિ પણ કલહ કરવો નહિ.

આયુષ્ય એ એક રત્નની પેટી સમાન છે. એ પેટીમાં ભજન રૂપી અમૂલ્ય રત્નો રાખેલાં છે. તે રત્નો ઇશ્વરાર્પણ કરી સ્વરૂપાનંદ લુંટવો એ જ મનુષ્યજન્મનું ખરૂં સાર્થક છે.

કોનાં મા–બાપ, ભાઇ–બહેન, કોનાં સગાં, કોની સ્ત્રી અને કોનાં છોકરાં-છૈયાં ? આ બધું માયામય છે, એમ તું જાણ. સુખનાં

સાથી છે એમ સમજ. એમાંથી કોઇ પણ દુઃખમાં ભાગ પડાવે એવાં નથી. જ્યાં તારૂં શરીર પોતાનું નથી, ત્યાં બીજાનો વિચાર જ શો? માટે જગત્માં જન્મ ધરીને એક ભગવાનનો આશ્રય કરનાર જ પુરૂષ જીતી જાય છે.

સ્વપ્નમાં ભય પામેલો માણુસ સ્વપ્નમાં જ બરાડા પાડે છે, પરંતુ તેથી કરીને જાગ્રત માણુસને તે ભય બીલકુલ હોતો નથી. "કરે તેવું પામે ને વાવે તેવું લણે" પૂર્વનાં પુણ્ય ઉત્તમ હોય તો સુખ મળે છે, ને પુણ્ય ન હોય તો મજુરી કરી પેટ ભરવાનું બને છે.

કયો સમય કેવો આવશે, તેનો કાંઇ ભરોસો નથી. જેમ વૃક્ષ ઉપર પક્ષીઓ એકત્ર થઇને પાછાં દશે દિશામાં ઉડી જાય છે, તેમ આ સર્વ વૈભવોને માટે સમજવું.




## પિતાની પુત્રને શિખામણ.

એક પિતાએ પોતાના પુત્રને નીચેની શિખામણો અંત વખતે આપેલી હતી:—

(૧) સર્વને પ્રિય થવાને ચૂકવું નહિ.

(૨) કદિ પણ પરાધીન થવું નહિ.

(૩) લખત પત્ર વિના લેવડદેવડનો વ્યવહાર કરવો નહિ.

(૪) હીન જાતનું ઋણ લેવું નહિ.

(૫) સભામાં જુઠી વાત કરવી નહિ.

(૬) જ્યાં આદર ન હોય ત્યાં બોલવું નહિ.

(૭) અનીતિથી અંગબળનો ઉપયોગ કરવો નહિ.

(૮) ઘણું અન્ન ખાવું નહિ તેમ ઘણી નિદ્રા લેવી નહિ.

(૯) પોતાની કીર્તિ પોતાને મોઢે કરવી નહિ.

## વિવિધ વચનો.

દુનિયા ગાડરીયા પ્રવાહની પેઠે છે. જો એક ઘેટું કુવામાં પડ્યું, તો તેની પાછળ હજારો ઘેટાં આંખો મીચી કુવામાં પડે છે, અને જો રસ્તે એક ઘેટું ચાલ્યું તો તેની પાછળ બીજાં ઘેટાં ચાલવા માંડે છે. આવી રીતે કેટલાક માણસોનું વર્તન જોવામાં આવે છે; પણ સુજ્ઞ પુરૂષોએ પ્રસંગે પોતાના જ્ઞાનનો સદુપયોગ કરી ચાલવું જોઇએ, કારણકે આપણને દીનદયાળુ પ્રભુએ–બુદ્ધિની ઉત્તમ બક્ષિસ આપી છે.

જો તમે દુઃખને દૂર નસાડવા ઇચ્છતા હો, તો દારિદ્રતા, દુઃખ અને દિલગીરીના વિચારોને દૂર કરી, સુખના, સંપત્તિના, અને સમર્થપણાના વિચારોનું સેવન કરવું.

પરમેશ્વરની ઇચ્છા વિના કાંઇ પણ કાર્ય ફળીભૂત થતું નથી. માટે તેમની ઇચ્છાને તાબે થઈ દરેક કાર્ય કરવાં, કે જેથી નાસીપાસ થવાનો સમય આવે જ નહિ. જેઓને પરમેશ્વર પર શ્રદ્ધા નથી. તેના બધા વિચારો એકડાવિનાના મીંડા જેવા નિરર્થક છે.

ત્રિભુવનમાં આપણને સુખ દુઃખ આપનાર આપણો કોઇ શત્રુ નથી, પણ આપણું મન આપણને સુખદુઃખ આપ્યા કરે છે; માટે મનને વશ કરવામાં શાન્તિ ને સુખનો સરળ ઉપાય છે.

મારૂં, મારૂં, કરવાથી તેં અનેકવાર જન્મમરણ ભોગવ્યા છે, અને લાખોની સંખ્યામાં મા–બાપો, સ્ત્રીઓ, કન્યાઓ તથા પુત્રો સાથે સંબંધ જોડયો છે, ને તોડયો પણ છે. પ્રારબ્ધના યોગથી આ સર્વ તને આવી મળેલાં છે. તેને તેં અજ્ઞાનથી તારાં શા માટે માન્યાં છે ? એ સમજાતું નથી. જ્યારે સદ્‌ગુરૂ મારફત જ્ઞાન થાય છે, ત્યારે સંસારી ખોટા સંબંધની ખાત્રી થાય છે. "હું ને મારૂં" એ જ સંસારનું બંધન છે.

જેની પાસે વિદ્યા, વૈભવ, ધન, પુરૂપાર્થ, સામર્થ્ય માન ઇત્યાદિ કશુંજ ન હોય છતાં જે મનમાં ખોટું અભિમાન રાખી રાતદિવસ ફૂલાય છે, તેને મૂર્ખનો સરદાર સમજવો.

પુત્ર, સ્રી તથા પોતાનું કુટુંબ એટલાનેજ પોતાનું વિશ્રાંત સ્થાન સમજી જે ઇશ્વરને વિસરી જાય તેને ઘેલો સમજવો.

જેને મોક્ષની ઇચ્છા હોય તેણે સદ્ગુરૂ શોધવા. કેમકે સદ્ગુરૂ વિના મોક્ષપ્રાપ્તિ થાય, એ વાત કલ્પાંતે પણ બનવાજોગ નથી.

ચિત્રકેતુ રાજા શું ગાંડો હતો કે એક રાત્રિમાં લાખ સ્રીનો ત્યાગ કર્યો. ભરતને શું રાજ્ય ગમતું ન હોતું, કે વનમાં તપશ્ચર્યા કરી ? એ બધું શા માટે થાય છે, કે અહીં લાંબો સમય રહેવાનું નથી, માટે અવિચળ સુખ મેળવી લેવું એમાંજ મહત્તા છે.

મદ્યપાન કરનાર માણસો શું નથી બબડતા ? કાગડાઓ શું ભક્ષણ નથી કરતા ? ગ્નાની માણસ શું નથી જોતા ? અરે, સ્રીઓ શું નથી કરી શકતી ?

પુરૂષ જયારે અશક્ત થાય, ત્યારે સાધુ બને છે, ખરાબ રૂપ-વાળી સ્રી પતિવૃતા હોય છે. વ્યાધિ જયારે માણસને બહુ પીડતો હોય ત્યારે તે માણસ દેવનો ભક્ત થાય છે. બળ રહિત માણસો બ્રહ્મચર્ય પાળે છે. એ બધાને ગરજે ડાકણને મા કહેનારા સમજવા.

સહેજે બાવો બ્રહ્મચારી અને વૃદ્ધ નારી પતિવૃતા.

ખરાબ માણસને આપણે સોગણું કરીએ તોપણ તે નકામુંજ છે. મૂર્ખ માણસને સો વાત કરીએ છતાં તે નકામીજ છે. કહ્યું નહિ કરનારને હજાર હુકમ કરીએ પણ ફોકટ છે. જડને સોગણી બુદ્ધિ આપીએ તે નષ્ટ છે.

આપણું યૌવન, ધન, યશ, આયુષ્ય કમળનાં પાંદડામાં રહેલા જળની માફક ચંચળ છે, છતાં પણ ચંદ્રમાના કિરણના સરખા ઠંડા આનંદકારી કોણ ? સજ્જન પુરૂષો તેવા હોય છે.

જ્યાં સુધી અંગમાં અગ્નિ સરખા કામદેવનાં પાંચ બાણ

લાગ્યાં નથી, ત્યાં સુધી મોટાપણું, પાંડિત્ય, કુલવાનપણું, વિવેકપણું રહે છે.

મોટી નદીમાં તરવું, મોટા પુરૂષ સાથે લડાઇ કરવી અને ઘણા માણુસ સામે વિરોધ કરવો એટલી વાતનો દૂરથીજ ત્યાગ કરવો. સારાંશ કે એ કામો કદિ કરવાં નહિ.

ધર્મ કોને કહેવો ? પ્રાણીમાત્રપર દયા રાખવી તે. આ દુનિયામાં સુખ શું ? શરીર સારૂં તે. સ્નેહ કોને કહેવો ? સારો ભાવ રાખે તેને. પાંડિત્ય કોને કહેવું ? સંસારની માયાનો પરિચ્છેદ કરવો તે.

પ્રથમ દુઃખનો અનુભવ થઇને જે સુખ પ્રાપ્ત થાય છે, તે ઘણો આનંદ આપે છે. જેમ ધનના અંધકારમાં એટલે કે ધન પાસે બીલકુલ ન હોય અને તેવા વખતમાં એકદમ ધનરૂપ દીવાનું દર્શન થાય એટલે કે એકદમ ધન મળે, ત્યારે કેવો આનંદ થાય છે ? અને પ્રથમ સુખ ભોગવીને પછીથી જેને દુઃખ પ્રાપ્ત થાય છે, ત્યારે તે માણસને એટલું બધું લાગે છે કે તે માણસ જો કે દુનિયામાં ફરેહરે છે, તથાપિ તેને મરેલાજ સરખો જાણવો.

સુવર્ણના અલંકારમાં જડવાને યોગ્ય હીરાકણીને જો કદાપિ કથીરના અલંકારમાં જડવામાં આવે, તો તે શોભતી નથી. તેમ તે હીરો યાતો મણી રડતો નથી. એમાં તો ફકત ઉપયોગ કરનારાનોજ વાંક ગણાય છે.

નામ સરસ્વતી પણ અક્ષર એક આવડતો ન હોય, જેમ કુતરાનું નામ વાઘ રાખવામાં આવેલું હોય પણ તે ખરેખરો વાઘ નથી, પુત્રને ઇંદ્રના નામથી બોલાવવામાં આવે અને કુરૂપ સ્ત્રીને " સુંદરી " કહેવામાં આવે, મૂર્ખનું નામ કલાવંત હોય અને ગધેડીનું નામ કોકિલા હોય, એ કથનમાત્ર છે, તે પ્રમાણે માયાને જાણવી.

ગધેડાં ચારવામાં જેનો આખો જન્મારો ગયો હોય, એવા ધોબી અગર કુંભારને જેમ પંડિતની સભામાં પ્રતિષ્ટા મળતી નથી, તેમ વિષયાસક્ત પુરૂષને પરમાર્થપ્રાપ્તિ થઇ શકતી નથી.

આ મૃત્યુલોક છે, એમાં સંદેહ નથી. આ મૃત્યુલોકમાં જેણે અવતાર લીધો તેને અવશ્ય મરણ તો છે જ. પછી બે દિવસ વ્હેલું કે મોડું. એટલા માટે નર દેહીએ પોતાનું સાર્થક કરી લેવા કદિ પણ ચૂકવું નહિ, કેમકે અખિલ વિશ્વના સામાન્ય પંથે નક્કી જવાનું જ છે.

જે થવાનું છે તે એની મેળે જ થયા કરે છે, ને જે નથી થવાનું તે કદિ પણ બનવાનું નથી. માટે દરેક માણસે પરમાત્મા પર વિશ્વાસ રાખી કુદરતને અનુકૂળ કરવી.

પરોપકાર બુદ્ધિ એ મહાન્ શુભ કાર્ય છે અને તેનાથી ચિત્તની શુદ્ધિ થાય છે. જો આરસી પર ધૂળ તથા મેલ થાય, તો તેનાથી આપણું મોઢું દેખાશે નહિ. તેમજ આપણા અંતઃકરણમાં પણ જો અજ્ઞાન અને પાપ લેશ માત્ર હશે તો આત્મદર્શન કોટિ યત્ને પણ થવાનાં નથી.

" જર ચાહેસો કર " એ કહેવત ખરેખર સત્ય છે. પૈસાવાળો પોતાની ખુશી પડે તેમ કરી શકે છે. ગરીબ મનુષ્યોના મનસુબા પૈસા વિના પાર પડતા નથી એ નિઃસંદેહ છે.

આયુષ્ય ટુંકું અને વળી દેહ ક્ષણભંગુર છે, તેમ તેનો નિર્ધાર નથી. માટે જેમ બને તેમ મોક્ષનો માર્ગ સુધારવા બનતો યત્ન કરવો, કેમકે " મુઆ પછીનું ડહાપણ લેશ માત્ર કામ નહિ આવે." આપણું પોતાનું ભલું કરવા કદિ પણ પાછી પાની કરવી નહિ. સગાં, પુત્ર, સ્ત્રી, માબાપ, વગેરેનું ભલું તો અનાયાસે સ્વાર્થ–પરમાર્થ બની આવે છે, પણ માયાના અંધકારમાં પોતાનું શ્રેય અહંકારી પુરૂષને લેશ માત્ર સૂઝતું નથી.

એક ધનાઢ્ય ગૃહસ્થને અંતવખતે વાચા બંધ થઈ તથા દેહને અને જીવને વિયોગ થવાનો વખત નજીક આવ્યો, ત્યારે તે પોતાના વૈદ્યને કહે છે કે જો હું બે–ચાર કલાક આ દુનિયામાં ટકી શકું તો પુણ્યદાન કરી, મારો પરલોક સુધારૂં ! વૈદે કહ્યું:–શ્રીમાન્,

તમને અર્ધો કલાક નવું જીવન આપવું તે મ્હારા હાથમાં નથી, એની કુંચી શ્રીહરિ પરમાત્માએ પોતાના હાથમાં જ રાખી છે, માટે ખોટો આળપંપાળ કરવો નહિ.

નાની જીતો એકત્ર થતાં જ મોટી જીત થાય છે અને માણુસના લક્ષણુની ખિલવણી માટે નાનામાં નાની જીત પણુ મોટી અગત્યની છે.

સંસારી કેટલાક જીવોની અમુલ્ય દોલત અંધરામાં ચોર લોકો લુંટી જાય છે, તેની બીલકુલ દરકાર કરતા નથી. ભૂતકાળમાં કેટલાક મોટા મોટા રાજાઓ તે ખરી દોલત નહિ લુટાવા માટે રાજપાટ તજી જંગલના વાસી થયા હતા, તે શું ઘેલા હતા? ના ના! તેઓમાં બુદ્ધિ, જ્ઞાન, ધર્મ અને સત્ય એવા મહા બળવાન ઉમદા ગુણો હતા. સંસારના નશ્વર સુખોને તે કાગડાની વિષ્ટા સમજતા, અને રાત્રિદિવસ આત્મજ્ઞાનમાં મશગુલ રહેતા.

જે આંતર્ અને બાહ્યથી એક છે, તેજ મહાપુરૂષ છે. જે પોતાના અંદરના શુદ્ધ સ્વરૂપેજ બહારની દુનિયામાં પ્રત્યક્ષ થાય છે તેજ મહાપુરૂષ છે. અંગ્રેજ મહાકવિ **શેકસપીઅર** કહે છે, કે સૌથી પહેલાં પોતે પોતાને માટે સાચા બનો અને તે પછી જેમ દિવસ રાતને અનુસરેજ છે, તેમ તમે કોઇના માટે જુઠા થઈ શકશો નહિ.

**જેમ્સ એલન** કહે છે કે ઉપર સ્વર્ગ છે અને નીચે નર્ક છે, એ તમારા વિચારનું જ પરિણામ છે. તમારા વિચારોમાં જ સુખ તેમજ દુઃખ છે.

શ્રીમંતો અને ધનાઢ્ય પુરૂષો પોતાના હીસાબમાં અગર મેળમાં એક પાઇની ભૂલ થઇ હોય તો અથાગ શ્રમ કરી શોધી કાઢે છે. પરંતુ જીવનમાં નિત્ય અનેક પ્રકારના સદ્દગુણોને ગુમાવીને મોટી ખોટ ખમી રહે છે અને અધર્મ તથા અનીતિ આદિ દુર્ગુણો વોહોરી લે છે, તે અંતે બહુજ દુઃખી અવસ્થા ભોગવે છે.

વેગના પ્રમાણમાં એ શક્તિઓનો ઉપયોગ યોગ્ય રીતે કરવામાં આવે છે, તે પ્રમાણમાં તે લાભ આપે છે અને જે વેગના પ્રમાણમાં તેનો ખોટો ઉપયોગ કરવામાં આવે છે, તે પ્રમાણમાં તે નાશકારક નીવડે છે. વરાળ, વિજળી વગેરે યાંત્રિક બળોના સંબંધમાં એ બીના તો સામાન્ય રીતે જણાયલી છે પણ જે મનોરાજ્યમાંથી હરેક પળે તારણ કરે એવા તેમજ નાશ કરે એવા પ્રવાહો ઉત્પન્ન કરીને બહાર મોકલવામાં આવે છે, તેવા જ્ઞાનનો ઉપયોગ કરવાનું બહુ થોડા જ જાણે છે.

"સ્વ" અથવા "પોતાને" ઓળખવાનું જ્ઞાન જ્યાં સુધી મનુષ્યને મળ્યું નથી, ત્યાં સુધી તે ઉંચી પાયરીએ કે આબાદ સ્થિતિએ પહોંચી શકતો નથી. સત્ય કહીએ તો માણસની ચઢતીની શરૂઆત એ જ્ઞાન ઉત્પન્ન થવાની સાથે જ થાય છે. એ જ્ઞાન આત્મામાંજ છે અને તે બહાર નીકળવા હર પળે ઉછાળા મારે છે. પણ જો તેને બહાર નીકળવાનો માર્ગ ન આપવામાં આવે તો, અને તેને દાબી દેવામાં આવે તો, ઉચ્ચ સ્થિતિ કયાંથી પ્રાપ્ત થાય? ઘણાઓ તો પોતાના આત્મામાં રહેલા આ તત્ત્વથી અજાણ હોય છે અને તેથી જ તેઓની હાલત કંગાલ રહે છે. જો તેઓને તે બાબતનું જ્ઞાન થાય, તો તેઓ પોતાની સ્થિતિ સુધારવા પ્રયત્ન કરે જ અને તેવો પ્રયત્ન પૂર્ણ ઉમંગથી થતાં, તેની પરતંત્રતાની બેડી તુટી જાય છે અને તે વિપત્તિપર વિજય મેળવી આગળ વધે છે.

"લોક મળે તો લોકાચાર ને સંત મળે તો એકાકાર." સત્‌પુરૂષના સંગથી પરમાત્માની પ્રાપ્તિ થાય છે, એટલુંજ નહિ પણ સંસારરૂપી મહાસાગરમાંથી જીવોને બહાર કાઢે છે. માટે નિરંતર સત્‌પુરૂષનો સંગ અવશ્ય કરવો જોઇએ.

કાશીના રાજા શીબીએ પોતાના શરીરનું માંસ ગીધને આપીને કપોતને બચાવ્યો હતો, એ વાત જગવિખ્યાત છે. દધિચિએ પોતાનાં હાડકાં આપી બીજાનું કામ કરેલું હતું. રાજા યુધિષ્ઠિરે પોતાની

સાથેના કુતરાને મુકીને સ્વર્ગમાં જવાની ના પાડી અને કહ્યું કે મારા શરણમાં રહેલાનું તથા મારો આશ્રય માગવા આવેલાનું રક્ષણ કરવું એ મારો મુખ્ય ધર્મ છે.

વિજયથી નીવડેલા લોકોના સ્વહસ્તે અથવા પરહસ્તે લખાયલા જીવન ચરિત્રોની અસર ઘણે ખરે અંશે હમેશાં ગુણકારી હોય છે; પણ આવી જાતના વૃત્તાંતોમાં ફતેહનું ખરૂં વિજ્ઞાન જવલ્લે જ આલેખવામાં આવે છે. ફતેહના અદીઠ છતાં આધારભુત કાયદાઓ, ઘણાઓથી અજાણતાં અમલમાં મુકાયા છે. જેઓ આ માણસોના જન્મ વૃત્તાંતો લખે છે, તેઓ મોટે ભાગે ફતેહનું આબેહુબ વર્ણન લખે છે, પણ ફતેહ કઈ જાતના ગુપ્ત કે અજાણતાં કરેલા કાર્યરૂપ કાયદાને આધારે થઇ, તેનું નિરૂપણ કરવા તરફ તેઓ અલ્પ પ્રયત્ન પણ કરતા નથી અને કારણને શોધવાને બદલે તેઓ પરિણામનું જ દગ્દર્શન કરાવે છે.

માણસ એ એક નાની દુનિયા છે. દરેક મનુષ્ય એક નાની દુનિયારૂપે કામ કરે છે અને તે પોતાની ઇચ્છાનુસાર વિચાર કરવાની તેમ જ કાર્ય કરવાની શક્તિ ધરાવે છે. એટલું જ નહિ પણ તે પોતાના નશીબનો બનાવનાર થઇ શકે છે. આમ બનાવમાં જે મુશ્કેલી છે તે એક જ છે કે મનુષ્ય પોતે પોતાને જ ઓળખતો નથી. તે પોતાની શક્તિથી બેખબર છે.

**જેમ્સ એલન** નામનો મહા તત્ત્વજ્ઞાની કહે છે, કે બ્રહ્માંમાં સહુથી વધુ બળવાન જે શક્તિઓ છે તે શાંત શબ્દ ઓમ્ છે. જે કેફ કરવાથી અક્કલનો નાશ થાય છે જે મુખથી પ્રભુનું પવિત્ર નામ લેવાય છે, તે જ મુખથી દારૂ અગર તાડી પીવી એ શું લાજમ છે? કેફ એ જીવતા નર્કની નિશાની છે.

આત્માને કોઇ મા, બાપ અગર નાત જાત કે પરિવાર નથી, એટલું જ નહિ પણ તેને ધરાધામ પણ હોતું નથી. જ્યારે મનુષ્ય હું-પણું ભુલી જઇ આત્મજ્ઞાન મેળવે છે, ત્યારે જ સર્વેથી નિઃસ્નેહ થાય છે.

અભિમાન તો રાક્ષસ અને દૈત્યને શોભે છે. મહાપુરૂષોને શોભતું નથી. જુઓને હિરણ્યાક્ષ, રાવણુ, કંસ, ધૃતરાષ્ટ, દુર્યોધન એ માનથી કેવા દુઃખી થયા ? માટે દુષ્ટને અભિમાન ઘટે છે, પણુ હરિજનો તો માનથી પાછા હઠે છે. વળી માનથી ઉંચે આસને જડેલા પણુ એકદમ પડી ગયા છે, ઈંદ્ર, નહુષ, ન્યાયાતિ, ચિત્રકેતુ, વૃત્રાસુર ઇત્યાદી ઘણા માનથી પડી ગયા છે.

નખ અને કેશ વધારી કેટલાક તીર્થમાં ફરે છે. એટલું જ નહિ પણુ કેટલાક તો અનાજ ધરાધરી પણુ નહિ ખાતાં કેવળ ઉઘાડે પગે ફરે છે. ચોમાસામાં પાણીમાં, ને ઉનાળામાં અગ્નિ પાસે રહે છે, છતાં તેઓ માનરૂપી દુશ્મનને હજુ જીતી શકયા નથી. પરિક્ષિત રાજાને ઋષિએ આવકાર ન આપ્યો, એટલામાં તે ક્રોધી થયા હતા.

મોહને ઉદય થવાનું કારણુ તો વિષયમાં આસક્તિ જ છે. જેને એ વિષયમાંથી ચિત્તને ઉખેડવું હોય, તેને તો પ્રથમ આત્મનિષ્ટા અતિ દૃઢ કરવી જોઇએ. હું આત્મા છું, પણુ દેહ નથી.

મરવું બધાને છે પણ એવો વિચાર થોડાને જ આવતો હશે. કારણકે માયારૂપી એવો પડદો પડયો છે, કે મરણુ આઠી અરધી ઘડી હોય ત્યાં સુધી પણ નિવૃત્તિ પરાપણુ રહેવાતું નથી.

વાસના એ આંબલીના કચુકા જેવી છે. કોઇ મનુષ્ય કચુકાને તેની છાલથી જુદો પાડવાને હજારો પ્રહાર કરે પણુ છાલ જુદી પડતી નથી. પરંતુ જો કચુકાને જરાક પ્રથમથી અગ્નિમાં શેકી નાંખી છાલ ઉતારે તો વિના પુરૂષાર્થે એકદમ તેની છાલ ઉતરી જાય છે. તે જ પ્રમાણે પ્રભુના ધ્યાનથી વાસના થોડા વખતમાં જીતાઈ જાય છે. જન્મ મરણનું કારણુ વાસના જ છે. જેણે વાસના જીતી તે જ મુક્ત ગણાય છે.

આ જગત્માં કાગનો વાઘ કરનારા ઘણા પુરૂષો છે, તેઓ પોતાનો સ્વાર્થ સાધવા માટે મિથ્યા વખાણુ કરી બીજાને મોહમાં

નાખે છે. પણ યાદ રાખવું કે આપણું સુખ આપણી પાસે છે. બીજા જંત્રમંત્રથી જો સુખી કરી શકતા હોય તો તેઓ શા માટે ભિખારીની સ્થિતિમાં રહે ? રામચંદ્રજી ભગવાન પણ કાલની વાત જાણતા ન હોતા. તો બીજા શું જાણી શકે ?

## મહાત્મા તુલસીદાસના ઉદ્દગારો.

તુલસી કહે અજ્ઞાનીકું, રહત નહિ મન ધીર;
પીછે બાલક નીપજે, આગે ઉપજત ખીર.
તુલસી હરિ દરબારમેં, કમી વસ્તુ કછુ નાહીં;
કરમહીન કલ્પત ફીરે, ચુક ચાકરી માંહીં.
તુલસી તલપન કાયકુ, રજક મોત સબ સાથ;
કયા જગતકો રૂસણો, કલમ ધણીકે હાથ.
રામ કહ્યો તીન સબ લહ્યો, સકલ શાસ્ત્રકો ભેદ;
અર્ધ નામ ગુણિકા તરી, કહાં પઢીથી બેદ.
તુલસી વિલંબ ન કીજીએ, સબસે મીલીએ ધાય;
કો જાણે કો બેસમેં, નારાયણ મીલ જાય.

## દ્રવ્યમાં શું દુષણ છે ?

દ્રવ્ય કરાવે પાપ અધર્મ, દ્રવ્ય કરાવે વૈર વિકર્મ;
દ્રવ્ય કરાવે કપટ છળ, દ્રવ્ય કરાવે કોટિ વિકળ.
દ્રવ્ય કરાવે દગા દુષ્ટાઇ, દ્રવ્ય કરાવે કામ કસાઈ;
દ્રવ્ય કરાવે ઉંચ ને નીચ, દ્રવ્ય કરાવે પાખંડ પેંચ.
દ્રવ્ય કરાવે જાતિ વટાળ, દ્રવ્ય ચડાવે સાચાને આળ;
દ્રવ્ય કરાવે હાલ બેહાલ, દ્રવ્ય કરાવે કૃપણ કંગાળ.
દ્રવ્ય કરાવે ચોરી ચકારી, દ્રવ્ય કરાવે હેલ અકારી;
દ્રવ્ય કરાવે જીવની ઘાત, દ્રવ્ય કરાવે પ્રીતનો પાત.



## પુલછાબ છવીસમી.

### નારીનો પ્રસંગ કેવો છે.

નારીના પ્રસંગથી બ્રહ્મા પર આળ આવ્યું. ગિરિના પતિને શરમાવું પડયું. ઈંદ્રને બધા અંગમાં ભંગ થયા. સૌભરી ઋષિનું તમામ તપ ગયું. એકલશૃંગી ઋષિ વનમાં લુટાણા. નારદજીનું મુખ કાળું થયું. જુઓ, તે બધા દેવ હતા, છતાં પણ નારીના પ્રસંગથી બહુ જ દુઃખી થયા છે. ત્યારે આપણે બહુ જ સાવચેતી રાખવાની છે. કારણ કે નહિ તો ભરતખંડમાં મહા પુણ્યના યોગે મળેલો મનુષ્ય દેહ કેવળ નકામો જશે. તેના પાસે જે કોઇ જાય છે, તેનું અવસ્ય મૃત્યુ થાય છે. માટે તે પ્રસંગથી હંમેશ દૂર જ રહેવું એ સલામતી ભરેલું છે.

### વિષયનું બળ કેવું છે.

એક મહાત્મા પોતાના સ્વાનુભવ ઉપરથી કહેતા હતા કે એક વખત અમે ઉમટેથી ચાલ્યા આવતા હતા તેવામાં અજાણતાં અમે એક પરાઇ સ્રીને અજાણ્યા રસ્તાનો માર્ગ પૂછયો. તેણે પોતાના હાથ વતી અમોને તે માર્ગ બતાવ્યો. અમારાથી શરતચુકથી તે હાથ જોવાઇ ગયો એટલે સાઠ વર્ષ સુધી સમાધિમાં અમને તે સ્રીનો હાથ દેખાણો. ત્યારે જેઓ જાણી બુઝીને પરસ્રીનો સંગ કરે છે, તેની તો શું ગતિ થતી હશે તે કહેવાય નહિ!

પરસ્રીનો સંગ એ મહા નર્કની નિશાની છે. દેવ, દાનવ અને મનુષ્યો પરનારીના સંગથી ભ્રષ્ટ થયા છે. સિંહના સન્મુખ જવું, કે સર્પના મોઢામાં હાથ નાખવો એ ઠીક છે પણ એક ઘડી પણ મનથી પરસ્રીનું ચિંતન કરવું બહુ જ ખરાબ છે.

## મહાત્માની વાણી.

સ્થાવર જંગમ જે જે કહેવાય છે, તે સર્વ કાળના મોઢામાં છે. સ્વર્ગ, મૃત્યુ ને પાતાળમાં અવિચળ રહેવાપણું નહિ હોવાથી સંત પુરૂષોએ વૈરાગ્ય ધારણ કરી એક પ્રભુના નામ પર જ પ્રીતિ કરી છે. તેથી તેઓને લેશમાત્ર કાળની બીક રહેતી નથી.

દેહ કેડે સંસાર વળગ્યો છે ને તેની પાછળ પાપ પુણ્ય થાય છે. સુખ, દુઃખ, માન, અપમાન એ સર્વે પણ સંસારમાં રહેલાને અનાયાસે ભોગવવાં પડે છે. પરંતુ જે સંસારથી વિરક્ત થયા તેને પરમશાંતિનો અનુભવ થાય છે.

નર દેહ અનેક પ્રકારના સુકૃત્યોનું ફળ છે, અને તેમાં પણ જ્યારે ભાગ્યનો ઉદય થવાનો હોય છે, ત્યારે તે નર દેહ સન્માર્ગમા લાગી જાય છે.

હંસ જો મંદ મંદ ગતિથી ડોલતો ચાલે, તો તે ભલે ચાલે. કારણ તે તો એની સ્વભાવિક ગતિ છે. એમાં કાંઇ આશ્ચર્ય નથી. પણ એની નકલ કરી એની પેઠે ચાલવાનું ડોળ કરનાર આ આડંબરી મૂઢમતિ બગલું ખરેખર સકળ જનના મનમાં ખેદ ઉત્પન્ન કરે છે. પંડિતને પંડિતાઇનું ડોળ શોભે. પણ એક નિરક્ષર એના જેવું ડોળ ઘાલે તો તેથી સહૃદયનાં હૃદય કંપ્યા વિના કેમ રહે? નજ રહે.

જે સતીવડે પતિ સંતોષ પામતો નથી. તેને સ્ત્રી માનવી નહિ. સ્ત્રીને પતિ પ્રસન્ન થયે પરમેશ્વર પ્રસન્ન થાય છે.

સંતનો સમાગમ તે ચિંતામણી ને કલ્પવૃક્ષ સમાન છે. ધન, દોલત, દીકરા, દીકરી એ તો સર્વે સ્વપ્ન તુલ્ય છે અને સાચો તો સંતનો સમાગમ મળ્યો એજ છે અને આ સંસારમાં ગમે તેવું દુઃખ આવી પડે તેને કરીને રંચ જેટલો મનમાં શોક કરે નહિ, તેને અતિ શ્રેષ્ટ સમજવો, એમ મહાત્માઓનું કહેવું છે.

ઘણા માણસો પોતાને અશક્ત, પામર અને લાચાર જણાવે છે

તે ખોટું છે. જે માણસ પોતાને માટે આવા શબ્દો કાઢે છે, તે ઇશ્વરની નિંદા કરવા જેવું કામ કરે છે.

### ભાદરવાનો ભીંડો.

ભાદરવા મહિનામાં ભીંડાનું જોર વધતું હોય છે, તે વખતે એક ભીંડાના ઝાડે વડના ઝાડને કહ્યું કે "વડભાઇ! જગ્યા કરો. મારો વિસ્તાર મોટો થવાનો છે. માટે અહિં તમારૂં કામ નથી." એટલે વડે પ્રત્યુત્તર આપ્યો કે "ભાઈ! એક માસ ખમો. હું તુર્ત જગ્યા ખાલી કરી આપીશ." જ્યાં દિવાળી આવી ત્યાં ભીંડાભાઇ તો સુકાઈ સાલ થઇ પડી ગયા. આ પ્રમાણે જગત્‌માં ભીંડાના ઝાડની મીશલ બે દિવસના ખોટા સુખથી ફુલાઇ ખોટું અભિમાન કરે છે, તે અંતે દુઃખી થાય છે. તે વિષે એક કવિરાજે એક કુંડલીયો કહ્યો છે.

ભીંડા ભાદુ માસકા, બડ કું કહે જરૂર;
મેં તુમ ઇંહાં આવે નહિ, જગા કરો તુમ દૂર;
જગા કરો તુમ દૂર, બડે તબ અરજી કીની;
વર્ષા ઋતુ એક માસ, આશ બસનેકું દીની;
કથે સો કવિયાં કહાન, મુલ નહિ કે ઊંડાં;
આયા આસો માસ, ભુખ દુઃખ સુકયા ભીંડા.

### પ્રાચીન કવિઓનાં સુંદર કાવ્યો.

રોગ અગ્નિ ને રાડ, જાણી અલ્પ કીજે જતન;
વધ્યા પછી બીગાડ, રોકયા ન રહે રાજીઆ.
સરિતા સબ ગંગાભાઇ, પત્થર શાલિગ્રામ;
તુલસી સબ વૃંદા ભાઇ, જબ ચિંયો આત્મારામ.

ન્હાનાંથી નેહ, કાલાન્તે કરીએ નહિ;
છટક દીસે છેહ, સરવાળો સાંધે નહિ.
મોઢે મીઠી વાત, પાછળ વગોણું કરે;
એ અકર્મી જાત, સાચું સોરઠીઓ ભણે.

ઘરનાં ઉઠયાં વન ગયાં, વનમાં ઉડી લ્હાય;
ઉલેથી ચુલે પડયાં, કર્મ પ્રમાણે થાય.
બીના જલ કુપ કહા, બીના તેજ ભુપ કહા;
બીના ગુણરૂપ કહા, ત્રીયાકો બખાનવે.
કાલારીકો ખેત કહા, કપટીકો હેત કહા;
દીલ બીન દાન કહા, ચિત્તમાં ન આનયો.
બીના તપ જોગ કહા, બીના જ્ઞાન ભોગ કહા;
સપુતા બીન પુત કહા, ડુબ્યો કુલ જાનવો.
જીવ્હા બીન મુખ કહા, નેન બીન નેન કહા;
રામ નામ બીન મુખ, પશુહી પહેચાનવો.
ગામ વિનાનો ગામેતી, અજડ હોય દીવાન;
રંજાડે રૈયતને જે, ચાર દીનાં મેમાન.
દુર્જનકી કૃપા બુરી, ભલો સજ્જનકો ત્રાસ;
જબ સુરજ ગરમી કરે, તબ બરસનકી આસ.
જીવ જીવકે આસરે, જીવ કરત હે રાજ;
તુલસી રઘુવર આસરે, કયું બીગડેગો કાજ.
જાકો જહાં ગુન ન લહે, તાકો તહાં ન કામ;
ધોબી બસકે કયા કરે, દિગંબરકે ગામ.
ધરાય ન કો તુજથી, મળે લાખ કે ક્રોડ;
જખ મારે જગમાં ઘણા, કરીને દોડાદોડ.
વિદ્યા પહેલી વય વિશે, બીજી વયમાં ધન;
ગ્રહ્યો ન ધર્મ ત્રીજી વયે, એળે ગાળ્યું તન.
માયા કેરા મિત્ર, જગ માંહે ઝાઝા જો;
પરમાર્થ તણી પ્રીત, કોઈક પાળે કીસનીઆ.
મોહોબત કીજે મરદકી, કબહુ આવત કામ;
શીર સાટે શીર દેત હે, દુઃખી અનકો વિશ્રામ.
હંસા પ્રીતું કાયકી, વિપત્ત પડે ઉડ જાય;
સાચી પ્રીત સેવાળની, જળ ભેળી સુકાય.

કરવત, કાતર, કુવેજન, એ વેરી જુદા કરંત;
સુઇ, સુહાગો, સજ્જન, એ ભાંગ્યાને સાધંત.

બાલસેં ખ્યાલ, બડેસે બીરોધ, અગોચર નારસેં નહિ હસીએ;
અજાસેં કાજ, અગનસેં જોર, નીર અજાનમેં ના ધસીએ.
બેલકું નાથ, ઘોડેકું લગામ, હસ્તિકું અંકુશમેં કસીએ;
કવિ ગંગ કહે સુનો શાહ અકબર, કૂરસે દુર સદા બસીએ.

ડુંગર બળતી લાય, દેખે સારી જગત તે;
પણ જળતો નિજ પાય, રતી ન સુઝે રાજીઆ.
અજ્ઞાને અમૃત ગણો, પણ છેક કડવી ઝેર;
છોડો ચેતી સુઘડ નર, નહિ તો થાશે કેર.

રાંક જાત તે રાન શું ઓળખે, આખર ચેતન ચાકરનો;
ગરીબ તણે ઘેર પેટ ભરે, તે ઠાઠ શું જાણે ઠાકરનો;
મેરૂતણો મહિમા નવ દીઠો, કરે વખાણ તે કાંકરનો;
ખાખરની ખીસખોલી અગંદ, સ્વાદ શું જાણે સાકરનો ?

બહેરા પાસે ગાવણું, મુંગા પાસે ગાળ;
અંધા આગળ નાચવું, એ સર્વે હાલહવાલ.
અલ્પ બુદ્ધિ ને આળસુ, ત્રીજી ચારણ જાત;
ચોથો દીર્ઘ સુત્રી, કરવી ન કદિ એકાંત.
બડે બડે કું દેખકર, છોટા ન દીજે ડાર;
કામ પડે જબ સોયકા, કહા કરે તલવાર.

## સોલોમન અને બુદ્ધના વિચારો.

સોલોમન કહે છે કેઃ—ડહાપણ અને બેવકુફી, દારિદ્રય અને સંપત્તિ, આનંદ અને દુઃખ એ સર્વ લૌકિક વસ્તુઓ કેવળ મિથ્યા છે. એ ચોખ્ખા પાણી પરના પરપોટા છે. મનુષ્ય મરણ પામે છે, એટલે તેની પાછળ કંઇજ રહેતું નથી; ત્યારે ' જીવન એટલે વાયુની ફૂંક ' નહિ તો અન્ય શું ?

બુદ્ધ કહે છે કે:—છેવટે જરા, વ્યાધિ અને મૃત્યુ નક્કી છે એ વિચાર અંતઃકરણને હંમેશ ડંખ્યા કરે છે. જીવનકાળ નિર્ગમન થવો અશક્ય છે, માટે એવા જીવનથી પોતાને સ્વતંત્ર બનાવી જીવન પુનઃ પ્રાપ્ત ન થાય તેવી વ્યવસ્થા કરવી એ આપણું પ્રેમ કર્તવ્ય છે.

## પૈસાનો મહિમા.

પૈસા બીન બાપ કહે, પુત એ કપુત મેરા;
પૈસા બીન ભાઇ કહે, બડો દુઃખ દાઇ હે;
પૈસા બીન ચાચા કહે, કોનકો ભતીજો લાગે;
પૈસા બીન સાસ કહે, કોનકો જમાઇ હે;
પૈસા બીન પંચમેં, બેઠવેકો ઠોર નહિ;
પૈસા બીન ચતુરનમેં, ચાતુરી ન ગાઈ હે;
પૈસા બીન આદર, આય બેકુ કાહુ ઠોર;
પૈસા એસી ચીજ, શ્રી રામજી બનાઇ હે.

## રત્નમાળા.

ગ્રામ્યવાસ, શારીરિક શ્રમ, ઉત્તમ ક્ષુધા અને નિર્વિઘ્ન નિદ્રા એજ સુખી જીવનનાં ઉમદાં સાધન છે.

મનુષ્યની ખરી માલમત્તા તો તેની ઇંદ્રિયો અને તેની માનસિક શક્તિ છે.

વહેમનું ઓસડ નથી. એક ઘોડાનો સ્વપ્નમાં પગ ભાંગ્યો, એ સ્મૃતિ તેને જાગ્રતમાં રહ્યાથી જમીન પર પગ માંડે જ નહિ. આ વહેમનું નિવારણ કરવાને માટે રાજાએ ઘણા પૈસા ખરાબ કર્યા. પછી એક હોશિયાર વૈદ્યના કહેવાથી બધા ઘોડાને સાથે દોડાવવાથી, ઘોડાનો વહેમ નાબુદ થયો અને ઘોડો સાજો થયો.

મનુષ્યનું સુખ કિંવા દુઃખ તેની બાહ્ય સ્થિતિ પર નહિ, પણ તેની આંતર દૃષ્ટિ પર હોય છે.

સુખનાં સાધન વહી જશે, પછી ન બનશે કાંઈ;
તે માટે તુજને કહું, પ્રભુ ભજી લેને ભાઇ.

સત્યને ખાતર કષ્ટ સહન કરવાનું મહદ્ ભાગ્ય હોય તોજ તે પ્રાપ્ત થાય છે.

મનુષ્યો હમેશાં એક વાત ભૂલી જાય છે. તે એ કે પોતાના શિરે મૃત્યુ ઝઝુમી રહ્યું છે તેની ચિંતા લેશમાત્ર કરતો નથી. એજ ખેદની વાત છે.

વરૂના મુખમાં સપડાયલું ઘેટું, બાજની ચાંચમાં દબાયલી ચકલી, વાઘના જડબામાં ફસાયલો પ્રવાસી અને ફાંસીએ લટકતા માણસની વૃત્તિના જેવી આ સંસારમાં પ્રાણીમાત્રની સ્થિતિ છે. કારણકે આધિ, વ્યાધિ ને ઉપાધિથી દરેક મનુષ્ય વીંટાએલો છે, એટલું જ નહિ પણ ક્રૂર કાળ વાટ જોઇ બેઠો છે; તે છતાં પ્રમાદી માણસોને નુતન વૈભવો સુઝે છે એજ નવાઇ છે?

પ્રભુની ઇચ્છા જાણવાનું એક જ સાધન છે. અને તેનું નામ બુદ્ધિ છે. એ બુદ્ધિનો ઉપયોગ કરવો અને તે બતાવે તે માર્ગે ચાલ્યા જવું એ મનુષ્યનું કર્તવ્ય છે.

વૃત્તિ હંમેશાં આંતર્મુખ રહેવાથી પોતાના ગુણો કરતાં તેમને પોતાના દોષ વિશેષ ત્વરાથી દેખાય છે.

એક પ્રભુ માત્ર સ્તુતિને યોગ્ય છે. તેના આગળ નમ્ર બનીને તથા તેને જ મન અર્પણ કરીને સંકટોનું પણ તેને જ નિવેદન કરવું. તે અનાથનો નાથ પોતાનો હાથ લંબાવ્યા સિવાય કદિ રહેતો નથી.

કાલ કરતાં આજ કર, આજ કરતાં અબ;
મૂળ વિનાનું ઘોકડું, ઢળી પડશે ધબ.

અમરવેલનો વેલો જેમ બીજા ઝાડના જીવન પર પોતે જીવે છે, તેમ નિરૂદ્યમી પુરૂષો બીજાના આશ્રયથી પોતાનું જીવન વ્યતિત કરે છે.

**શોપેનહાર કહે છે કે:**—જીવન એ કેવળ કષ્ટપૂર્ણ વસ્તુ છે. ડાહ્યો માણસ આખી જીંદગી સુધી મૃત્યુના આગમનની તૈયારી કરતો રહે છે અને તેથી તે મૃત્યુથી ભય પામતો નથી.




## સુબોધ ચિંતામણી.

સાધુ ચંદન બાવના, શીતલ છાંય વિછાલ;
મુક્ત કહે તેહી પર રસે, નિર્વિષ હોત વિષ વ્યાલ.
તીત તાપકી ઝાલ, જ્યાં પ્રાણી કોઈ આવે;
તાકુ શીતલ કરત, તુરત દિલ દાહ બુઝાવે.
કહી કહી અમૃત બેન, રેન અજ્ઞાન નિકાસે;
પ્રગટ હોત પહીચાન, જ્ઞાન ઉર ભાનુ પ્રકાશે.
વૈરાગ્ય ત્યાગ રાજત વિમલ, ભવ દુઃખ કાટત જતકો;
કહે બ્રહ્મ મુની આ જગતમેં, સંગ અનુપમ સંતકો.
જા ઘેર હરિ કથા નહિ, કીર્તિ ન સંત નહિ મીજમાન;
તા ઘેર જમરા ડેરા દેવે, સાંજ પડે ધમસાન.
પહેલે પુજત ગોર જ્યું, પ્રિત કરી મનમાંય;
મુક્ત કહે સ્વાર્થ સરે, ફેર ડારત ઘરો માંય.
માન મદ માર વેકી, કર્મ ન કુજાર વેકી;
અધમ ઉદ્ધાર વેકી, ટેક જને હાને હે.
ગહન અગાધ ગતિ, પૂર્ણ પ્રતાપ અતિ;
મતિ બલ કાહુ સેતી, જાત ન પીછાને હે.
શરનાગત બંધ છેદ, જગકો કીયો નિષેધ;
વેદરૂ વેદાંત હુકે, ભેદ સબ જાને હે.
કહત હે બ્રહ્માનંદ, કાય મન બાની કરી;
એસે ગુરૂરાજ હમે, ઈશક હી માને હે.

વંકા આગે વંકડા, તરવંકા આગે ચોવંક;
શીળા આગે પાધરા, ને રંક આગે રંક.
સંત સંતાપે જાત હે, રાજ ધર્મ અરૂ વંશ;
તુળસી ત્રણે ટળ ગયા, ન દીઃ રાવણ કૌરવ કંસ.
હિંદુ કહે સો હમ બડે, મુસલમાન કહૈં હમ;
એક મુગકી દો ફાડ હય, કોન જાદે કોણ કમ.
કોન જાદે કોન કમ, કભી કરના નહિ કજીઆ;
એક ભગત હે રામ, દુજા રહેમાનસે રજીઆ.
કહે દીન દરવેશ, સરિતા મીલની સીંધુ;
સબકા સાહેબ એક, એક મુસલમાન એક હિંદુ.
સર સર હંસ ન હોત, બજ ગજરાજ ન દરદર;
તરૂ તરૂ સુફલ ન હોત, નાર પતિવૃત્તા ન ધરધર.
તન તન સુમતિ ન હોત, મોતી જલ બિંદુ ન ધનધન;
ફન ફન મણી ન હોત. સબ મલયા નહિ બનબન.
રણ રણ હોય ન સુર સબ, સબ ન હોય ન ભક્તિભર;
નરહર કવિ સુકવિતા, સબ ન હોય એકસર.
અગ્નિમાં બળવું ભલું, ભલું વિષનું પાન;
શીયળ ખંડિત ના ભલું, નવ કોઈ શીયળ સમાન.
જ્ઞાતિમાં જ્ઞાત થયો, થયોજ પૈસાદાર;
ભલું કર્યું ન જ્ઞાતિનું, ધિક્ પડયો અવતાર.
તુલસી બાંહે સપુતકી, સ્વપ્નેમેં આ જાય;
જીતે નિભાવત આપહી, ફીર પુત્રકું કહે જાય.
કયાં કોયલ ત્યાં આંબ વન, કયાં દાદુર કયાં મેહ;
દૂર ગયે નવ વિસરે, ગરવાતણો સ્નેહ.
સીંહનકે બનમેં બસીઅન, જલમેં ધુસીએ કરમેં બીછુ લીજે;
કાનખજુરેકુ કાનમેં ડારકર, સાપનન મુખ અંગુલી દીજે.
ભુત પીશાચનમેં બસીએ, અઉર જેહેર હલાહલ ઘોલકે પીજે;
જો જગ ચાહો જીતે રઘુનંદન, મૂર્ખ મિત્ર કબુ ન કીજે.

જેવું ઇચ્છો અવરનું, તેવું આપણું થાય;
નહી માનો તો કરી જુઓ, જેથી તુરત જણાય.
પૈસાનો વળી પદ્મિનો, વિશેષ શો વિશ્વાસ;
રાવણકેરી રિદ્ધિ પણ, પલમાં પામી નાશ.
ઓ લક્ષ્મી તું અવનિમાં, અદ્ભૂત દેવી એક;
મોટા તુજ મહિમા થકી, ઉપજે ખપે અનેક.
કોઇ ધરાય ન તુજ થકી, મળે લાખને કરોડ;
ધણી મળે તેમજ ધણી, માંડે દોડાદોડ.
જેણે શુભ કારજ કર્યા, લઇને તારો લ્હાવ;
જરૂર તે જીતી ગયા, દુનિયા મધે દાવ.
વિદેશમાં વિચર્યા વિના, મળે ન મોટું માન;
સમુદ્રમાં વખણાત શું, સીપ તણાં સંતાન.*
જે કરવું તે આજ કર, કાલે સો અવકાશ;
વધુ કામ કાલે નડે, આજ થકી સુણ ખાસ.
કાલ કર તો આજ કર, આજ કર તો અબ;
વખત વીતી જાયગો, ફેર કરેગો કબ.
નહિ કરતો તું વાયદા, કરજે સઘળું હાલ;
ભુંડા ભવિષના પેટમાં, ગુપત કાળ વિકરાળ.

## ઇયળનું સુખ.

શેરડીના સાંઠામાં પડેલી ઇયળ સુખ માની બેઠી છે, પણ માઘ માસના સીચોડામાં તેને શેરડીની સાથેજ પીલાવું છે, એનું કયાં ભાન છે? તેજ પ્રમાણે વિષયમાં ગુલતાન થયેલા જીવોને કયા કાળની બીક છે? એ તો અમરપણું માની બેઠા છે. દેહ ક્ષણભંગુર છે, એનું ભાન તેઓને કયાંથી હોય જ? અરે કુદરત! તારી તો ખરેખર બલિહારી છે! ઋતુ પ્રમાણે નવા નવા રંગો દષ્ટિગોચર

*સાચાં મોતી.

થાય છે. ઝાડનું એક પાન પણ અમારાથી નવું કરી શકવાની લેશ માત્ર તાકાદ નથી! પવન ઉપર ઉગી નીકળેલી વનસ્પતિમાં તારી ખુબી સમાયલી છે. જળમાં, સ્થળમાં તારો મહિમા દીપી રહ્યો છે, તારી બરોબરી કોઇ પણ કરી શકે તેમ નથી. ભલે મૂર્ખ માણસો ખોટું અભિમાન કરી, કુદરતની સામા થવા જાય, પણ તેને ખબર નથી કે કુદરત તે કુદરત જ છે! તેની ગતિ તેની પાસેજ છે. તે કોઇ પણ પ્રાણી સમજી શકતું જ નથી.

## પ્રભુની પ્રાણી પર દયા.

પ્રભુ રાત્રિદિવસ આપણી રક્ષા કરે છે, તેનો જરા વિચાર કરવો. નહિ તો આપણો પુરૂષાર્થ તો આપણે જાણીએ છીએ, કે ખાધેલો રોટલો પણ પાચન કરવાની આપણી શક્તિ નથી! તે મહાન્ દયાળુ ધણી રાત દિવસ આપણને આરોગ્ય આપી તંદુરસ્ત રાખે છે. તો પછી તેનો ઉપકાર રાત્રે સુતી વખતે તથા સવારે ઉઠતી વખતે પાંચ મિનિટ માનીએ, તો કાંઈ આપણું અહિત થશે નહિ!

## ચ્યવન ઋષી.

એક વખત ચ્યવન ઋષિ સવારે વહેલા નદી પર સ્નાન કરવા ગયા હતા. ત્યાં કોઈ અસુરે તેને પાતાળમાં વાસુકી નાગના બંધનમાં રાખ્યા. પણ ઋષિના ભજનથી નાગનું ઝેર ઓછું થતું જણાયું. તેથી નાગે તેને દૈત્યના રાજા પ્રલ્હાદને સોંપ્યા. પ્રલ્હાદજી અને તે ઋષિ ભરતખંડમાં યાત્રા કરવા નીમિત્તે નીકળ્યા. તે બદરીકાશ્રમમાં આવ્યા. ત્યાં નરનારાયણ દેવે ધનુષબાણ ધરેલાં હતાં, તે જોઇ પ્રલ્હાદ ઋષિને પૂછવા લાગ્યો કે આ ધનુષબાણ શા માટે ધર્યાં હશે? ત્યારે ઋષિએ ઉત્તર આપ્યો કે "તારા જેવા દૈત્યોને મારવાને માટે" આ ઉપરથી પ્રલ્હાદજીનો ગર્વ ઉતરી ગયો ને તેણે નરનારાયણ દેવ સાથે યુદ્ધ કર્યું. (એટલે તેનું ભજન કર્યું.) ને તેની પ્રસન્નતા મેળવી. આ પ્રમાણે મહાન પુરૂષના પ્રતાપથી મોટાં ફળોની પ્રાપ્તિ થાય છે.

## સંતની શિખામણ.

રાજ ભયો કયા કાજ સર્યો, મહારાજ ભયો કયા તાજ બઢાઇ;
શાહભયો કયા બાત બઢી, પતસાભયો કયા આન ફીરાઇ;
દેવભયો તોઉ કયા ભયો, અહમેવ બઢયો તૃષ્ણા અધિકાઇ;
બ્રહ્મમુનિ સતસંગ વિના સબ, ઔરભયો તો કયા ભયો ભાઈ.

કડવાં વચન કહ્યા કરૂં છું રે, કડવા કાંકચ રૂપ,
દરદીને ગોળી દઉંછું રે, સુખ થાવા અનુપ;
ખરે મને જે જન ખાશેરે, આવું જે ઔષધ;
જીરણ રોગ તેનો જાશેરે, સુખી થાશે સદ્ય.

સવારમાં વહેલા ઊઠીને પ્રભુનું સ્મરણ કદિ પણ ભૂલવું નહિ. કેમકે બીજાં કામની વિસ્મૃતિ વખતે ચાલી શકશે, પણ પ્રભુનું સ્મરણ વિસરવાથી, અંત વખતે મોટી નુકશાની થાય છે.

ખરા વૈરાગ્યવાળાને ચૌદ લોકની સમૃદ્ધિ રાખનાં પડીકા સમાન છે, અને આ લોકનાં વિષય સુખ તે ખેરના અંગારા જેવાં છે.

ગુજારે જે શીરે તારે, જગતનો નાથ તે સ્હેજે;
ગણ્યું જે પ્યારૂં પ્યારાએ, અતિ પ્યારૂં ગણી લેજે.
દુનિયાની જુઠી વાણી, વિષે જો દુઃખ વાસે છે,
જરાએ અંતરે આનંદ, ના ઓછો થવા દેજે.
કચેરી માંહી કાજીનો, નથી હિસાબ કોડીનો;
જગત કાજી થઇને તું, વહોરી ના પીડા લેજે તું.
જગતના કાચનાં યંત્રે, જરી વસ્તુ નહિ ભાસે;
ન સારા કે નઠારાની, જરા સંગતે તું રહેજે.
રહેજે શાંતિ સંતોષે, સદાએ નિર્મલ ચિત્તે;
દિલે જે દુઃખ કે આનંદ, કોઇને તું નહિ કહેજે.
ગુરૂ બીના જ્ઞાન નહિ, ગુરૂ બીન ધ્યાન નહિ;
ગુરૂ બીન આત્મ, વિચાર ન લહત હે.
કાઉં ઝાઝાં કાગોલીયાં, ને કાઉં ઝાઝા કપૂત;
હકડીતો મહીડી ભલી, ને હકડો ભલો સપૂત.

જડભરતને તલવાર લઇ મારવા લાગ્યા ત્યારે લેશ માત્ર બીધા નહિ ને કહેવા લાગ્યા કે—

"મરને આતસકા વરસે મેહારે, તોય નવ દાઝે મેરા દેહારે;
મરને બારે મેઘ આવી ઝુકેરે, તોય નવ ભીજે મેરા રૂપરે,"
જન અવગુણ પ્રભુ માનત નાહી, દીનબંધુ અતિ મૃદુલ સ્વભાઉ.

તાજી તીક્ષ્ણ ધાર, અડતામાં અળગું કરે;
ત્યાં લેશ ન રહે સંસાર, વજ્ર લાગ્યાં કોઇ વીરનાં.
મોટા થવાનું મનમાં રે, દીલમાં ઘણો કોડ;
તેવા ગુણ નથી તનમાંરે, કાં કરે તું કોડ.

## પ્રાસ્તાવિક પ્રબોધ.

મન માને ત્યાં નવ જુએ, પ્રેમી હીરા હેમ;
બાંધ્યા રૂંધ્યાં નવ રહે, પાણી, પવન ને પ્રેમ.
કાળાં ધોળાં કંઇ કરો।। કરી; સરદાર કહેવાયા;
લાખોને કુટી લુંટી ધુતી, મ્હેલ માળા બનાવ્યા.
ધર્મ નીતિને છેક ડુબાવ્યાં, રંક દબાવ્યા;
માયા મદિરા મસ્ત બની, મનમાં મલકાયા.
મહેલ ઝરૂખા માળીઆં, બાવલાંને પાળીઆ;
કાળઝપાટા લાગીઆ, કયાંય વ્હેતા ચાલીયા.
જેને વીતી જગતમાં, તે પર પીડા જાણ;
સાકરના શોખીનને, ભુખ્યાનું નહિ ભાન.

## પારકી તાબેદારીની શી જરૂર છે?

એક વાર સ્વામી વિવેકાનંદે શરદના ચંદ્રની વાત કરતાં કહ્યું હતું, કે "આની અંદર કેવી અખૂટ શક્તિ ભરેલી છે?" "હું પામરથી શું થઈ શકે" એવા વિચારો કરવાથી જ, આજે તમે ખરેખર પામર અને વીર્યહીન બની ગયેલા છો. એક વાર દરિયા-પારના દેશોમાં જાઓ, અને જુઓ, કે ત્યાંના લોકોનો જીવનપ્રવાહ કેવા વેગથી વહી રહ્યો છે! પછી તમારા દેશ તરફ નજર કરી

સ્થિતિ કેવી છે તે જુઓ. આટલા બધા ભણવાની મગજ મારી કરવા છતાં, પણ ભીખારીની માફક તમે બીજાઓ પાસે જઇને ઉભા રહો છો, કે નોકરી આપો! નોકરી આપો! એવા કાલાવાલા કરવા સિવાય, અને નોકરી માગવા સિવાય તમો લોકોને બીજું કાંઇ સૂજતું નથી. બીજાઓની ઠોકરો અને જોડા ખાઇને પણ મનુષ્યત્વ સુધાં પણ ગુમાવી બેઠા છો. વળી ખરૂં પૂછો તો એક પાઈ જેટલી પણ હવે તમારી કિંમત રહી નથી. આવો ફલદ્રુપથી લચી રહેલો સુંદર દેશ તમને મળ્યો છે. તો પછી પારકી તાબેદારીની શી જરૂર છે?

## ગૃહસ્થાશ્રમના ધર્મ.

આનંદયુક્ત ઘર, સારી બુદ્ધિવાળાં સંતાનો, મધુર બોલનારી સ્ત્રી, ઇચ્છા પૂર્ણ થઈ શકે તેટલું ધન, માત્ર પોતાની સ્ત્રીમાં પ્રીતિ, આજ્ઞા પાળનાર ચાકર, પરોણાગત, પ્રતિદિવસ ઇશ્વર ચિંતન, ઘરમાં રૂચતાં અન્નપાન, સજ્જનની મિત્રતા, તથા નિરંતર નીરોગીપણું એટલાએ યુક્ત ગૃહસ્થાશ્રમ ધર્મ જાણવા.

અજ્ઞાનનાં બંધનો મનુષ્યને અહંતા મમતાથી બાંધી લે છે. એ બંધનનું નામ જ સંસાર છે.

કુટુંબને શિક્ષણ આપવું, અને તેનું ચારિત્ર ઘડવું, એ પવિત્ર ફરજ આર્ય માતાની છે.

જે પિતામાં ભક્તિ રાખે તે પુત્ર, જે પોષણ કરે તે પિતા, જેમાં વિશ્વાસ રહે તે મિત્ર, અને જેનાથી સુખ થાય તે સ્ત્રી જાણવી.

જેમ એક પણ પુષ્પ તથા સુગંધયુક્ત સારા વૃક્ષે કરી બધું વન સુગંધ યુક્ત થાય છે, તેમ એક સુપુત્ર વડે આખું કુળ દીપી ઉઠે છે.

જે સ્ત્રી પ્રસન્ન મને કરી નિરંતર ધણીની સેવા ચાકરી કરે, મર્યાદામાં રહે અને વિનય રાખે તે ધર્મિષ્ટ ગુણવંતી સ્ત્રી જાણવી. જે ગુણવાન સ્ત્રી નિત્ય સાસુ સસરાના ચરણ સેવે અને માતા

પિતાની ભક્તિમાં તત્પર રહે, તેને પરમ તપસ્વિની સ્ત્રી જાણવી.

કોઇ પણ મોટો માણસ એવો નહિ હોય, કે જેણે પોતાની માને ખરેખરી રીતે પૂજી નહિ હોય!

માતા પિતા બંનેના ગુણની જુદી જુદી અસર બાળકોના મન ઉપર થાય છે. ઘણું ખરૂં બુદ્ધિનો વારસો પિતા તરફથી, અને નીતિ ને સહૃદયતાનો હિસ્સો માતા તરફથી મળે છે. પિતા બુદ્ધિને ખીલવે છે, અને જીવનના કાર્યોને વિશાળ દૃષ્ટિથી જોતાં શીખવે છે માતા.



## પુલછાબ અઠાવીસમી.

### સન્માર્ગદર્શક દૃષ્ટાંતો.

કર સદ્ગુરુનો સંગ, કરો સદ્ગુરુની સેવા;
કર કીર્તિનો લોભ, કરો કારજ જશ લેવા.
તુલસી આ સંસારમેં, ભાત ભાતકે લોક;
સબસે હીલમીલ ચાલીએ, નદી નાવ સંજોગ.
ધિક્ તેનો અવતાર, રંકના હૃદય દુખાવ્યાં;
ધિક્ તેનો અવતાર, ભવ્ય પથ ઇશ ન ભાવ્યા.
ધિક્ તેનો અવતાર પામી ચિંતામણી હાર્યો;
ધિક્ તેનો અવતાર, ધર્મ માર્ગ નહિં ધાર્યો.
અવતાર ધિક્ તેનો ધરા, સારાસાર ન જે જુએ;
મણી તુલ્ય મોંઘા મૂલું મનુષ્ય જન્મ એળે ખુવે.
રાવ બને શું થયું, નીપટ જો ચાલ અનીતિ.
શું થયું બને ઉમરાવ, પાંચ ઇંદ્રિય ન જીતી.

ડાહ્યો તેને જાણ, હરિગુણ જેણે ગાયા;
ડાહ્યો તેને જાણ, સત્ય મારગમાં ધાયા.
ડાહ્યો તેને જાણ, કુળ પોતાનું તાર્યું;
ડાહ્યો તે પરમાણ, પરલોક જેણે સુધાર્યું.
તે જાણ સદા ડાહ્યો અવશ, પરનિંદા દુઃખ પરહરે;
હરિદાસ તેને કહે, ડાહ્યો તે પ્રભુ ઉર ધરે.
ધન્ય તેનો અવતાર, પ્રભુમાં પુરણ પ્રીતિ;
ધન્ય તેનો અવતાર, જેણે ઇંદ્રિઓ જીતી.
જગમાં મોટા તેહ, જેણે પંચ શત્રુ મોડયા;
જગમાં મોટા તેહ, કુકર્મના કિલ્લા તોડયા.
હંમેશાં ધર્મની ગતિ ઉતાવળી હોય છે.
સરોવર, તરૂવર સંત જન, ચોથા વરસે મેહ;
પરમારથકે કારણે, ચારૂ ધરી હે દેહ.
લઘુતાસેં પ્રભુતા મીલે, પ્રભુતાસેં હરિ દૂર;
કીડી મીસરી ખાતહે, કુંજરકે શીર ધૂર.
કહેણી મીસરી ખાંડહે, રહેણી તત્તા લોહ;
કહેણી કે ને રહેણી રહે, એસા વીરલા કોહ.
ચતુરાઇ ચુલે પડી, ભાડ પડયો અવતાર;
તુલસી હરિની ભક્તિ વિના, ચારે વર્ણ ચમાર.
સાચા સંતને ઓળખી, કરો પછી સંત્સંગ;
તો પ્રભુના ભજનમાં, ચઢે ચોગણો રંગ.
મુરખ તેને જાણ, પ્રભુ ભજતાં તે લાજે;
મુરખ તેને જાણ, પારકાં સુખ જોઈ દાઝે.
તુલસી જાકે મુખસેં, ભુલેં નીકસે રામ;
વાકે પગકી જુતીઆં, સો મેરે તનકો ચામ.
એક ઘડી આધી ઘડી, આધીમેં પણ આધ;
તુલસી સાધુ સંતકી, કટે કોટ અપરાધ.

બડભાગી મોરધ્વજ હજી, શુભ કીર્તિ ઉજાસી;
બડભાગી હરિશ્ચંદ્ર, સત્યતા પૃથ્વી પ્રકાશી.
રત્ન દેવ બડભાગ્ય, કામ પરમાર્થે કીધાં;
બડભાગી અમરીષ, ચિત્તહરિ ચરણે લીધાં.

સત્સંગ કરવો એ મોક્ષનો દરવાજો ઉઘાડવાની ચાવી છે. એ ચાવીથી અજ્ઞાનતાનાં તાળાં એકાએક ઉઘડી જાય છે.

અન્યપર દોષ ચઢાવવા જેવું સહેલું અને સસ્તું બીજું એકે કામ નથી.

ક્ષમા એ અત્યંત ઉપકારકારક ભાવના છે. જેના ચિત્તમાં ક્ષમાને સ્થાન છે, તેને કોઇ પ્રણુ બાબતનો ભય નથી.

ફક્ત દ્રવ્ય અને કીર્તિ એજ માનવજીવનનું સાફલ્ય નથી.

પરહિત માટે નિઃસ્વાર્થપણે કરેલા શ્રમથી થતો આનંદ અલૌકિક જ છે.

છેવટ સુધી જે મનુષ્ય સર્વે આપત્તિ સામો ઉભો રહે છે, તેને ખુદ પ્રભુનો ટેકો છે.

કેવળ સ્વાર્થમાં લીન રહેવું, એ કાંઇ મનુષ્ય કર્તવ્ય નથી. તેણે તો મુખ્યત્વે પરાર્થ માટે જ ઝુઝવું જોઇએ; એ જ કુદરતનો કાયદો છે.

કામને મૂળમાંથી ઉખેડી નાંખવાને માટે આત્મનિષ્ટા અતિ દ્દઢ જોઇએ. અને બીજે નંબરે અષ્ટ પ્રકારનું બ્રહ્મચર્ય રાખવું જોઇએ. અને રાત દિવસ ભગવાનનો મહિમા અવારનવાર જીવાત્મામાં ઉતાર્યા કરવો, તેથી કામનાં મૂળ નિર્મૂળ થાય છે.

વૈરાગ્ય ત્રણ પ્રકારના છે.—૧ ઉત્તમઃ ૨ મધ્યમ, ૩ કનિષ્ટ.

ઉત્તમ વૈરાગ્ય—એકાંતમાં કદાપિ સ્ત્રી આદિક પદાર્થનો યોગ થાય તો પણ ડગે નહિ.

મધ્યમ વૈરાગ્ય—કદાચિત જો સ્ત્રીને ઉઘાડી દેખી જાય, પણ જેમ પશુ ઉઘાડાં દેખી ક્ષોભ થતો નથી તેમ ક્ષોભ કરતો નથી.

કનિષ્ટ વૈરાગ્ય—કોઇ સ્ત્રીના અંગને દેખી જાય તો તુરત તેની વૃત્તિ તેમાં ચોટી જાય છે

ચાર પ્રકારના પ્રભુના ભક્તને મૃત્યુનો ભય રહેતો નથી. ૧ વિશ્વાસી, ૨ જ્ઞાની, ૩ શૂરવીર, ૪ પ્રીતિવાળો.

જેને ભગવાનનો ને સંતનો, મહાત્મ જ્ઞાન સહીત નિશ્ચય હોય તે કુટુંબનો, લોકનો, રાજ્યનો, સુખનો, ધનનો, અને સ્ત્રીનો ત્યાગ કરે છે.

ભગવાનના ભક્તને તો સદાકાળ પ્રસન્ન રહેવું. ભુંડા દેશ કાલાદિકના યોગે માયા નખરા કરે તો તેનાથી લેશ માત્ર બીવું નહિ.

જેમ દત્તાત્રયે પંચભુત, ચંદ્રમા, પશુ, વેશ્યા, કુમારી, પોતાનો દેહ, ઇત્યાદિક સર્વેમાંથી ગુણ લીધો; એવી રીતે જે ગુણગ્રાહી હોય છે, તેની ભક્તિનો નાશ કદિ થતો નથી.

વ્યાસદેવજીએ કહેલું છે કે પોતાની પ્રશંસાથી અને પારકાની નિંદાથી પોતાના પુણ્યનો ક્ષય થઇ જાય છે.

## ક્રોધનું સ્વરૂપ.

ક્રોધ તો કેવો છે, કે જેવું હડકાયું કુતરૂં હોય તેવો છે. જેમ હડકાયા કુતરાની જે લાળ તે ઢોર અથવા મનુષ્ય જેને અડે તે હડકાયા કુતરાની પેઠે ડાચીયું નખીને મરી જાય, તેમ ક્રોધની જેને લાળ અડે તે પણ હડકાયા કુતરાની પેઠે ડાચીયું નાંખીને સંતના માર્ગ થકી પડી જાય. અને વળી ક્રોધ કેવો છે તો જેવા કસાઇ, આરબ, ભાવર, વાઘ, દીપડો, કાળો સર્પ, તે જેમ સર્વને બીવડાવે છે, ને બીજાના પ્રાણને હરી લે છે; તેમ ક્રોધ છે તેપણ સૌને બીવડાવે છે, ને બીજાના પ્રાણને હરી લે છે, એવો જે ક્રોધ તે જો સાધુમાં આવે તે તો અતિ ભુંડો લાગે, કેમ જે સાધુ તો શાંત હોય પણ જ્યારે તેમાં ક્રોધ આવે ત્યારે તે સાધુ બીજાને ક્રૂર લાગે. ને તે સાધુની આકૃત્તિ પણ ફરી જાય, કેમકે એ ક્રોધનું નામ વીરૂપ છે, માટે એ ક્રોધ જેના દેહમાં આવે તેના દેહને વીરૂપ કરી નાંખે છે.

## સુખ દુઃખ સહન કરવા વિષે.

સુખ દુઃખ સઘળાં સેવીએ, સુણી જુના ઇતિહાસ,
કોઇ વખતે રાજ મળે, કોઇ વખતે વનવાસ.

આ સંસારમાં જન્મ ધરી સુખ દુઃખના પંજામાં સઘળાને એક વખત નક્કી આવવાનું છે. જુના ઇતિહાસ ઉપરથી અત્યારે આપણને કેટલો સુબોધ મળે છે ? એ પાટણનો રાજા કરણ એક વખતે બાગલાણના કિલ્લામાં અનાજ વિના દુઃખી થયેલો. મહા સમર્થ રામચંદ્રજીને વનમાં અનેક તરેહનાં કષ્ટ સહન કરવાં પડયાં. ધર્માત્મા પાંડવોને ભરી સભામાં અપમાન સહન કરવું પડયું. નળ રાજાને મહા સંકટ વેઠવું પડયું. તો આપણે કોણ ?

જેને સુખી થવાની ઇચ્છા હોય તેણે પ્રથમ બીજાને સુખી કરવા માટે પ્રયાસ કરતા રહેવું; કારણ કે જગન્નિયંતા પ્રભુ હમેશાં આપણી નીતિ પ્રમાણે આપણને ફળ આપે છે. જુઓને જગતમાં આજ પણ કેટલાક સુખી તો કેટલાક દુઃખી છે. એનું કારણ બારીક દૃષ્ટિથી વિચારશું તો આપણને માલમ પડશે કે "સુખ દુઃખ પ્રારબ્ધ આધિન છે."

મન ધારે છે કે હું કરૂં છું; પણ કરનારો બીજો કોઇ છે. જાપાનમાં ધરતીકંપ થતાં હજારો મનુષ્યનો સંહાર એક ક્ષણમાં થઇ ગયો ! એ શું કોઇના ધારણાથી થયું છે ? પ્રભુનીઈચ્છા પ્રમાણે હંમેશાં સારા માઠા બનાવો બને છે, એ વાત હંમેશાં લક્ષમાં રાખવી.

ભગવાન તો ગર્વભંજન કહેવાય છે જ્યારે મનુષ્યને ગર્વ આવે છે, ત્યારે તેની પડતીના ચિહ્નો તાત્કાલિક દેખાવા માંડે છે. રાવણને જ્યારે ગર્વ આવ્યો, ત્યારે ચૌદ ચોકડીનું રાજ્ય એકદમ વિનાશ પામ્યું. નહિ તો રાવણનું બળ ને સમૃદ્ધિ કયાં ઓછાં હતાં ?

આનંદ એક એવી વસ્તુ છે, કે તે મળવાથી આપણાં બધાં દુઃખો એકદમ દુર થાય છે, પણ ખરેખર આત્માને જાણીને તે લેવાનો છે. કૃત્રિમ આનંદ સુખને બદલે ઉલટું દુઃખ ઉપજાવે છે.

## વિપરીતપણું.

માતા આપે વિષને, વેચે સુતા તાત,
નૃપ લુટે ઘરબાર તો, ક્યાં કરવી ફરિયાદ.
માતા પિતાને ભ્રાત એ, વહાલાં વેરી થાય,
વાડ થઇ ચીભડાં ગળે, તેનો શો ઉપાય.

## સત્ય વચનો.

સર્વે ક્રિયા કરવામાં નાશવંતપણાનું અનુસંધાન રાખવું, કે જેથી અંતે દુઃખી થાય નહિ.

સેવા કરવાથી સત્પુરૂષો જેવા રાજી થાય છે, તેવા બીજાથી કદિ થતા નથી. જે સ્ત્રી અને ધનની ખોટી આશા કરે છે, તેને સત્પુરૂષ માનવા નહિ.

જે ઘણા માણસોમાં પણ ન બંધાય તેને અતિ સમર્થ સમજવો.

કિસ્મતની કમનશીબી, વર્ણન શું કરૂં,
શિરપર પર્વત પડયો, ફરિયાદ કયાં કરૂં.

જ્યારે કિસ્મત અવળાં હોય ત્યારે સર્વે દુઃખ એની મેળે આવી મળે છે. નહિ તો હરિશ્ચંદ્ર, નળરાજા, અને પાંડવો કાંઇ પરાક્રમી થોડા હતા !

અજબ થયો છું માનવી, કશું શું મન ઉપાય?
કરજ થકી બચવું સદા, કસર કર્યેથી થાય.
કરજ વિના આ લોકમાં, જીવતર કાઢે જેહ;
પરમ સુખી જન જાણવો, તેમાં નહિ સંદેહ.

જાકી કૃપા શુક જ્ઞાની ભયે, અતિ દાની ધ્યાની ભયે ત્રિપુરારિ.
જાકી કૃપા વિધિવેદ રચે, ભયે બ્યાસ પુરાનકા અધિકારી,
જાકી કૃપા ભયે શેષ મહેશ, ગણેશ દીનેશ મહાતપ ધારી.
સોઇ હમારે હૃદયે વસો, વૃજચંદ મુકંદ ગોવિંદમુરારિ.

બ્રહ્મચર્યના દિવ્ય પ્રતાપે, વાયુ પુત્ર જુઓ હનુમંત

ગગન ચુંબતો દ્રોણગિરિ, ઉચક્યો મહા બલવંત.

શ્રીકૃષ્ણ પરમાત્માનું અર્જુન પ્રત્યે એક વચન છે, કે હે અર્જુન! હું જેવો સત્સંગ વડે વશ થાઉં છું, તેવો બીજા એકે સાધને વશ થતો નથી. મેં દુર્યોધનના મેવા મુકી, વીદુરજીને ત્યાં ભાજીનો આહાર કર્યો; તેનું કારણ તમે સમજ્યા હશો, કે હું પ્રેમને વશ છું. વૈભવથી વશ થાઉં એવો નથી.

ધન્ય ધન્ય સો જન્મ, શોધી સત્સંગતી આયો.
તીર્થ વ્રત જપ યોગ, સબનકો ફલ સો પાયો.
કીયો વનમે વાસ, ભયો તેહી બેહદવાસા.
હરિ હરિજન રસરૂપ, રહત તહાં પ્રગટ પ્રકાશા.
વિષય ભોગ વિલાસ, કર્મીકો કર્મી દવાયો.
કવિ ગુની પંડિત જાન, તાંહાં તઓહી બતાયો.
સોળ કળા શશિ ઉપહી, તારા ગણ સમુદાય.
સબ ગિરિદાહ લગાવીએ, રવિ બીન રાત ન જાય.

રામાવતારમાં લક્ષ્મણ, સીતા, અને હનુમાન આજ્ઞાધિન રહેલાં અને કૃષ્ણાવતારમાં ઉદ્ધવ, અર્જુન અને રુક્મિણીજી આજ્ઞાધિન રહેલાં છે. બાકી મુકતો તો ઘણા હતા. પણ તન, મન ને ધન, અર્પણ કરવા જવહેજ સોમાં, એકજ નીકળે.

મોટા સદ્ગુરૂની આજ્ઞા પ્રમાણે કરવું તે તો બહુજ સુખદાયક છે. કારણકે ગણપતિએ ગાયની પ્રદક્ષિણા કરી, તેજ પૃથ્વીની પ્રદક્ષિણા મનાણી, અને કાર્તિક સ્વામીએ મનસ્વીપણે વર્તન કર્યું, એટલે પૃથ્વીની પ્રદક્ષિણાં કરવા નીકળ્યા. એટલામાં રિદ્ધસિદ્ધ મોટાની આજ્ઞાથી ગણપતિએ લઇ લીધી.

અંતર ભજન કરતાં શીખવું કે જેથી અંતરના રાગ ઓછા થાય.

મનુષ્યે એકાંત કરવી નહિ, કારણકે એકાંતમાં સાધુ અને જ્ઞાનીજનને પણ મોહ થાય છે.

રંકત નો વિચાર જેટલો ખરાબ છે, એટલી રંકતા પોતે ખરાબ નથી.

ઉદાર માણસ આપીને શ્રીમંત બને છે, ત્યારે કંજુસ–લોભી માણસ સંગ્રહ કરીને રંક બને છે.

તંગીના વિચારોને તિલાંજલિ આપતાં શીખો. સમૃદ્ધિનો વિચાર કરવાથી, અને તંગીના વિચારનો ત્યાગ કરવાથી, તમારૂં મન વિશાળ બનશે. અને સમૃદ્ધિનો પ્રવાહ તમારા તરફ વહેવા લાગશે.

શ્રદ્ધાએ સર્વ યુગોમાં મહાન્ ચમત્કાર કર્યા છે. તેણે એક ચમચો પાણી, એકાદ ગોળી, એકાદ માદળીયું, અને એકાદ કાળા દોરાને પણ અદ્ભુત આરોગ્યદાયક શક્તિ આપી છે.

"સરખા દીન જાતા નથી, એકજ અવસ્થામાં કદા;
જે આજ સુખી તે કાલ દુઃખી, જાણ નિયમ એ સર્વદા.
સુખસંપતિ છે આજ, પણ કાલે પડે નવી આપદા;
રાય રંકને રંકરાયા, જાણો નિયમ એ સર્વદા.

તુલસી સો નર ચતુર હે, રામચરણ લે લીન.
પરધન પરમન હરનકું, વેશ્યા બોત પ્રવીણ.
સંસારમાં સરસો રહે, ને મન મેરી પાસ.
સંસાર જેને લેપે નહિ, તે જાણ હરિનો દાસ.
માયા તરૂવર ત્રિવિધકા, શોક દુઃખ સંતાપ;
શીતળતા સ્વપ્ને નહિ, ફળ ફિક્કા તનતાપ.
કબીર માયા મોહની, માગી મીલે ન હાથ;
મન ઉતાર જુઠી કરે, તબ લગ ડોલે સાથ.
માયા માથે શીંગડાં, લંબા નવ નવ હાથ;
આગે મારે શીંગડાં, પીછે મારે લાત.
પાંચ ધાતકા પીંજરા, સો તો અપના નહિ;
અપના પીંજર વહાં બસે, અગમ અગોચર માહીં.

હે બ્રહ્મા ! તારી મરજી પડે તે દુઃખ મ્હારા નસીબમાં લખજે.

તેને હું સહન કરીશ. પણ મુર્ખ માણસનો સહેજ સમાગમ મ્હારી જીંદગીમાં કોઈ પણ કાળે નિર્માણ કરીશ નહિ.

જળકુકડી પાણીમાં રહે છે, છતાં તેની પાંખ ભીંજાતી નથી; તેજ પ્રમાણે આપણે સંસારમાં રહ્યા છતાં માયામાં તલ્લીન થઈ જવું નહિ, કેમકે આ માયા તે ખરેખર નટની માયા છે. દો ઘડીકા દેખના આખર ધુળની ધુળ.

કાંઉં ઝાઝાં કાગોલીયાં, ને કાંઉં ઝાઝા કપુત.
હકડી તો મહીડી ભલી, ને હકડો ભલો સપુત.
મુવેલ કાંઉ મારશે, દલદાર દાવલ પીર.
દાવલથી દેદા ભલા, જેણે પતીઅલ કીધા પીર.

જેની પાસે ચિંતામણી છે, તેને દુષ્કાળનો ભય શાનો? જેની પાસે કામધેનું છે, તેને પદાર્થની ખોટ શી? જેની પાસે પારસમણિ છે, તેને દુઃખ શાનું? જેના અંતઃકરણમાં સાક્ષાત્ પ્રભુ રાત દિવસ બીરાજી રહ્યા છે, તેને માયા બીચારી શું કરી શકે? ત્રિલોકનું રાજ્ય પણ તેવા સત્પુરૂષની દૃષ્ટિમાં આવતું નથી, બ્રહ્મા, ને ઇંદ્રને તો ભિખારી જ સમજે છે.

એક દિવસમાં રાજ દેવાય, વિદ્યા ન દેવાય.

## બગ ભક્તિ.

રામે કહ્યું કે હે લક્ષ્મણ, આ પંપા સરોવર પર આ બગલો કેવો ધર્માત્મા છે, કે બીજા જીવોને પીડા ન થાય તેવી દયાથી ધીમે ધીમે પગ દઇને ચાલે છે. આ સાંભળી સરોવરની એક માછલી બોલી કે:—

હે રામ! વટેમાર્ગુ જાણતા નથી, પણ વસનારાને માલમ છે કે આ ધૂર્ત બગલે મારા આખા કુળનો નાશ કર્યો છે. એટલે માછલાનો સત્વર નાશ કર્યો છે. તે ધીમે ધીમે ચાલે છે, તે માત્ર માછલાને છાની રીતે પકડવા માટે જ. તેજ પ્રમાણે દુષ્ટ માણસો સાથે પુરો સહવાસ પડયા વિના ઓળખાય નહિ ને કદિ બગલાની

પેઠે ઉપર દયાવાન અને સારો લાગતો હોય તો પણ અંતરમાં તેના જેવો જ ધૂર્ત અને દુષ્ટ હોય છે. માટે માણસને પ્રથમ ઓળખવો ને તે સારો હોય તો જ તેનો સંગ કરવો, નહિ તો તુર્ત ત્યાગ કરવો.

### શ્રેષ્ટ અને કનિષ્ટ મનુષ્ય.

શ્રેષ્ટ માણસને નાળીએરની ઉપમા ઘટે છે, ને નીચ માણસને બોરની ઉપમા ઘટે છે, કારણ કે શ્રેષ્ટ માણસ કદિ ઉપરથી નાળીએર માફક સારો દેખાતો ન હોય તો પણ અંદરથી સારો દેખાય છે. અને દુર્જન માણસ ઉપરથી બોર પેઠે રૂપાળો લાગતો હોય પણ અંદરથી બોરને જેમ ઠળીઓ નીકળે છે તેમ ખરાબ નીકળે છે.

### ચાર શિક્ષા.

કરજ ઝાઝુ કરીએ નહિ, ને વાદે ધન વાપરીએ નહિ;
ફુલાવ્યા ફુલાયે નહિ, ને પોતાના ગુણ ગાઇએ નહિ.

### અંતે સાથે કોણ આવશે?

ધર્મ રાજાએ પૂછયું કે તારૂં ધન કયાં છે? તો કહે રાજ! ભોંયરામાં રહ્યું. તારાં પશુ કયાં છે? ગોંદરે રહ્યાં છે. તારી સ્ત્રી કયાં છે? મહારાજ! તે ઘેર રહી. તારા મિત્રો કયાં છે? તે શ્મશાન સુધી આવ્યા હતા. તારા દેહનું તું રાતદિવસ અભિમાન કરતો હતો. તે કયાં છે? ચિત્તામાં બળી ગયો. ત્યારે અહિં તારી સાથે કોણ આવ્યું? જીવ અને સારાં નઠારાં કર્મ, એ સાથે આવ્યાં. ત્યારે આપણે પારકા સારૂ શા માટે જૂઠું બોલવું? કદિ ન બોલવું જોઈએ.

### નીતિનો લોપ થવા દેવો નહિ.

સત્યવાદી શીબી રાજાએ બળવાનથી નિર્બળનું રક્ષણ કરવા નીતિનું પાલન કરવા માટે પોતાનું માંસ પણ આપ્યું હતું, અને મોટી કીર્તિ મેળવી તથા દધિચી ઋષિએ દુનિયાને પીડનારા દાનવના ભયથી અન્યને બચાવી લેવા રૂપ નીતિને જાળવવા માટે પોતાના

અસ્થિ દેવોને આપ્યાં હતાં. અને તેના પરિણામે તેની કીર્તિ આજ પણ ઘેર ઘેર ગવાઈ રહી છે. માટે નીતિના માર્ગે ગમે તેટલું સંકટ આવે તો તે સહન કરી નીતિનો લોપ થવા દેવો નહિ એ સુજ્ઞ પુરૂષનો ધર્મ છે.

### ઉપયોગી ઉતારા.

ગાડાંથી પાંચ હાથ દૂર રહેવું અને ઘોડાથી દશ હાથ, હાથીથી હજાર હાથ, અને જે દુર્જન છે, તેનાથી દેશ અથવા તે જગ્યાનો ત્યાગ કરવો.

ખરાબ માણસના સંગદોષથી શ્રેષ્ટ માણસ પણ પાતકી થાય છે. દુષ્ટ દુર્યોધનના સહવાસથી ધર્માત્મા ભીષ્મ પિતામહ ગોહરણ વાસ્તે ગયા હતા.

નીચના સંગથી શ્રેષ્ટ માણસને ખરાબપણું પ્રાપ્ત થાય છે. જેમ પવિત્ર પાંચ ગવ્યના ઘડા ઉપર મદિરાનો એક છાંટો પડે છે, તેથી તે અપવિત્ર થાય છે.

કીર્તિ માતાની પેઠે જગત્‌માં મનુષ્યનું પોષણ કરે છે, તેને જીવતો રાખે છે, અને અપકીર્તિ જીવતા મનુષ્યના જીવનનો પણ નાશ કરે છે.

શરીરો નાશવંત છે; તેમજ વૈભવો શાશ્વત નથી, અને મૃત્યુ નિત્ય પાસે રહેલું છે, તેથી ધર્મનો સંગ્રહ કરવો.




### સદ્‌ગુરૂ નિષકુળાનંદ સ્વામીનું જીવનચરિત્ર.

ઉદ્ધવ સંપ્રદાયમાં મહાન એકાંતીક ભકતો થઇ ગયા છે તેમાં સદ્‌ગુરૂ નિષકુળાનંદ સ્વામીએ સતસંગ સમાજ ઉપર મોટો સ્મરણીય

ઉપકાર કર્યો છે. તેમણે પોતાનું જીવન સાદું, સાત્વીક, સત્યાગ્રહ ભરેલુ અને તપ, ત્યાગ, વૈરાગ્ય વીગેરે સુગુણવાળુ નિર્ગમન કરેલું હતું. તેમના કાર્યોનો વિચાર કરતાં તેમના જેવા શ્રેયસ કાર્યો બીજાએ ભાગ્યેજ કર્યાં હશે એમ કહીએ તો તેમાં લેશ પણ અતીશયોક્તિને સ્થાન નથી.

આ મહાપુરૂષનો નિદીધ્યાસ હાલાર દેશમાં આવેલા શેખપાટ નામના ગામમાં થયો હતો. તેઓ જાતીએ ગુર્જર સુતાર હતા. તેમના પીતાનું નામ રામભાઇ હતું. તેઓ પોતે જ સિદ્ધ, મુમુક્ષુ, વિરક્ત અને સતતસેવાપરાયણ હતા. તેમણે આત્માનંદ નામના સમર્થ વચન સિદ્ધિવાળા સમાધીનિષ્ટને ગુરૂ કર્યા હતા. ગુરૂગામી રામભાઇ પ્રથમ લતીપુર નામના ગામમાં રહેતા, પરંતુ તે ગામના ઘણા અલ્પજ્ઞ જનો ગુરૂ ઉપર નિષકારણ દ્વેષબુદ્ધિ રાખતા, જેથી તે નહીં સહન થવાથી પોતાના મુળ ગામનો પરીત્યાગ કરીને શેખપાટમાં આવીને રહ્યા હતા. મહાત્મા રામભાઇને ગુરૂએ પ્રસંન થઇને એક વરદાન આપેલું હતું "તમારે ત્યાં એક સમર્થ ભગવત ભક્તયુક્ત અવતાર લેશે અને ઘણાં મહાકાર્યો કરી સદુપદેશામૃતથી ઘણા મુમુક્ષોને અજરા અમર કરી મોટી કીર્તિ મેળવશે". આ વરદાન અનુસારે સંવત ૧૮૨૨ માં તેમને ત્યાં પુત્રરત્નનો પ્રાર્દુભવ થયો હતો. પુત્રનું લાલજી એવું નામ પાડયું હતું. તેમની માતાનું નામ અમૃતબા હતું. લાલજી સુતારનાં અંતઃકરણમાં બાલ્યાવસ્થામાંથી જ સ્વધર્મ પ્રત્યે દૃઢ અભિરૂચી, વૈરાગ્યની તીવ્રતા, આત્મજ્ઞાનની ઉત્કષ્ટ ઇચ્છા અને પરમેશ્વર પ્રત્યે અત્યંત ભકિતભાવ તો જન્મસિદ્ધ સ્વાભાવિક હતાં. પોતાની ઇચ્છા ન છતાં પણ ચાલતા રીવાજ પ્રમાણે બાલ્યાવસ્થામાં જ પીતાએ આગ્રહથી તેમને પાણી ગ્રહણ કરાવ્યું હતું. માતપીતાના સ્વર્ગવાસ પછી પોતે વહેવારમાં પ્રવર્ત્યા છતાં જનક રાજાની પેઠે જળકમળવત અનાસકત અને નિર્લેપ હતા અને તેમની સમગ્ર ઈંદ્રિયોની ક્રીયાઓ અંબરીશ રાજાની પેઠે પરમેશ્વર પરાયણ હતી. એક સમે તેઓ ગુરૂઉધાવતાર શ્રીરામાનંદ સ્વામી કે જે પોતાના

પીતાના ગુરૂ આતમાનંદજીના પ્રથમ શિષ્ય થયા હતા તેમનાં દર્શન કરવા ગયા અને તીવ્ર વૈરાગ્યના વેગથી ત્યાગી દીક્ષા ગ્રહણ કરી. ગુરૂ સેવામાં રહેવાની અધીક ઇચ્છા દર્શાવી ગુરૂએ તેમની વ્યવહાર દશામાં પણ પરમહંસ જેવી વિરકત દશા જોઇને તેની ના પાડી ને પાછા મોકલ્યા અને જરૂર પડે બોલાવી લેવાનું પણ ગુરૂએ વરદાન આપ્યું. પછી તેઓ આખો દીવસ ગ્રહકાર્યનો પરીશ્રમ કર્યાં છતાં પણ રાત્રીએ પોતાના ગામથી ત્રણ ગાઉ દુર આવેલા ભાદરા ગામે જતા અને ત્યાં રહેલા પરમ ભક્ત પોતાના સાચા મીત્ર મુળ શર્મા કે જે પાછળથી સાધુ થઇ ગુણાતીતાનંદ નામથી સુપ્રસિદ્ધ થયા હતા તેમની સાથે મળી આખી રાત્રી આમ પરમાત્માના શ્રવણ મનન અને નિદીધ્યાસનમાં વ્યતીત કરતાં અને પ્રસંગોપાત સેવાસમાગમ માટે ગુરૂ રામાનંદ સ્વામી સાથે પણ ઘણા દીવસ વ્યતીત કરતા. તેમને સ્વામીએ ૧૮૪૩ માં પોતાના આશ્રીત તરીકેની દીક્ષા એટલે વર્તમાન આપ્યાં હતાં. સમય આવતાં લાલજી સુતારને ત્યાં એક પુત્ર રત્નનો જન્મ થયો હતો. તે પણ સાધુ થયા હતા તેમનું નામ ગોવીંદાનંદ સ્વામી હતું. તે પણ તપ, ત્યાગ વૈરાગ્ય વીગેરે ગુણોથી પીતાને સમાન હતા, જ્યારે પરમહંસ મહાત્મા અવતારી શ્રીહરિ રામાનંદ સ્વામી પાસે આવ્યા અને તેમને પોતાની ધર્મધુરંધર સોંપી તે અવસરમાં પણ લાલજી સુતાર, ગુરૂ સેવા સમાગમ સારૂં આવતા. શ્રીહરીનાં સમાધી વીગેરે પરમેશ્વર સાંભળીને અને પ્રત્યક્ષ જોઇને તેમને વિષે તેમણે પરમેશ્વરપણાની અને કર્મથી પરતર તવણાની દૃઢ પ્રતીતી થઇ હતી. ત્યારપછી તેઓ શ્રીહરીનુંજ અનન્ય ભજન કરતા.

એક સમયે શ્રીહરી હરીજન હીતાર્થે વીચરતા વીચરતા સોરઠ દેશમાં થઇ હાલાર દેશમાં શેખપાટ ગામે લાલજી સુતારને ત્યાં પધાર્યા. તેમણે શ્રીજીનો અનન્ય ભક્તિભાવથી અસાધારણ સત્કાર કરી અલભ્ય લાભ લઈ સ્વજન્મને સફળ માન્યો. શ્રીજીએ પણ તેમને

ત્યાં સંવત ૧૮૬૦ ના માઘ સુદી ૫ ને રોજ સંત હરીજનોને તેડાવીને વસંતનો ઉત્સવ કર્યો. તેયાર પછી કચ્છ દેશમાં વીચરણની ઇચ્છા થતાં લાલજીને કહ્યું કે તારા જેવો કોઈ સારો ભક્ત માર્ગનો ભોમીયો શોધી આવો. આ ઉપરથી ગૃહ ત્યાગ કરવાનો અને શ્રીજીની અલભ્ય સમીપ સેવાનો અવસર પ્રાપ્ત થયો જાણીને પોતે જ શ્રીજી સાથે જવાની ઇચ્છા કરી અને ભાતું તૈયાર કરાવી એક બતકમાં પાણી ભરી લઇ વિષમ સમયે શ્રીજીની સેવામાં કામ લાગશે એમ જાણી બાર કોરી, ચોરના ભયથી જોડામાં ગુપ્ત રીતે ઘાલીને તૈયાર થઇ ચાલ્યા, આ સમયે શ્રીજી સાથે લાલજી સુતાર વીના બીજું કોઇ હતું નહિ. માર્ગમાં આગળ ચાલતાં એક ભુખ્યા ભીખારીએ અન્નની યાચના કરી. સ્વભાવથી દયાળુ શ્રીહરીએ તેને નીરત્વે ભાતુ અપાવીને લાલજીને નિષ્કંચન કર્યા. આગળ ઉપર ચાલતાં લુટારા મળ્યા. શ્રી હરિને તો સાચા સાધુ જાણીને કાંઇ નામ લીધું નહિ પણ લાલજી સુતારનાં વસ્ત્ર વીગેરે તપાસ્યાં, પરંતુ કશું નહિ મળવાથી તેમનો ત્યાગ કરી ચાલતા થયા, ત્યારે ચોરોને શ્રી હરીએ કહ્યું કે—છતુ નાણું છતાં પણ તમને લુંટતાં આવડતું નથી એમ કહીને જોડાની અંદર ગુપ્ત રીતે ઘાલેલી બાર કોરીયો બતાવી તેને લઇને ચોર લોકો ચાલ્યા ગયા એવી રીતે નિષ્કંચન જનો જેને પ્રીય છે એવા અપ્રેરીત હીત કરનાર શ્રીહરીએ લાલજીને નિષ્કંચન કર્યા પછી લાલજીએ કહ્યું કે—ઉદાર થઇને ભીક્ષુકને આહાર અપાવી દીધો ને ચોરોને કોરીયો અપાવી દીધી હવે ક્યાંથી લાવીને અન્ન જમશો ? તેના જવાબમાં શ્રીજીએ કહ્યું કે તમારે માથે મોટું વિઘ્ન આવનારૂં હતું તે પરબારૂં અમોએ મટાડ્યું છે" એમ કહેવાથી લાલજી રાજી થયા આગળ ઉપર ચાલતાં આવેલા કચ્છના મહારણમાં એક મહા પુરૂષ આવ્યા તેમણે પાણીની યાચના કરી શ્રીજીએ તેમને બતકનું જળ અપાવીને લાલજીને નીરજલ કર્યા આગળ ચાલતાં લાલજી સુતાર તૃષાથી બહુ પીડા પામવાથી શ્રીજીએ ખારા સમુદ્રમાં મીઠા પાણીની શેર બતાવી તેથી

લાલજીએ જળપાન કરીને એક પાણીની બતક પણ ભરી લીધી પછીથી તે જ સ્થળે પુનઃ તપાસતાં ખારૂં પાણી જણાયું. રણ ઉતર્યા પછી શ્રીજીએ એક બાવળના વૃક્ષ નીચે વિશ્રામ કર્યો. ત્યાં શ્રીજીના ચરણમાં કાંટા લાગેલા તે લાલજીએ કાઢયા અને ચરણ કમળમાં રહેલાં સોળ ચીહ્નો પણ જોયાં. થાક થોડો નિવૃત થયો પછી શ્રીજીએ પ્રસન્ન જાણીને પુછયું કે–માર્ગમાં આવેલા મહા પુરૂષો કોણ હતા? અને ખારૂં જળ મીઠું કેમ થયું? તેનો ભેદ બતાવ્યો તે સાંભળી લલજી બહુ જ આશ્ચર્ય પામ્યા. તેમની તપ, ત્યાગ ને વૈરાગ્ય અને સાધુતા ભરેલી શાસ્ત્રીય, સરલ અસરકારક ઉંચ ઉપદેશ શૈલીથી ઘણા જનોને ધર્મપરાયણ કર્યા હતા. વ્યવહારમાં પોતાની સારી સ્થિતિ હોવા છતાં કેવળ વૈરાગ્યની તીવ્રતાથી ત્યાગી થયા હતા. તે મહા કવી હતા. તેમણે સત્સંગમાં રહી અનેક સદ્ગ્રંથો બતાવ્યા છે તથા કેટલાંક કીરતનો પણ બનાવ્યાં છે. તેઓ ધોલેરામાં વિશેષ કરીને રહેતા. ૧૯૦૪ ની સાલમાં ત્યાં જ અક્ષર નિવાસ કર્યો હતો. સ્વામીએ આ ભુમી ઉપર ૮૨ વર્ષ દેહ રાખ્યો હતો. પોતે ગૌર વરણવાળા, તેજસ્વી અને સૌમ્ય મુર્તી હતા. આવા મહાન ભક્તરાજ કવીશ્વર અનાદી મહા મુક્ત સદ્‌ગુરૂ નર રત્નની ભુમી પર ઘણી ખામી છે.

---

## પુલછાબ ત્રીસમી.

### સનત્કુમાર.

સનત્કુમાર એ ચક્રવર્તી હતો. તેનાં વરણ અને રૂપ અત્યુત્તમ હતાં. એક વેળા સુધર્મ સભામાં તે રૂપની સ્તુતિ થઇ, કોઈ બે

દેવોને તે વાત રૂચી નહીં, પછી તેઓ તે શંકા ટાળવાને વીપ્રરૂપ સનત્કુમારનાં અંતઃપુરમાં ગયા. સનત્કુમારનો દેહ તે વેળા ખેળથી ભર્યો હતો, તેને અંગ મરદનાદીક પદાર્થોનું માત્ર વિલેપન હતું. તેણે એક નાનું પંચીયું પહેર્યું હતું, અને તે સ્નાન મજ્જન કરવા બેઠા હતા, વિપ્રરૂપે આવેલા દેવતા તેનું મનોહર મુખ, કંચન વરણી કાયા, અને ચંદ્ર જેવી કાંતી જોઇને બહુ આનંદ પામ્યા, અને માથું ધુણાવ્યું. આ જોઇને ચક્રવર્તીએ પુછયું તમે માથું શા માટે ધુણાવ્યું ? દેવોએ કહ્યું અમે તમારૂં રૂપ અને વર્ણ નીરખવા માટે બહુ અભીલાષી હતા. સ્થળે સ્થળે તમારા વરણરૂપની સ્તુતિ સાંભળી હતી આજે અમે તે પ્રત્યક્ષ જોયું, જેથી અમને પુર્ણ આનંદ ઉપજ્યો. માથું ધુણાવ્યું એનું કારણ એ કે જેવું લોકોમાં કહેવાય છે તેવું જ રૂપ છે. એથી વિશેષ છે પણ ઓછું નથી. સનત્કુમાર સ્વરૂપ વર્ણની સ્તુતિથી પ્રભુત્વ લાવી બોલ્યો, તમે આ વેળા મારૂં રૂપ જોયું તે ભલે, પરંતુ હું રાજ્યસભામાં વસ્ત્રાલંકાર ધારણ કરી, કેવળ સજ્જ થઇને જ્યારે સીંહાસન પર બેસું છું ત્યારે, મારૂં રૂપ અને મારો વર્ણ જોવા યોગ્ય છે. અત્યારે ખેળભરી કાયાએ બેઠો છું. જો તે વેળા તમે મારા રૂપ, વર્ણ જુઓ તો અદ્દભુત ચમત્કાર ને પામો અને ચકીત થઇ જાઓ. દેવોએ કહ્યું ત્યારે પછી અમે રાજ સભામાં આવીશું. એમ કહીને ત્યાંથી ચાલ્યા ગયા. સનત્કુમારે ત્યારપછી ઉત્તમ વસ્ત્રાલંકારો ધારણ કરી અનેક ઉપચારથી જેમ પોતાની કાયા વિશેષ આશ્ચર્ય ઉપજાવે તેમ કરીને તે રાજસભામાં આવી સિંહાસનપર બેઠા, આજુબાજુ સમર્થ મંત્રીઓ સુભટો, વિદ્વાનો અને અન્ય સભાસદો આસને બેસી ગયા હતા. રાજેશ્વર ચામરછત્રથી વીંઝાતા અને ખમા ખમાથી વધાવતા વિશેષ શોભી રહ્યા છે. ત્યાં પેલા દેવતાઓ પાછા વીપ્ર રૂપે આવ્યા. અદ્દભુત રૂપ વર્ણથી આનંદ પામવાને બદલે જાણે ખેદ પામ્યા છે એવા સ્વરૂપમાં તેઓએ માથું ધુણાવ્યું. ચક્રવર્તીએ પુછયું, અહો બ્રાહ્મણો ! ગઇ એ વેળા

આવેલા ત્યારે જુદારૂપમાં માથું ધુણાવ્યું એનું શું કારણ છે ? તે મને કહો. વીપ્રે કહ્યું કે હે મહારાજ ! તે રૂપમાં ને આ રૂપમાં ભુમી આકાશનો ફેર પડી ગયો છે ચક્રવરતીએ તે સ્પષ્ટ સમજાવાને કહ્યું. ત્યારે બ્રાહ્મણોએ ફરીને કહ્યું, અધિરાજ તમારી કાયા પ્રથમ અમૃતતુલ્ય હતી ને આ વેળા ઝેર તુલ્ય છે. જ્યારે અમૃતતુલ્ય અંગ હતું ત્યારે આનંદ પામ્યા, અને આ વેળા ઝેર તુલ્ય છે ત્યારે ખેદ પામ્યા. અમે કહીએ છીએ તે વાતની સિદ્ધતા કરવી હોય તો તમે તાંબુલ થુંકો તત્કાળ તે પર માંખી બેસશે અને તે પરલોક પહોંચી જશે. ત્યારે સનત્કુમારે તે પરીક્ષા કરી તો સત્ય ઠર્યું. પુર્વ કર્મના પાપનો જે ભાગ તેમાં આ કાયાના મદ સંબંધીનું મેળવણ થવાથી ચક્રવર્તીની કાયા ઝેરમય થઇ હતી વિનાશી અને અશુચીમય કાયાના આવા પ્રપંચ જોઇને સનત્કુમારને અંતઃકરણમાં વૈરાગ્ય ઉત્પન્ન થયો, આ સંસાર કેવળ તજવા યોગ્ય છે. આવીને આવી અશુચી સ્ત્રી, પુત્ર, મિત્રાદીકનાં શરીરમાં રહી છે એ સઘળું મોહમાન કરવા યોગ્ય નથી, એમ વીચારીને પોતે સંસાર છોડી ચાલી નિકળ્યા. તે જ્યારે સાધુ રૂપે વીચરતા હતા ત્યારે તેઓને મહારોગ ઉત્પન્ન થયો હતો, તેનાં સત્યતત્વની પરીક્ષા લેવાને કોઇ દેવ ત્યાં વઇદરૂપે આવ્યો. સાધુને કહ્યું, હું બહુ કુશળ રાજવઇદ છું. તમારી કાયા રોગનો ભોગ થયેલી છે. જો ઇચ્છા હોય તો તત્કાળ હું તે ટાળી આપું. સાધુ બોલ્યા, હે વૈદ ! કર્મરૂપી રોગ મહોન્નનત છે. એ રોગ ટાળવાની તમારી જો સમર્થતા હોય તો ભલે મારો એ રોગ ટાળો. એ સમર્થતા ન હોય તો આ રોગ ભલે રહ્યો. દેવતા બોલ્યા એ રોગ ટાળવાની મારામાં સમર્થતા નથી. સાધુએ તુરત થુંકવાળી આંગળી કરી રોગની ઉપર ફેરવી એટલે પ્રભુ કૃપાથી તે રોગ સત્વર મટી ગયો ત્યારે તે સાધુ બોલ્યા આ શરીરના એક એક રૂવાડામાં અનંત રોગો ભરેલા છે, મળમુત્ર, નરક, હાડ, માંસ, પરૂ, અને શ્લેષમાંથી જેનું બંધારણ ટકયું છે, ત્વચાથી જેની મનોહરતા છે તે કાયાનો

મોહ ખરે વિભ્રમય છે. સનત્કુમારે જેનું લેશ માત્ર માન કર્યું તે પણ જેથી સંખાયું નહીં તે કાયામાં અહો પામર! તું શું મોહે છે? એ મોહ મંગળદાયક નથી.

*　　*　　*　　*

કઠણુ કામ પણુ આવડે,
　કરતાં નિત્ય અભ્યાસ;
નટ ચાલે છે દોરડે,
　શીખે વરસ ૭ માસ.

## સોનેરી શીખામણો.

(૧) સખાવત સ્વર્ગની કુંચી છે ને દયા એ ખાનદાનીનો ખજાનો છે.

(૨) સરીતાનું પાણી સમુદ્રમાંજ જાય છે તેમ દાન આપનારની દોલત વ્યાજસહીત દાનેશ્વરીને મળે છે.

(૩) ભુંડાઇને બદલે પણ ભલાઈ કરે અને અપકારનો બદલો ઉપકારથી વાળે એજ ખરો મહાત્મા ગણાય છે.

(૪) પદવી પામ્યા પછી આશ્રીતોને આશ્રય ન આપે તેજ શેતાન, કેમકે શેતાન ઉપર કાંઈ શીંગડાં હોતાં નથી.

(૫) ચડતીમાં ગર્વ ન કરે ને પડતીમાં ખેદ ન કરે ને શરણાંગતનો કદી ત્યાગ ન કરે તેજ ખરો સજ્જન સમજવો.

(૬) વરસાદ માગ્યા વિના વરસે છે તેમ સજ્જનો માગ્યા વગર પોતાની દોલત દેશને ચરણે ધરે છે.

(૭) વાદળીઓ વરસે ને વૃક્ષો ફળે ત્યારે નીચે નમે છે તેમ સમૃદ્ધિઓ પામ્યા પછી વધારે નમ્ર બને તેજ સજ્જન ગણાય છે.

(૮) સાંભળે કે ગૃહણ કરે તેને શીખામણ આપવી સારી પણ મુર્ખને શીખામણ દેવી તે સર્પને દુધ પાયા બરોબર છે.

(૯) વૈર લેવું એ હલકાઈનું કામ છે ને ક્ષમા કરવી એ મોટાઇનું કામ છે જુઓને વૃક્ષો પત્થર મારનારને પણ ફળ આપે છે.

(૧૦) તરવારની કીંમત મ્યાનથી નથી પણ ધારથી થાય છે તેમ માણસની કીંમત દોલતથી નહિ પણ સત્ય ને સદાચારથી થાય છે.

(૧૧) હમેશાં ગરીબનો બેલી પરમેશ્વર છે.

## કર્યું તે ખરૂં.

ન રહેશો કાલ ઉપર કદી
વચ્ચે આડી ઉભી છે રાત,
વચ્ચે આડી ઉભી છે રાત,
થશે શું ઉગતા માંહી પ્રભાત.
આળસમાં જરીએ નવ વહેશો,
કાલ ભરોસે કદી ન રહેશો,
ખરો સમય છે આજ—કર્યું તે ખરૂં
રામ સરીખા રાજવી તે તો,
જાયે વન પ્રભાતમય તે તો,
અન્યની ક્યાં રહી વાત—કર્યું તે ખરૂં
એક પછી એક દીવસો જાતા,
અર્થો કદી ન ભવિષ્યે સંધાતા.
કરો વર્તમાનનું કાજ—કર્યું તે ખરૂં
કાલ કરીશું કાલ કરીશું,
એવા નિશ્ચય ઉર જો ભરીશું,
રહીશું જ્યાંના ત્યાંજ—કર્યું તે ખરૂં
આજ જેની જો નિષ્ફળ જાતી,
તેની કાલ ન ઉત્તમ થાતી,
કરો આજનું પ્રીય વીર રાજ—કર્યું તે ખરૂં

* * *

## ખેલ ખાંડાની ધાર.

ખેલ ખાંડાની ધાર, (૨)
મરદ તો મેદાને પડે—ટેક.

બાયલાનો નહી પાર (૨)
મરજીવા ધડ વીના લડે—ખેલ.

મારે ગેબી એ માર (૨)
દૃષ્ટિએ કોઇની આવે નહી—ખેલ.
દર્શને થતાં જ ઠાર (૨)
અન્ય તે કેમ ઠરે તહીં—ખેલ.
આ તો રોકડ વેપાર (૨)
ઉધારીઆનું ગજું નહી—ખેલ.
હાંકે ગાડરની લ્હાર (૨)
ભકવાટે વસ્તુ લાધે નહી—ખેલ.
કરે શબ્દનો તોલ (૨)
ગુરૂ ગરવા શિષ્ય સદ ભલા—ખેલ.
માણે વસ્તુ અડોલ (૨)
પદ રજ નીત્ય ચુમે ભલા—ખેલ.

## વાઘ અને શીયાળ.

એક વાઘ વગડામાં ભુખ્યો ભમતો હતો. તેવામાં એક શીયાળ મળી. તેની કેડે મારવાને તે વાઘ દોડયો એટલે પેલી શીયાળ કહે કે–ભાઇ, હું તો તારો મામો થાઉં છું ને તું તો મારો ભાણે જ થાય છે. તે મને મામાને મારીશ તો તને પાપ લાગશે. ત્યારે તે કહે કે મામા મને ભુખ લાગી છે માટે ભક્ષ બતાવ. ત્યારે તે શીયાળ કહે કે ચાલ બતાવું. જેણે કરીને તારૂં ને મારૂં બેઉનું પેટ ભરાય. એમ કહીને એક મોટું તળાવ હતું તેમાં પાણી સુકાઈ ગયું હતું પણ થોડું થોડું પાણી હતું ને કચરો ને પાણી બે મળીને જાડો રગડ કીચડ થયો હતો તેમાં એક મોટો પાડો પડેલો હતો તે શીયાળે બતાવ્યો. તેને જોઇને તે વાઘ કહે કે આ તો બહુ છેટે છે ને તેટલે છેટે મારાથી કુદાશે નહિ, ને એ જો બહાર નીકળે તો સારૂં જોર ફાવે. ત્યારે તે શીયાળ કહે કે એમાં શું છેટું છે ? તારો બાપ તો એવો હુશીઆર હતો કે એકજ ફાલમાં ત્યાં જઇને બેસે એવો હતો, તેના પુત્ર તમે તે આવું ઢીલું વચન શું બોલો છો !

લજાતા નથી. ત્યારે તે વાઘ કહે એટલે કુદાશે ? ત્યારે તે શીયાળ કહે કે એમાં શું થોડેક છેટે જઇને દોટ મુકીને કુદો તો તેના ઉપરજ જવાશે. એમ કહ્યું એટલે તે વાઘ તો થોડેક છેટે જઇને દોટ મુકીને કુદયો. તે વિશેક હાથ ગારામાં પડયો ને પાડો તો દશ પંદર હાથ છેટે રહી ગયો ને તે કચરો તો ગળા બરોબર હતો ને મધજેવો ચીકણો ને પાતળો હતો તેથી તે માંહી ખુંચ્યો. ત્યારે તે વાઘ કહે, શીયાળ મામા ! આ તો નિકળાય તેમ જણાતું નથી. ત્યારે તે શીયાળ કહે કે કરો જોર. એટલે તે વાઘે જોર કર્યું. તેથી બધું શરીર ડુબી ગયું ને એક ડોકું બહાર રહ્યું ત્યારે તે વાઘ નીસાસો નાંખીને બોલ્યો કે અરેરે મામા આ તો બન્યો. ત્યારે શીયાળીઓ કહે કે પાડાનો ધણી આવશે ત્યારે ખરેખરી બનશે એમ કહી પોતાની જાતનો શબ્દ હુકો હુકો કહી તે લુચ્ચો શીયાળ નાશી ગયો ને વાઘ ભાઇ તો લપટાયા. ત્યારપછી ગામમાં ખબર પડતાં બે મકરાણી આવી ગોળીથી તે બીચારા નિરપરાધી વાઘને મારી નાંખ્યો. શત્રુની બુદ્ધિએ ચાલવાથી જીવનું જોખમ થાય છે માટે પોતાની બુદ્ધિનો ખરો ઉપયોગ કરી ચાલવાથી લાભ થાય છે.

## મોક્ષનું સુખ.

એક જંગલમાં એક ભદરીકાભીલ તેનાં બાળબચ્ચાં સહીત રહેતો હતો. શહેર વગેરેની સમૃદ્ધિની ઉપાધીનું તેને લેશ ભાન પણ નહોતું. એક દિવસ કોઇ રાજા અશ્વક્રીડા માટે ફરતો ફરતો ત્યાં નીકળી ચાવ્યો. તેને બહુ તૃષા લાગી હતી, જેથી કરીને સાન વડે ભીલ આગળ પાણી માંગ્યું. ભીલે પાણી આપ્યું. શીતળ જળથી રાજા સંતોષાયો. પોતાને ભીલ તરફથી મળેલાં અમુલ્ય જળદાનનો પ્રત્યુપકાર કરવા માટે ભીલને સમજાવીને સાથે લીધો. નગરમાં આવ્યા પછી તેણે ભીલને તેની જીંદગીમાં, નહિ જોયેલા વસ્તુમાં રાખ્યો. સુંદર મહેલમાં અનેક અનુચરો, મનોહર છત્રપલંગ અને સ્વાદીષ્ટ ભોજનથી મંદ મંદ પવનમાં સુગંધી લેપનમાં તેને આનંદ આનંદ

કરી આપ્યો. એટલું જ નહિ પણ વિવિધ જાતના હીરા, માણેક, મૌતિક, મણી, રત્ન અને રંગબેરંગી અમુલ્ય ચીજો નિરંતર તે ભીલને જોવા માટે મોકલ્યા કરે. બાગબગીચામાં ફરવા હરવા મોકલે. એમ રાજા તેને સુખ આપ્યા કરતો હતો, પણ ભીલના મનમાં તો જંગલનું સુખ રમી રહ્યું હતું. એટલે અંધારી રાત્રે વખત જોઇ ભાગી નીકળ્યો અને પોતાનાં સગાં વહાલાંઓને જઇને મળ્યો. સગાં વહાલાંઓએ રાજ્ય સુખ કેવું હતું તે પુછ્યું. તે બિચારો શું ઉપમા આપી શકે? ભીલોએ કહ્યું કે, આપણા કુબામાં શંખલા, છીપ, કોડાં વિગેરે પડયાં છે તેવી ત્યાં કોઈ વસ્તુ હતી ત્યારે તે ભીલ બોલ્યો ના રે ! ત્યાં તો બહુ જ ભારે ને અમુલ્ય ચીજો હતી પણ હું કોની સાથે સરખાવું. આપણે ત્યાં તેની સરખામણી કરવાને કોઇ ચીજ નથી. તે જ પ્રમાણે આ જગમાં જેટલાં સુખો છે તે બધાં નાશવંત અને દુખ દેનારાં છે પણ મોક્ષ સુખ એ અવિચળ ને નિરંતર સુખદાઈ છે માટે તે મેળવવા હંમેશાં યત્ન કરવો જોઇએ. કેમકે તે સુખનો આપણને અભ્યાસ નહિ હોય તો ભીલની પેઠે અંધારી રાત્રે રાજય સુખ મૂકી જંગલનું સુખ લેવા ભાગવું પડશે એ યાદ રાખજો. જેને જેવો સંગ રંગ પણ તેવો બેસે. અનુભવ વિના ખરો આનંદ આવી શકતો નથી.

* * * *

લક્ષ્મી અને અધિકાર વધતાં, શું વધ્યું તે તો કહો;
શું કુટુંબ કે પરિવારથી, વધવાપણું અન્ય ગૃહો,
વધવાપણું સંસારનું નર દેહને હારી જવો,
એનો વિચાર નહિ અહોહો ! એક પળ તમને હવો.

## ચડતી પડતીનો ચીતાર.

ચડતી પડતી સુખ દુઃખમાં ધીરજ ધારો;
ચડતી પડતી આવીને જાયે, ચતુર ચિત વિચારો.
આશા નિરાશાના રંગે રંગાઇ, જીંદગી હવે શુષ્ક જણાઈ.
સંકટ માંહી એ સપડાઇ ઉગરવાનો ન આરો.



## પુલછાબ એકત્રીસમી.

### વિવિધ વચનો.

તું માની બેઠો છે, કે આ રાજ્ય, શરીર, પુત્ર, ધન, સગાં એ સર્વે મારાં છે; પણ યાદ રાખજે કે જે વખતે તને ભોંય પથારીએ લેશે, તે વખતે ખરા ધર્મ વિના આ જગતમાં તારો કોઇ સાચો સ્નેહી નથી. બાઇડી બાર સુધી, સગાં સ્મશાન સુધી, ને ધર્મ જીવની સાથે ચાલે છે.

જગત્માં બધી વાતો ભલે તું ભૂલી જજે, તેની મને ચિંતા નથી. પણ જેણે તને ભરતખંડમાં મનુષ્યનો જન્મ આપ્યો છે, તેનો ઉપકાર એ ઘડી યાદ કરવાનું કદિ ભૂલતો નહિ!

ધરણીમાં ધાપ મારે ધનવાન થવાતું નથી. છત્રપતિની તીજોરી ફોડે વૈભવ મલતો નથી, કરોડો કાળાં કૃત્ય કર્યાથી કામ સિદ્ધ થતું નથી,પ્રપંચને દગાફટકાના દામથી મોટરોમાં મહાલાતું નથી. તેમ કન્યાવિક્રયની હુંડીઓ વટાવી વૈભવી થવાતુ નથી. પણ તું યાદ રાખજે કે પરસેવા અને પ્રમાણિકતા વિના સાહેબી કદિ ભોગ-વાય નહિ.

મહાવીર હનુમાનજીએ રામચંદ્રજીનાં અનેક કામો કર્યા છતાં તેને તેલ અને વેરીના ભાઇ વિભિષણને રાજ્ય વૈભવ મળ્યો. માટે પ્રભુની ઇચ્છાને તાબે થવું એ જ ભક્તનું કામ છે. આપણી તો રાજા થવાની ઉમેદ છે, પણ પરમાત્માની ઇચ્છા જ્યાં સુધી નથી, ત્યાં સુધી એકડા વિનાનાં મીડાં જેવું સુખ સમજવું.

ઉપનિષદો આપણને શીખવે છે, કે દરેક મનુષ્ય, પછી તે નાનો હો, કે મોટો; ઉચ્ચ હો કે નીચ, પરંતુ અખુટ શક્તિ, અપાર

પવિત્રતા, અનુપમ આનંદ અને સદોદિત ચેતનજ, તે તેનું અધિષ્ઠાન છે. શારીરિક અહંભાવને મનમાંથી કહાડી નાખો, એટલે તમે તે આત્માને ઓળખશો.

પવિત્રતા. ક્ષમા, સંતોષ, કે સાત્વિકતાને બહાને બેસી રહેનાર, પુરૂષ માત્ર પ્રમાદીને આળસુજ છે.

સાયંકાળે સુર્યનો, પણ અસ્ત નભમાં થાય છે;
તો મૃગજળ જેવા સુખથી, તું પાપી કાં ફુલાય છે. ?"
પિશાચ વૃત્તિના પાપીઓ, ઘડતાં ઘાટ અપાર;
રંજાડતા નિર્દોષને, ડરે નહિ તલભાર.
જેવું ઇચ્છે અવરનું, તેવું આપનું થાય;
નહિ માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઇ ન માની લેવી એ ખરી કેળવણી છે.

મહાત્મા ગાંધી કહે છે કે "સુદામાનું ચરિત્ર હું વાંચી ગયો હતો, તેની અને નરસિંહ મહેતાની ગરીબાઇની હરીફાઇ કરવાનો મને ઉત્સાહ આવ્યો, અને છે."

જગત્‌ને વધારે વિચારૂં છું, તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે. ગરીબાઈનાં ફળો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, કામ, ક્રોધ ને લોભ ન કરવા, ને પ્રાણી માત્રનું હિત ને પ્રિય થાય એવું કરવા પ્રયત્ન કરવો એ ચારે વર્ણનો ધર્મ છે,

જ્યાં કામ આદિ દોષનો સમુહ નિરંતર મહા-મદમત્ત થઇને વસે છે, એવે માર્ગે સજ્જન પુરૂષે કદિ જવું નહિ; કારણ કે એ માર્ગ નર્કે લઇ જનારો છે. એટલુંજ નહિ પણ એ માર્ગે જેઓ ગયેલા હોય, તેઓનો સંગ પણ કદિ કરવોજ નહિ. કેમકે સંગથી કામ (રાગ) ઉત્પન્ન થાય છે; અને એ કામ મહાત્મા નામનો પુરૂષ,

જેની સાથે મિત્રતા કરે છે, તેને મિથ્યા લાલચો એકદમ ઉત્પન્ન થાય છે. ને તેમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ મોહ નામના મિત્રને સાથે લઇનેજ આવે છે. મોહ લોભને તેડાવે છે, અને લોભ માનને સાથે જ રાખે છે.

નરસિંહ મહેતાને પોતાની ભાભીના મેણાનું દુઃખ ન પડયું હોત, તો તેને પરમાત્માનાં દર્શન થાત નહિ! એટલુંજ નહિ પણ ભક્ત ને કવિ તરીકે ભારત ભુમિમાં તે દીપી નીકળત નહિ.

ગોપીચંદની માતાએ પોતાના પુત્રને બોધ ન દીધો હોત, તો તેઓ મહાન યોગી થઈ અમરપદ કદિ પણ પામત નહિ.

કૈકેયીએ કજીઓ કરી દશરથ રાજા પાસે રામચંદ્રજીને ચૌદ વર્ષનો વનવાસ દીધાનું ન માગ્યું હોત, તો લંકાનો રાજા રાવણ કદિ હણાત નહિ, તેમજ સીતાજીના સતિત્વની કસોટી કદિ પણ થાત નહિ.

" ફરી જન્મ લે ને મારે પેટે અવતાર ધારણ કર. તોજ આ રાજ્યનું સુખ મળશે " એવાં ઓરમાન માતાનાં વચનો ધ્રુવજીએ ન સાંભળ્યાં હોત, તો આત્મોન્નતિ, પ્રભુદર્શન ધ્રુવને કદિ પણ થાત નહિ.

વિદ્યાનો ખરો ઉપયોગ પ્રભુનો મહિમા ફેલાવવામાં અને જીવનને ઉચ્ચ બનાવવાને કરવો જોઇએ.

ગ્લેડસ્ટન કહેતો, કે છેક નાનપણથી હું એક નિયમ પાળુ છું. જમતી વખતે દરેક કોળીઓ પચીસ વાર ચાવ્યા વિના હું ગળે ઉતારતો નથી; અને હું માનું છું કે ઘણે ભાગે તેથીજ મારી તંદુરસ્તી આવી સારી રહી છે.

## અસુરનું કુટુંબ.

એક વખત ધર્મ અને ભક્તિ માતા વંદ્રાવનથી ચાલ્યા આવતાં હતાં. તેવામાં રસ્તામાં વનમાં એક કુટુંબ સહીત સ્ત્રી દેખાણી તેને જોઇને ધર્મદેવે પૂછ્યું કે તમે કોણ છો? આ અઘોર વનમાં કોઇની

બીક વીના એકલાં રહો છો ? ત્યારે તે વનિતા બોલી કે, તમારે પુછવાનું શું કામ છે, તમે આવ્યાં ત્યાં ચાલ્યા જાઓ. પુછવામાં માલ નથી. જુઓ મારા પતિનું નામ કુસંગ છે ને અંધવતી નામે મારી માતુશ્રી છે. મારૂં નામ અવિદ્યા છે. મારો પતિ પ્રભુથી વિમુખ છે, તેને "પ્રભુ-વિમુખ" કહે છે. મારી પુત્રી મિથ્યા છે, તેને અધર્મ સાથે પરણાવી છે, તેને પ્રજા અપરંપાર થયેલી છે. કામ, ક્રોધ, લોભ, મોહ ને દંભાદિક તેને દીકરા થયા છે. આશા, તૃષ્ણા, ઇર્ષા, અદયા, કુટીલતા, કુમતી, કુબુદ્ધિ, દુષ્કૃતી તે એને દીકરીઓ થયેલી છે, તેનાથી નિંદા, દ્રોહ કદી નવરાં રહેતાં નથી ને તે હર્ષ શોકની હમેશાં વાતો કરે છે. આ જગતમાં શત્રુ ને મિત્ર શોધીને રાગદ્વેષ, વિના કારણે કરે છે, તે હમેશાં બળ, છળ, અનર્થ ને હિંસાનો ઉપદેશ પોતાના બાળકોને આપે છે તેથી તેના કુટુંબમાં ભય, વિગ્રહ ને વિપત્તિ હોય છે. મારી પ્રજા ઘણી મોટી છે તેનો ગણતાં પાર આવતો નથી. તમને તેનો ગમ પણ પડે નહી. મને જગતમાં કોઈ જીતી શકે તેમ નથી કેમકે એવી હું રાજનિતી ભણેલી છું. ચારે સંપ્રદાય ને બધાં કુટુંબમાં મારો વાસો છે, મને કોઇ ખેસવી શકે તેમ નથી. ભેખ ને પંડીત તે મારૂં પીયર કહેવાય છે ત્યાં રહેવાનું મને બહુ જ ગમે છે. યોગી, યતી, સન્યાસી, તપસી ત્યાં તો હું અખંડ રહું છું. આ જગતમાં છોટા ને મોટા ઘણા જીવો મેં પકડયા છે, તેને હું મોક્ષને માર્ગે કદી જવા દેતી નથી.

## સર્પ, કાચબો, સસલો ને શીયાળના મતો.

એક જંગલમાં એ ચારે ભાઇબંધ રહેતા હતા એક દીવસ જંગલમાં અચાનકે દાહ પ્રગટયો ત્યારે સર્વેના મત લેવામાં આવ્યા તેમાં પ્રથમ સર્પ બોલ્યો કે મારા તો લાખ મત છે કે એ દવ આપણને શું કરનાર છે. પછી કાચબાના મત લીધા ત્યારે તેણે કહ્યું મારા કરોડ મત છે કે એ દવનો ભાર શું ? પછી સસલાના મત

લીધા તેણે સો મત દીધા કે કાંઇ ફીકર નહી; ને છેવટે શીયાળના મત લીધા, તેણે એક ભાગી જવાનો મત આપી પોતે ભાગી નીકળ્યું તેથી તે બચી ગયું. ને લાખ ને કરોડ મતવાળા બીચારા તે મહાન દવમાં બળીને મરી ગયા. માટે જ્યારે પોતે જે સ્થાનમાં રહેતા હોઇએ ત્યાં દેશકાળ બદલાય તો ડાહ્યા પુરૂષે ત્યાંથી નાશી છૂટવું એ જ ડહાપણ ગણાય છે.

## સુવાકય સંગ્રહ.

એક ફકીર ઉપાસના વખતે કહ્યા કરતો હતો, કે હે પ્રભુ! ભુંડાપર દયા કરો! કેમકે ભલા ઉપર તો દયા કરીને તમે તેમને પ્રથમથીજ ભલા બનાવ્યા છે.

જેને ઘણા મિત્ર છે, તેને તમારૂં દીલ ન આપો.

એક વાર લોકોએ એક શિઆળને પૂછ્યું કે, "આ સ્થળે સિંહનો નિવાસ છે, છતાં તમે શા માટે જંગલ છોડી જતા નથી?"

શિયાળે કહ્યું, "તેનું કારણ એ છે, કે તેણે કરેલા શિકારનો વધ્યો ઘટયો ભાગ મને વખતો વખત મળ્યા કરે છે; તેમજ સિંહ-રાજની છાયામાં રહેવાથી બીજાં સામાન્ય હિંસક પ્રાણીઓ, કે જે મારા જેવા માટે અત્યંત ભયકારક છે, તે આ તરફ આવી શકતાં નથી, અને મારૂં અનિષ્ટ કરી શકતાં નથી." લોકોએ કહ્યું, "ત્યારે તમે તેના શરણમાં રહો છો, અને કૃતજ્ઞતાપૂર્વક તેના ઉપકારનો સ્વીકાર કરો છો." ઉપકાર કરનારનો આભાર માનવો.

ક્ષણભંગુર સંસારમાં, લક્ષ્મીનો ચળવાસ;
રહે ન કોઇની સાહેબી, ક્ષણમાં થાય વિનાશ.

ઉગ્યું તે આથમવાનું, ફૂલ્યું તે કરમાવાનું. તેમ સુખની પાછળ હંમેશાં દુઃખ રહેલું છે. આ જગતમાં લક્ષ્મી ને સાહેબી, કોઇની અવિચળ રહેતી નથી.

સેંટ બરનાટ તો એટલે સુધી સાબિત કરે છે, કે મારા પોતાના શિવાય મને બીજો કોઇ નુકશાન કરી શકતો નથી. જે હેરાનગતિ

મારે વેઠવાની છે, તેનું કારણ મારી સાથેજ લઇને હું ફરૂં છું. તે તો પોતાનાજ દોષોનું પરિણામ છે.

એપીકટેટસ પણ એમજ કહે છે, કે જો કોઇ માણુસ દુઃખી છે, તેનું કારણ તે પોતેજ છે. કારણ કે પરમેશ્વરે તો મનુષ્યોને સુખી થવા માટે જ સરજેલા છે.

હંમેશા પોતાની ડાયરીમાં વખતની નોંધ રાખ્યા વિના કદિ રહેવું જ નહિ. પ્રભાતે ઇશ્વર સ્મરણ કર્યા પછી પોતાની ડાયરીમાં આખા દિવસનો કાર્યક્રમ લખવા રીવાજ રાખવો. તેને લીધે તમારો વખત કેવી રીતે પસાર થાય છે તેની તમોને ખબર પડશે.

"કર સંગત અતિ ઉચ્ચ, કરો સદ્‌ગુરૂની સેવા;
કર કીર્તિનો લોભ, કરો કારજ જશ લેવા."

દેવતાઓ ગોવાળીઆની માફક હાથમાં દંડ લઇને આપણું રક્ષણ કરતા નથી. પરંતુ તેઓ તો જેની રક્ષા કરવાની હોય તેવા મનુષ્યોને સારી સંગત તથા ઉંચી બુદ્ધિ આપે છે. તેથી તેમનાં સર્વ કામ સિદ્ધ થાય છે.

વિશાળ બુદ્ધિવાળો મનુષ્ય હંમેશાં સારૂં કામકાજ કરે છે. જે મનુષ્ય સારૂં કામ કરે છે, તે સત્કીર્તિ લઇ ઉત્તમ લોકમાં જાય છે. માટે માણસોએ સારી રીતે સાવધાન થઇ સત્કાર્ય કરવાં.

સ્વર્ગમાં લઇ જનારી દશ વસ્તુઓ છે તેનાં નામ ૧ શીલ, ૨ સત્ય, ૩ વિનય, ૪ શાસ્ત્રનો અભ્યાસ, ૫ વિદ્યા, ૬ કુલીનતા, ૭ બળ, ૮ ધન, ૯ શૌર્ય, ૧૦ યુકિતવાળું વચન.

બાણુથી કે ફરસીથી કાપેલું વન કોઇક દિવસ પુનઃ નવપલ્લવ થાય, પરન્તુ નિન્દારૂપ વાણીથી છેદાએલું મન કદિ પ્રસન્ન થતું નથી.

અગ્નિની ઝાળથી સોનાની કસોટી થાય છે, સદાચરણથી ધર્મની પરીક્ષા થાય છે, વ્યવહાર વડે સત્પુરૂષની પરીક્ષા થાય છે, ભયના સમામાં શુરાની પરીક્ષા થાય છે, નાણાની ભીડમાં ધીરજની પરીક્ષા થાય છે, દુઃખને વખતે મિત્રની પરીક્ષા થાય છે.

જે મનુષ્યને પોતાનું કલ્યાણ કરવાની તિવ્ર ઇચ્છા હોય તે માણસે ઉત્તમ પુરુષોની મૈત્રી કરવી.

આ લોકોમાં ચાર જાતનું બોલવું ઉત્તમ ગણાય છે. ૧ મૌન રહેવું તે ઉત્તમ, ૨ સત્ય બોલવું તે ઉત્તમ, ૩ પ્રિય બોલવું તે ઉત્તમ, ૪ ધર્મ સ્વરૂપ બોલવું તે ઉત્તમ.

જે પુરૂષ સઘળાનું કલ્યાણ ઇચ્છે છે, કોઇના અકલ્યાણમાં મન રાખતો નથી, સત્ય બોલે છે, કોમળ હોય છે, અને જીતેન્દ્રિય હોય છે, તેજ ઉત્તમ પુરૂષ ગણાય છે.

સંતાપ કરવાથી રૂપનો નાશ થાય છે, સંતાપ કરવાથી બળનો નાશ થાય છે, સંતાપ કરવાથી જ્ઞાનનો નાશ થાય છે, ને સંતાપ કરવાથી વ્યાધિ થાય છે. માટે સંતાપ કરવો નહિ. જે થાય છે તે સારા માટે સમજી, શ્રી હરિને હંમેશાં શરણે રહેવું; તેમાંજ ખરૂં સુખ છે.

સ્ત્રીનો, ધુતારાનો, આળસુનો, બીકણનો, ક્રોધીનો, અભિમાનીનો, ચોરનો, કૃતઘ્નીનો, અને નાસ્તિકનો, ભુલે ચુકે ઘડીભર પણ કદિ વિશ્વાસ કરવો નહિ.

સુખ દુઃખ હંમેશાં નાશવંત છે, અને જીવ અવિનાશી છે, માયા વિનાશી છે, શરીર ક્ષણભંગુર છે, અવસાન કાળે જીવ સાથે જવાને કોઇ તૈયાર થતું નથી. ફક્ત તેનો ખરો બાંધવ ધર્મજ સાથે જઇને તેને મહા દુઃખમાંથી છોડાવે છે. સ્ત્રી, પુત્ર, સગાં, સહુ સ્મશાન સુધી આવી, બાર દિવસે મિષ્ટાન્ન ખાય છે. એવા દાખલા આપણી નજરો આગળ લાખો બને છે.

આશા ધૈર્યનો નાશ કરે છે, કાળ સમૃદ્ધિનો નાશ કરે છે, ક્રોધ લક્ષ્મીનો નાશ કરે છે, કદરૂપાપણું યશનો નાશ કરે છે, કોપાએલો બ્રાહ્મણ દેશનો નાશ કરે છે. મૂર્ખ પુત્ર કુળનો વિનાશ કરે છે.

# ફુલછાબ બત્રીસમી.

## સુકાવ્ય પ્રસાદી.

મોહનના મંત્રનો મહીમા, વિચારી પ્રેમથી લેજો;
વિદેશી વસ્તુને બંધુ, તજી સૌ દીલથી દેજો.
કર્યા છે દેશને માટે, સહન જે દુઃખ ભારતમાં;
નથી જ્યાં સ્વાર્થની બાજી, મળે નહિ અન્યના મતમાં.
અરે, ઓ હિંદના વાસી, સુતા શું સોડને તાણી;
ગરીબડી ગાયને માટે, દયાને અંતરે આણી.
હમ તો બચીગે સાહેબ, દયાસે શબ્દદોર ગહિ ઉતરે પાર;
કહત કબીર સુનો ભાઇ સાધો, ઇસ ઠગનીસે રહો હુસીયાર.
ચોખી ચરચા જ્ઞાનકી, આછી મનકી જીતી;
સંગતિ સજ્જનકી ભલી, નિકી હરિકી પ્રીતિ.
સરસ્વતી કે ભંડારકી, બડી અપુરબ બાત;
જ્યોં ખરચેં ત્યોં ત્યોં બઢે, બીન ખરચે ઘટી જાત.
કહા કહું વિધિકો અવિધિ, ભુલે પરે પ્રવીન;
મુરખકો સંપત્તિ દઇ, પંડિત સંપત્તિ હીન.
જુવા ખેલે હોતુ હઈ, સુખ સંપતિકો નાશ;
રાજકાજ નર તેં છુટ્યો, પાંડવ કીય વનવાસ.
લોકન કે અપવાદ કો, ડર કરીયે દિન રેન;
રઘુપતિ સીતા પરહરી, સુનત રજકકે બેન.
સાચ જુઠ નિર્ણય કરે, નીતિ નિપુણ જો હોય;
રાજ હંસ બિનકો કરે, ક્ષીર નિરકો દોય.

જગમાં મોટો જેહ, ધરમની ધજા ચડાવી;
જગમાં મોટો જેહ, સંતની છાપ પડાવી.
ખોટા આ સંસારમેં, દો બાત હે સાર;
ભુખેકું અન્ન જલ ભલો, રટને કું કીરતાર;
જીવ્હા તો સારી ભલી, જો સમરે ઘનશ્યામ;
નહિ તો કાટી ડારીએ, કયા હય ઈનસેં કામ;
ભલે પધાર્યાં લક્ષ્મીબાઇ, સગાંસંબંધી આવ્યાં ધાઇ,
કોઈ કહે મારો પીતરાઈ, કોઇ કહે મારો જમાઇ.
માયા વડી મોહીની, જેના વજના ગાળા;
સાંગો કે સલવાણા, કંઈક ચડયાને કંઇક પાળા.
સમતામાં સુખ છે ઘણું, સમતાથી દુઃખ જાય;
સમતા વિણુ આ સૃષ્ટિમાં, કોઇ સુખી નહિ થાય.
જોર જવાની ચાર દીન, આવે ને વળી જાય;
ગર્વ ધરી મુરખ નરો, માર અધિકો ખાય.
બાજી દિવસ ચારની, મનમાં શું મલકાય:
ખીલ્યું તે ખરશે નક્કી, આવ્યું તે નક્કી જાય.

## કુવાનો દેડકો.

કુવામાં વસતા દેડકાને સમુદ્રના મહિમાની ખબર જેમ હોતી નથી, તેમ સંસારના પંચ વિષયમાં લચીપચી રહેલા વિષયી જીવને મહાન સમર્થ પ્રભુના અલૌકિક મહિમાની માહિતી હોતી નથી. એક ગર્વિષ્ટ શ્રીમાન્ એક શિક્ષક પાસે પોતાના બંગલાનું રાત્રિ દિવસ વર્ણન કર્યા કરતો હતો. તેને એક વખતે તેનાજ બચ્ચાંને શિક્ષણના ટાઇમે પૃથ્વીના નકશામાં “તારા બાપના બંગલા બતાવ.” આવો પ્રશ્ન પૂછયો. છોકરો કહે પૃથ્વીના નકશામાં શું મારા બાપના બંગલા લખ્યા હોય કે ? આ સાંભળી તે શ્રીમાન કે જે પાસે બેઠો હતો તેને દુનીઆના વિસ્તારનું ભાન થયું ! અને પોતાની ભુલ સુધારી. જગતમાં ઘણા પુરૂષો દેડકાના ડહાપણ સમાન પોતાનું ઐશ્વર્ય વખાણી રહ્યા છે.

ભર દરિએ ચાલી આવતી સ્ટીમર જેમ બંદરને જોઇ દિશા બદલે છે તે જ પ્રમાણે મનુષ્યને પચાસ વર્ષ વિત્યે મૃત્યુરૂપી બંદર નજદિક આવતું જાણી આ લોકના તમામ વહેવારો બંધ કરી પ્રભુ ભક્તિમાં જોડાઇ જવું જોઇએ. તો જ તેને મનુષ્ય જન્મનો લ્હાવો લીધો કહેવાય. પછી,—'કાળપ મેલી કેશ, મન કાળપ મેલે નહિ." કેશ પણ શ્વેત થયા પણ મન પંચ વિષયમાં રમતું હોય ત્યાં કલ્યાણુની આશા રાખવી ફોગટ છે.

## નશીબની બલીહારી.

કદિ પૂર્વ દિશામાં ઊગતો સૂર્ય શું તમે કોઇ દિવસ પશ્ચિમ દિશાણુાં ઉગતો જોયો છે ? ના ના ! તો તમે યાદ રાખજો કે " જેના નસીબમાં જેટલું લખેલું છે, તેટલું જ તેને તે વખતે મળી રહે છે. " કાંઈ પ્રભુનો સ્થાપિત નિયમ કદિ ફરતો જ નથી.

જા કો જીતના નિર્માન કીયા, તાકો તીતના હોય.

હે માટીના મનુષ્ય ! તું એક દિવસ માટીમાં મળી જવાનો છે. છતાં શું અભિમાન રાખી તારૂં ડહાપણુ બતાવે છે ! " પ્રભુ પલમાં ચાહે સો કરે " એ વચન તારા હૃદયમાં ઉતારી જરા નમ્ર થા, કેમકે તારૂં ખાધેલું પાચન કરવાની શક્તિ પણુ તારામાં નથી. એ તો તું ગર્વિષ્ટ બની અમથો ફુલી રહ્યો છે !

તારાં કરેલાં કર્મો જ એ નસીબ છે. પછી તું નસીબનો ખોટો વાંક કાઢી ગરીબાઇ કે શ્રીમંતાઈમાં સુખ માનતો નથી. પોતાની કરણીનું પરિણામ એજ સંસારના સુખ દુઃખ છે, તો તે વગર બડબડાટે ભોગવવાં એ જ્ઞાની માણુસનું કામ છે. જુઓને ભગવાનના ભક્તો ! વિદુરજી, નરસિંહ મહેતો, મીરાંબાઇ સંસારી સ્થિતિમાં ગમે તેવાં હતાં પણુ ભગવાનને અતિશય પ્રિય હતાં તે પણુ પોતાનું પ્રારબ્ધ પુરૂં જ કરી અક્ષય ધામમાં ગયાં છે, એટલે કહેવાનું એ છે કે, પ્રારબ્ધ બધાંને ભોગવવું પડે છે જ. તેમાં યત્કિંચિત્ ફેર પડતો નથી. " કુદરતનો નિયમ કદિ ફરતો જ નથી. "

સંસારમાં જેને આપણે આપણા માનીએ છીએ, તે ખરેખર આપણાં નથી; કારણ કે આ દેહ કે જેની આપણે ઘણાં વરસ તાબેદારી કરી તે પણ સ્મશાનમાં જ રહેવાનો છે. જીવની સાથે તો એક ધર્મ આવનાર છે, એ નક્કી યાદ રાખવાનું છે.

## જવાહીરના ઝુમખા.

હે! હરિ! તારી ખુબી તો ઓરજ છે. તેં ગુલાબ જેવાં ઉત્તમ ઝાડને કાંટા આપ્યા છે, ચંદ્રમાને કલંક લગાડયું છે, સમુદ્રને ખારો બનાવ્યો છે, વિદ્વાનને લક્ષ્મીથી દૂર રાખ્યા છે, અને શ્રીમંતોને કેળવણી રહિત કર્યા છે. આ સઘળી તારી જ ખુબી છે. કસ્તુરી ને કોયલ કાળી; ને બગલા તથા સોમલને તે શ્વેત કર્યા છે. હે! હરિ! તારી કૃતિ તો તારી પાસે જ છે. તે જાણવાની કોઇનામાં શકિત નથી.

પ્રમાણિક મનુષ્યો પોતાની અંદરની આસુરી શકિતઓને વશ થઇ શકે તેમ નથી.

સંસારમાં સદા રાજી રાજી રહેવું, કોઈ પણ દિવસ પ્રભુની મરજી વિરૂદ્ધ ચાલવું નહિ. જે કાળે જે બને તેમાં આનંદ માની શ્રી હરિનો હંમેશાં અમુલ્ય જીંદગી માટે ઉપકાર માનવો. કેમકે "આ તન પતંગ છે, તેને ઉડી જતાં વાર લાગશે નહિ" એ ખાસ ધ્યાન રાખવું.

સ્ત્રી પાસે કદિ બધું સાચું બોલવું નહિ. પોતા પાસેની ચીજ માગ્યા વિના કોઇને દેવી નહિ, એ બે શીખામણો અમુલ્ય છે. કારણ કે સ્ત્રી ગમે તેવી ડાહી હોય પણ તેની મતિ પાનીએ કહી છે; તે વાત શું ખોટી છે? ભર્તુહરિને માલવા તજવું પડયું, ને શૌભરી ઋષિને વૃદ્ધપણે સંસારી થવું પડયું. એ વાત કયાં કોઇથી અજાણી છે? તેમજ માગ્યા વિના આપણી ચીજ બીજાને દેવાથી આ જગતમાં આપણે બેવકુફ બનીએ છીએ.

સંસારમાં જન્મ ધરીને જેણે મોક્ષનો માર્ગ સરળ કર્યો નથી,

તેને આત્મઘાતી જાણવો, કારણકે આપણા ૬૬૬ વર્ષ થાય, ત્યારે બ્રહ્માનો એક લય થાય છે, એટલી "બ્રહ્માની લય" જેટલી પણ આપણી ક્યાં જીંદગી મોટી છે કે આયુષ્યનું અભિમાન કરીએ?

નીચે પ્રમાણે ૭ અવગુણો જેનામાં હોય તેને જીવતાં કે મરીને પણ કદિ સુખ થતું જ નથી.

(૧) દ્રવ્યાદિકનો લોભ. (૨) સ્ત્રીને વિષે બેઠા ઉઠયાની વાસના. (૩) રસને વિષે જીવ્હાની આસક્તિ (૪) દેહાભિમાન. (૫) કુસંગીમાં હેત (૬) પોતાના સંબંધીઓમાં હેત.

પંદર દિવસે એક એકાદશીનો ઉપવાસ કરવાથી બે જાતના લાભ થાય છે. (૧) શરીર સુખકારી. (૨) ભગવાન રાજી થાય છે.

નામ મીઠું પણ સ્વાદે ખારૂં છે; તેના વિના આખી સૃષ્ટિમાં કોઇને ચાલતું નથી. એ મીઠા જેવી અમુલ્ય ચીજ આપણને કેટલી ઉપયોગી છે? જો તે ન હોય તો આપણા તમામ ખોરાકો સ્વાદિષ્ટ બની શકત નહિ. તેથી પરમાત્માએ તેને બહુજ સોંઘું કરેલ છે.

તુલસી આ સંસારમેં, બડો ગરીબ નવાજ;
મોતી કણ મોંઘો કીયો, સોંઘો કીયો અનાજ.

અજામિલે પણ ધર્મ અને કૃષ્ણના દૂતોનું કહેવું સાંભળી યમના દૂતોને પૂછયું કે યમ રાજાએ તમોને શો હુકમ આપ્યો છે? ત્યારે યમના દૂતો કહેવા લાગ્યા કે અમારા રાજાએ અમોને કહેલ છે, કે જેનું મસ્તક ભગવાનને નમતું નથી, અને વિષ્ણુ સંબંધી કૃત્યો જેના ઘરમાં તેમજ બહાર થતાં નથી, તેવા મનુષ્યને શોધીને તુર્ત મારી સમક્ષ રજુ કરો!

વાલ્મિકી રામાયણમાં ભરતને શિક્ષા વચન કહેલ છે તેમાં પણ કહ્યું છે કે ગુરૂ, વૃદ્ધ, તપસ્વી, દેવતા, અતિથિ, દેવવૃક્ષો અને સિદ્ધ થયા છે અર્થ જેમના એવા, બ્રાહ્મણો એ સર્વને તારે નમસ્કાર કરવા.

જો કોઈ મોટા પુરૂષનું માન ભંગ કરે છે, તો તેથી તેને આળસ, લક્ષ્મી, યશ, ધર્મ, અને લોકબળ, એ સર્વે કલ્યાણનો નાશ થાય છે.

વિદ્વાનોને ડુંગરો અને મૃત્યુ એ સરખાં ગણાય છે.

બ્રહસ્પતિએ કહ્યું છે કે તપસ્વીને, સર્વ શસ્ત્રવાળાને તથા પતિવ્રત્તાને વાણી વડે કરીને કોપાયમાન કરનાર પુરૂષ તત્કાળ મરણ પામે છે.

સુજ્ઞ પુરૂષ, વિદ્યા અને લક્ષ્મીને તો પોતે જાણે વૃદ્ધ નહિ થાય તથા મરશે નહિ, એમ માનીને સંપાદન કરવાં, પણ ધર્મ પાળવામાં તો જાણે કાળે પોતાના કેશ પકડેલા હોય તેમ વર્તવું.

આ લોકમાં તો સર્વે દાનમાં તથા તપમાં ઉત્તમ એવું મહા ભાગ્યવાન વિદ્યાદાન છે.

કપિલદેવજીએ દેવહુતી પ્રત્યે કહ્યું છે કે સત્પુરૂષના સંગવડે કરીને હૃદય અને કાનને રસાયણ દવા જેવી ભગવાનની કથા લાગે છે, અને બીજાને તો પાડા પાસે ભાગવત્ વાંચવા જેવું છે.

મનુષ્યોને ભગવાનના સત્પુરૂષોનો સંગ થાય તેના એક લવ માત્રની તોલે સ્વર્ગ ને મોક્ષ આવી શકતો નથી.

ધર્મ વિનાનું જે કર્મ હોય તે ગમે તો મોટા ફળને આપનારૂં હોય પણ તેમાં સાર માનવો નહિ. કેમકે અધર્મથી કદિ વિજય થતોજ નથી. કેમકે જેમ પાણી વિના ચાલી શકતું નથી, તેમ ધર્મ વિના ભવસાગરમાં ઉત્તમ ફળ મળી શકતુંજ નથી.

લાખો માણસોના અસ્ખલિત પરસેવાથી આપણે સુશિક્ષિત બની એશઆરામ ભોગવીએ છીએ, તેના ઋણમાંથી મુક્ત થવા પ્રયત્ન કરવો એ આપણું આદ્ય કર્તવ્ય છે.

પૈસા જેવી પાપી અને દુષ્ટ વસ્તુ એકે નથી. સઘળી અનીતિ અને પાપનું મુળ પૈસો છે; અને જગતમાં ચોતરફ જેટલાં દુઃખો આપણે જોઇએ છીએ તે જર, જમીન ને જોરૂનાં છોરૂ છે.

અડચણો, દુઃખ અને આફતની પાછળ શક્તિ, સુખ અને શાંતિ દેવીઓ વરમાળ આરોપવા તૈયાર થઇ ઉભી છે.

સાદાઇ એ સજ્જનનો શણગાર છે, દાંભિકપણું એ શઠ લોકોનું કર્તવ્ય છે.

આંખે જોયેલી વાતો પણ ખોટી પડે છે તો પછી કાને સાંભળીને સારો નરસો વિચાર બાંધવો એ સમજદાર મનુષ્યનું કર્તવ્ય નથી.

જે શિક્ષણથી જ્ઞાન લાલસા ઉત્પન્ન થાય છે, અને રાગ દ્વેષના મિથ્યા ભાવ નષ્ટ થઇ સમભાવ પ્રાપ્ત થાય છે તેજ ખરૂં શિક્ષણ છે.

હું કોણ અને કયાંથી આવ્યો છું? અને બે દિવસ પછી મારે કયાં જવાનું છે. તેનો વિચાર હંમેશાં કર્યા વિના રહેવો નહિ.

તું માની બેઠો છે, કે આ રાજ્ય, શરીર, પુત્ર, ધન, સગાં એ સર્વે મારાં છે; પણ યાદ રાખજે કે જે વખતે તને ભોંય પથારીએ લેશે, તે વખતે ખરા ધર્મ વિના આ જગતમાં તારો કોઈ સાચો સ્નેહી નથી. બાઇડી બાર સુધી, સગાં શ્મશાન સુધી, ને ધર્મ જીવની સાથે ચાલે છે.

જગત્માં બધી વાતો ભલે તું ભુલી જજે, તેની મને ચિંતા નથી. પણ જેણે તને ભરતખંડમાં મનુષ્યનો જન્મ આપ્યો છે, તેનો ઉપકાર બે ઘડી યાદ કરવાનું કદિ ભુલતો નહિ।

## અન્ન તેવો ઓટકાર.

બે ટેલીઆ બ્રાહ્મણ એક વખતે ફરતા ફરતા એક મોટા શહેરમાં એક સદાવ્રત એક મોચીએ કરેલું હતું તેમાંથી ચણા લીધા. તે લઇને તેઓ બીજે ગામ જવાને તૈયાર થયા ત્યાં રસ્તામાં નાના ભાઇને ભુખ લાગવાથી તે ચણા ખાઈ ગયો પછી બંને જણા તે ગામની વાડીમાં ઉતારો કરી નાના ભાઇને પાણી ભરવા મોકલ્યો તે પાણીઆરીની વાવ પર આવતાં ઘણાં બૈરાંને જોઈ બોલ્યો, છેટે રહેજો "ગરોળા છીએ" આવું બોલી પાણી ભરી ચાલતો થયો. આ શબ્દ તેના મોટા ભાઇએ સાંભળ્યો કે નાનો ભાઈ આવા શબ્દો કેમ બોલ્યો હશે! પછી ભાઇને પુછ્યું પણ તે કહે કુવા પર ભીડ હતી ને બૈરાં પાણી ભરવા દે તેમ નહોતું; એટલે હું એમ બોલ્યો છું. મોટા ભાઇએ કહ્યું લે તને ભુખ બહુ લાગી હશે! માટે સદાવ્રતના ચણા ખાઇએ! ત્યારે નાનો ભાઇ કહે એ તો હું

રસ્તામાં આવતાં જ ખાઇ ગયો છું. ત્યારે મોટા ભાઈની ખાતરી થઈ કે એ સદાવ્રતનું અનાજ જ એવા પુરૂષનું હોવું જોઇએ. તપાસ કરતાં તેને જણાયું કે એક મોચીનું સદાવ્રત તે હતું, આપણે જેવું અનાજ ખાઇએ તેવા જ આપણા વીચારો થઇ આવે છે. તે આ સાધારણ દષ્ટાંતથી સમજાય છે.



## પુલછાબ તેત્રીસમી.

### સારા ગુણોથી સ્વર્ગની પ્રાપ્તી થાય છે.

સત્ય, વિનયમુદ્રા, શાસ્ત્રાભ્યાસ, વિદ્યા, કુલીનતા, શીલ, બળ, ધન, શૌર્ય અને યુક્તિવાળું વચન એ દશ મનુષ્યને સ્વર્ગ આપનાર છે.

અસત્ય એ અવિશ્વાસનું મૂળ કારણ છે. ખરાબ વાસના ઘર-સંપત્તિ નાશ થવાનું કારણ છે. પારકાની ચુગલી કરવી એ વિપત્તિનું કારણ છે. કુશળ પુરૂષ વડે ત્યાગ થએલો અપરાધી સમજવો. અસત્યથી યશ ભસ્મ થઇ જાય છે. દાવાનળથી વન બળી જાય છે. જ્યાં નિંદકોનો પ્રચાર છે, ત્યાં કદિ પણ સુખનો અવકાશ આવતો જ નથી. દુર્જનની ભાઇબંધી કરવા કરતાં વગર શકે દુર્જનની મિત્રાચારીથી જીંદગી જોખમમાં આવી પડે છે. દુર્જનના સંસર્ગથી પગલે પગલે મહાન હાનિ થાય છે, જેમકે લોઢાના સંસર્ગથી અગ્નિ ઉપર મુદગરોના ઘા પડે છે એટલું જ નહિ પણ એક સ્થળે કહ્યું છે કે દુર્જનના લેશ સંસર્ગથી ગુણને જાણનારા પુરૂષનું ચિત્ત પણ એકાએક વિષયાસક્ત થાય છે. જેમ ગાયનમાં રાગી થએલો મૃગ અકસ્માત્ પ્રલયને પામે છે.

જેમ સમુદ્રમાં લાંબો વખત ડુબી રહેલો મંદ્રાક પર્વત કોમળતાને પામતો નથી, તેમ દુર્જન મનુષ્ય વેદાંતનો પાર પામ્યો હોય તો પણ કદિ સાધુપણું પામતો નથી. લાખ વર્ષ સુધી ચકમકને પાણીમાં પલાળી રાખીએ ને બહાર કાઢી લોખંડ સાથે અફાળતાં અગ્નિ ઝરે છે. પણ તેમાં શાંતિનો ગુણ કદાપિ આવી શકતો નથી.

## લક્ષ્મીની મહત્વતા.

સર્વ કામનાઓને પૂર્ણ કરે એવી લક્ષ્મી પ્રાપ્ત થઇ તેથી શું? તથા શત્રુના માથાપર પગ મુકયો તેથી શું? તેમ સેવકોને વૈભવથી સન્માન આપ્યાં તેથી શું? અને શરીરથી માણસ કદાપિ એક કલ્પ પર્યંત જીવ્યો તો તેથી શું? અર્થાત લક્ષ્મી એ અંતે ચપળ છે. તે કયારે પણ જતી રહેશે. શત્રુઓને જીત્યા તેથી શું? કારણ કે છેવટ તો આપણે પણ જવાના છીએ. સેવકોને રાજી રાખ્યા તેથી શું? તે પણ જ્યાં સુધી દ્રવ્ય હશે ત્યાં સુધી તાબેદાર થઇને રહેશે, ને માન આપશે. જેને ધન છે, તેને મિત્રો મળે છે. જેને ધન છે, તેના બાંધવ થાય છે. જેની પાસે ધન છે, તેજ લોકોમાં પુરૂષ કહેવાય છે, અને જેની પાસે ધન છે, તેજ પંડિત ગણાય છે. જુઓને જગતમાં કયો મોટો પુરૂષ ધનવાનને અનુસરતો નથી! શંકર જેવા મહાત્મા પણ ધનપતિ કુબેરના ગૃહની ભીંતના સમીપ ભાગને સેવે છે. વાહ! લક્ષ્મીની મહત્તા અપૂર્વ છે. તેમજ કવિ સામળ ભટે કહ્યું છે કેઃ—

દામ ઉગારે દેહને, જો કોપ્યો હોય દેવ;
હું બલિહારી દામડા, સમરથ તુંજ સદૈવ.

દુશ્મન સરખા વશ કર્યા, પરનારી વશ થાય;
જેની ગાંઠે દામડા, તેને શી ચિંતાય.

રૂપ સ્વરૂપ સહુ દામડો, સુલક્ષણો સહુ એહ;
દમડા માગે દેવ જ્યમ, દાદુર માગે મેહ.

કહો નહિ શું કરી શકે, જેની ગાંઠે ગર્થ;
હાલ હાલ હાજર કરે, આપ ચિંતવ્યા અર્થ.

## આશાના અંકુર.

આશા ! આશા ! તારી તો ઓરજ ખુબી છે. તને પાંચ મળે પચાસ લેવાની ઇચ્છા વિના પ્રયાસે થાય છે. મુંબઇની મોટરો જોઇ તું પણ મોટરમાં બેસવાનો મોહ કરી રહી છે, પણ યાદ રાખજે કે મોટરમાં બેસવાથી ખરી શાન્તિ નથી, કેમકે ત્યાં તો પેટ્રોલ તેલની સળગતી હોળી સળગી રહી છે. તેણે હજારોના પ્રાણ લીધા ને લેશે. માટે શાંત થા. ને તારા ગરીબ ઝુંપડામાં આનંદ લઇ સુખી થા. કેમકે આશા એવી બુરી છે કે તેણે હજારો મનુષ્યના પ્રાણ લીધા છે અને હજુ લેશે. દીવામાં પડતું પતંગીઉં અમરપણાની આશા રાખે તે ખોટું છે.

## જીવતો મુવો કોને સમજવો ?

મખીઆ ચંદન પર હરે, જહાં રસ મીલે તહાં જાય;
પાપી સુને ન હરિ કથા, ઊંઘે કે ઊઠ જાય.
કુલ માર્ગ છોડા નહિ, રહા લોહકા લોહ.

સત્પુરૂષો પોતાના માથાપરથી તણખલું ખસેડયું હોય, તો તેટલા ઉપકારને પણ કરોડ સોના મોહોર દીધા જેવો ગણે છે, અને બીજા ખળ પુરૂષો તો કોઇએ પ્રાણ આપીને ઉપકાર કરેલો હોય, છતાં પણ તેઓની સાથે વેરભાવ જેવું રાખે છે. જે માણસ ઉપકારને અને અપકારને ભુલી જાય છે તે પથરા જેવો હૃદયવાળો માણસ ‘ જીવે છે ’ એમ કહેવું પણ ખોટું છે. ( જીવતે મુવોજ સમજવો. )

## મોહનો નાશ કેમ થાય !

અર્જુનને શ્રીકૃષ્ણ પરમાત્માએ જ્યારે ગીતાના અઢાર અધ્યાય સંભળાવ્યા ત્યારે તેના મોહનો નાશ થયો, ને ઉદ્ધવજીને એકાદશસ્કંધ સંભળાવ્યો, ત્યારે તેના મોહનો નાશ થયો. ત્યારે આપણા મોહનો નાશ સંસારમાં રહ્યા છતાં રાત્રિ દિવસ પંચ વિષયનું સેવન

કર્યાં છતાં કેમ થશે! તેનો બે ઘડી વિચાર કરવો. કારણકે આ લોક ને દેહ મુકી આપણે એક દિવસ અહિંઆથી નક્કી જવાનું છે. એ કદિ ભુલવાનું નથી.

## ટેક વિષે.

ટેક વિનાના માણસો બહુ જ બોલી નાખે છે, પણ તેઓને પોતાના વચન પાળવાની કિંમત નથી. વચનને માટે રામચંદ્રજી વનમાં બાર વર્ષ રહ્યા. હરિશ્ચંદ્રે વચન માટે નીચના ઘેર નોકરી કરી. માટે વચનની કિંમત અમુલ્ય છે. આળસને બેપરવાઈ બે સગી બહેનો છે, પણ શીઘ્ર કાર્ય એ સંતોષનો મિત્ર છે.

## દુર્જન એ ઉંદર સમાન છે.

દુર્જનનો સંગ થોડો હોય તોપણ તે વિસ્તાર પામેલા સદ્‌ગુણને હણે છે, જેમ થોડી છાશના સંસર્ગથી દૂધના ગુણ અને રૂપ જાય છે. દુર્જનનો સમાગમ આનંદરૂપી મૃગને બાળવામાં દાવાનળ સમાન છે. શીલરૂપી વૃક્ષને છેદવામાં મદોન્મત હાથી અને જ્ઞાનરૂપી દીપકને બુઝાવવામાં મહા વાયુ છે. તક્ષક નાગના માથામાં, મક્ષિકાના મુખમાં, વીંછીના ડંખમાં ઝેર રહે છે, પણ દુર્જનના અંગે અંગમાં વિષ રહે છે. એક વિદ્વાને કહ્યું છે કે દુર્જન અને ઉંદર બન્ને સરખા છે. ઉંદર ઘણા નિષ્ફળ (અલંકાર) અને પટ (વસ્ત્ર) નો દ્રોહ કરનાર (કાપી નાખનાર) છે, અને દુર્જન પુરૂષ ઘણા નિષ્કપટ ઉત્તમ પુરૂષોનો દ્રોહ (ઇર્ષા) કરનાર છે. ઉંદર બહુ ધાન્યનો નાશ કરનાર છે, અને દુર્જન પુરૂષ અનેક પ્રકારે બીજાનો ઘાત કરનાર છે. ઉંદર છિદ્ર શોધનાર છે. અને દુર્જન પારકાં છિદ્ર શોધનાર છે. તેથી દુર્જન અને ઉંદર સમાન છે.

## સુભાષિત રત્નમાળા.

સાયંકાળે સુર્યનો, પણ અસ્ત નભમાં થાય છે;
તો મૃગજળ જેવા સુખથી, તું પાપી કાં ફુલાય છે?

પિશાચ વૃત્તિના પાપીઓ, ઘડતાં ઘાટ અપાર;
રંજાડતા નિર્દોષને, ડરે નહિ તલભાર.
જેવું ઇચ્છે અવરનું, તેવું આપનું થાય;
નહિ માનો તો કરી જુઓ, જેથી તુર્ત જણાય.

પરોપકાર કરવો, બીજાની સેવા કરવી, ને તેમ કરવામાં જરાએ મોટાઈ ન માની લેવી એ ખરી કેળવણી છે.

મહાત્મા ગાંધી કહે છે કે "સુદામાનું ચરિત્ર હું વાંચી ગયો હતો, તેની અને નરસિંહ મહેતાની ગરીબાઇની હરીફાઈ કરવાનો મને ઉત્સાહ આવ્યો, અને છે."

જગતને વધારે વિચારૂં છું, તેમ તેમ વધારે સમજાય છે કે તવંગર થવા કરતાં ગરીબ રહેવામાં વધારે આશ્વાસન છે. ગરીબાઇનાં ફળો વધારે સુંદર અને વધારે મીઠાં છે.

હિંસા ન કરવી, સત્ય બોલવું, ચોરી ન કરવી, કામ, ક્રોધ ને લોભ ન કરવા, ને પ્રાણી માત્રનું હિત ને પ્રિય થાય એવું કરવા પ્રયત્ન કરવો એ ચારે વર્ણનો ધર્મ છે.

જ્યાં કામ આદિ દોષનો સમુહ નિરંતર મહા-મદમત્ત થઇને વસે છે, એવે માર્ગે સજ્જન પુરૂષે કદિ જવું નહિ; કારણકે એ માર્ગ નર્કે લઇ જનારો છે. એટલું જ નહિ પણ એ માર્ગે જેઓ ગયેલા હોય, તેઓનો સંગ પણ કદિ કરવોજ નહિ. કેમકે સંગથી કામ (રાગ) ઉત્પન્ન થાય છે; અને એ કામ મહાત્મા નામનો પુરૂષ જેની સાથે મિત્રતા કરે છે, તેને મિથ્યા લાલચો એકદમ ઉત્પન્ન થાય છે ને તેમાંથી ક્રોધ ઉત્પન્ન થાય છે. ક્રોધ, મોહ નામના મિત્રને સાથે લઇને જ આવે છે. મોહ લોભને તેડાવે છે, અને લોભ માનને સાથેજ.

"જેમ વરઘોડે મળ્યા બહુ વના, પલકે રહીને થાય તે ફના" દો ઘડીકા દેખના આખર ધુળની ધુળ! સંસારનું નશ્વર સુખ તે ફકીરી સોના જેવું છે.

(૧) ખરાબ આદતો તોડી પાડો. (૨) સારી આદતો પાડો.

(૩) ચાલુ કાર્ય કરવા ખાસ લક્ષ આપો. (૪) જે કાર્ય કરવાનું હોય તે તરતજ અને ઝપાટાભેર કરો. (૫) તમારૂં જીવન નિયમસર કરો. (૬) વાણી ઉપર કાબુ રાખો. (૭) મન ઉપર કાબુ રાખો.

જેનું હૃદય સૌ સાથે મળી ગયું છે. તેને અશાંતિ કે વાસ હોયજ નહિ; ન્યાયી પુરૂષ અજીત છે, કોઇપણ શત્રુ તેનો પરાજય કરી શકે તેમ નથી. બીજાના દોષ જોવા કરતાં તેના સાથે પ્રીતિ રાખવી એ લાભકારક છે.

> પ્રભુને ગમે તે સમે સર્વ સહેવું,
> સદા રાજી રાજી રૂદે માંહે રહેવું.

મીઠી વાણી એ મનુષ્યનું સાચું ધન છે, ને તે હીરા માણેક કરતાં પણ વધી જાય છે, કારણ કે હીરા માણેક તો પૈસા ખચરતાં મળી શકે છે, પણ મીઠી વાણીનું મુલ્ય થતું જ નથી—

(સુવાક્યથી દૂધ દહીં ઘી દેશે, અમુલ્યનું મૂલ લગાર લેશે.) મીઠી વાણી જગત્‌માં સન્માન અપાવે છે.

> અતિ હઠ મત કર, હઠે બાત ન હોય;
> જ્યું જ્યું ભીંજે કામળી, ત્યું ત્યું ભારી હોય;

મુર્ખ લોકો સાથે તકરાર કરવામાં આપણને કાંઇ પણ ફાયદો લેશમાત્ર મળતો નથી. કારણકે ધાબળીને જેમ જેમ પાણીમાં ભીજવીએ છીએ તેમ તેમ ભારે થતી જાય છે.

ઉગ્યું શા માટે? આથમવાને! ફૂલ્યું શા માટે? કરમાવાને! આવ્યું શા માટે? જાવાને! સુખી શા માટે? દુઃખી થવાને માટે! ગર્વ શા માટે? પાયમલી થવા માટે. કાળચક્ર નીચે સમગ્ર સૃષ્ટિ આવી ગઈ છે. તો પછી ટુંકા જીવનમાં અક્ષય સુખ માટે શા માટે ઢીલ કરો છો? વીજળીના ઝબકારમાં મોતી પરોવી લેવું એ કાંઈ સમયસુચકતા અને ખરી બહાદુરી વિના બની શકતું નથી.

ગુરૂની કૃપા રૂપી અમૃતના પરિપાકથી ઉપ્તન્ન થએલો સરસ્વતીનો જે વૈભવ તે ફક્ત કવિનેજ વારસામાં મળે છે, પણ બળાત્કારથી ગોખીને પ્રતિષ્ઠા મેળવનારાને કદિ પણ મળતો નથી. જો કે પાડો તળાવમાં આખો દિવસ રહે અને પાણીને બહુ કાદવવાળું કરી નાખે છે, તો પણ તેને કમળના વનનો સુગંધી કદિ પણ લાખો ઉપાયે મળી શકતોજ નથી.

ચાકરી કરવી એ સુખોનું મૂળ કાપવાના કઠણ કુહાડા રૂપ છે. દુર્વ્યસન એ ધનોનું મૂળ કાપવાના કઠણ કુહાડા રૂપ છે. માગવું એ ગુરૂપણાનું મૂળ કાપવાના કઠણ કુહાડા રૂપ છે અને નીચ સ્વભાવવાળો પુત્ર એ કુળનું મૂળ કાપવાના કઠણ કુહાડા રૂપ છે. નઠારી સ્ત્રી એ સુખી સદનના મૂળ કાપવાના કઠણ કુહાડા રૂપ છે. દુષ્ટ દિવાન એ ધર્માત્મા રાજ્યની પાયમાલી કરનાર કારણ રૂપ છે.

ઘોડાની ઠેકને, મેઘની ગર્જનાને, સ્ત્રીઓના ચિત્તને, પુરૂષના ભાગ્યને, અનાવૃષ્ટિના ભવિષ્યને અને અતિવૃષ્ટિના ભવિષ્યને દેવ પણ જાણતા નથી, ત્યારે મનુષ્ય તો કેમજ જાણી શકે ? કેમકે જીવન, મરણ, યશ, ને અપયશ, લાભ ને હાનિ, એ છ વસ્તુ પરમાત્માએ પોતાને હાથ રાખેલી છે. આ જગતમાં લાખો મનુષ્ય પોતાના બળ પ્રમાણે પોતે સુખી થવાને માટે યત્ન આરંભે છે; પણ તેમાં પારંગત થવું કે નાસીપાસ થવું એ વિશ્વંભરને હાથ છે. મનુષ્ય માત્ર અહંકાર કરી આ મેં કર્યું; હું ન હોત તો આ કાર્ય કદિ બની શકત નહિ, એટલીજ મનુષ્યની અલ્પ જ્ઞાનની શક્તિ બતાવે છે.

જ્યારે દુઃખ આવે, ત્યારેજ મનુષ્યના સઘળાં અંતઃકરણ તથા સદ્ગુણોનીજ ખરી પરીક્ષા થાય છે, કેમકે વાયુ વાતો ન હોય, ત્યાં સુધી રૂના ઢગલા અને પહાડ વચ્ચે કશો ભેદ જણાતો નથી.

---



## પુલછાબ ચોત્રીસમી.

### અમૃત વચનો.

પ્રભુ પોતે કહે છે કે જ્યાં મારો ભક્ત ગાય છે, ત્યાં હું ઉભો ઉભો સાંભળું છું ને ઉભો ઉભો ગાય તો હું ઉભો ઉભો નાચું છું. "ઓધવ પ્રાણથકી મને વૈષ્ણવવાલા" વળી કહ્યું છે કે

"સંત કૃપાથી સદ્દગતિ સુઝે, સંતકૃપાથી સરે કામ;
સંતકૃપાથી પામીયે, પુરણ પુરૂષોત્તમ ધામ."

આપણે એક પાણીનો લોટો લઇ જમીન પર રેડીયે તો સમુદ્રમાં ન પહોંચે પણ મોટી નદી હોય તેમાં એક ઘડો પાણીનો રેડી દઇએ તો ઠેઠ સમુદ્રમાં પહોંચે છે, વિષય શિખવવાની કાંઇ કોલેજો હોતી નથી, તેમ નદીનાં પાણી કાંઇ લેવાં પડતાં જ નથી તેમ દેહ તથા વ્યવહારિક પદાર્થપર કાંઇ પ્રીતી કરાવવી પડતી જ નથી. એ તો સહેજે જ થાય છે. કસ્તુરીયામૃગ ડુંટીમાં કસ્તુરી ભરી છે પણ જાણી શકતો નથી તેમ ગધેડા પર સાકરની ગુણ ભરી હોય તેથી ગધેડાને શું ફાયદો? તે તો બોજો ધારી ચાલે છે. આ દુઃખરૂપ સંસારમાં જેને આત્માનું જ્ઞાન થયું છે તે જ સુખીયો છે બાકી બીજા બધા માયાના ગુલામ છે. તેના અંતઃકરણમાં શાન્તિનો અંશ હોતો નથી. આપણને મહાન દયાળુ પ્રભુએ સર્વે અંગે સારા રાખી અમુલ્ય મનુષ્ય દેહને ઉત્તમ દેશ તથા સારો યોગ આપ્યો છે; છતાં આપણે ખરી વસ્તુને નહિ ઓળખીયે તો પછી દેહ મુક્તી વખતે મહમદ ગીજનીની પેઠે બહુ જ મુંઝાવું પડશે! વખત છે, માટે ખરો ધર્મ શું છે? આપણે અહીં શામાટે જન્મ લીધો છે? તેનો

વિચાર કરી મોક્ષ રૂપી ભાતું બાંધવાની તૈયારી કરવી. આ દેહ તો આજ છે ને કાલે નહિ. જેમ રાંકની છોકરી હોય ને રાજાને પરણ્યા પછી તેનું રાંકપણું મટી જાય છે તેમ પ્રભુને ઓળખવાથી આપણને સત્ય સુખની પ્રાપ્તી થાય છે. ભગવાનના મહિમાનો કોઈ પાર પામી શકતો નથી, એ તો જેનામાં જેટલી શક્તિ હોય તેટલું જ્ઞાન મેળવી શકે છે. પ્રભુ બહુ જ દયાળુ છે. જેમ માબાપ છોકરાના ગુન્હા સામું જોતાં નથી તેમ પરમાત્મા આપણા દોષ સામું નહિ જોતાં સદાકાળ આપણા ઉપર કૃપા જ વરસાવી રહ્યા છે! નહિ તો એક ખાધેલો રોટલો પચાવવાની આપણામાં કયાં શક્તિ છે? આપણે સાચા ભાવથી એક પાણીનું બિંદુ પરમાત્માને પ્રેમથી અર્પણ કરીશું તો તેનો સ્વીકાર તે ઘણા જ ઉત્સાહથી કરશે. જુઓને, ગજેન્દ્રે એક ફુલની સેવા કરી. રૂખમણીજીએ એક પત્રથી સેવા કરી ને સબરીબાઇએ એઠાં ફળોથી પ્રભુની સેવા કરી તેમ બલિ રાજાએ પાણીથી સેવા કરી તેનો સ્વીકાર પરમાત્માએ આનંદથી કરી તેને અભય પદો આપેલાં છે, એ કયાં કોઇથી અજાણ્યું છે!

નારદજીના શેઠીયાએ ચોમાસું કરવાને માટે સંતોને રોકયા હતા. હવે જુઓ, દ્રવ્ય શેઠીઆનું હતું પણ તે બલિષ્ટ સંસ્કારને પામ્યો નહિ ને દાસીપુત્ર નારદજી પ્રેમભાવથી એ સંતોની વાતો સાંભળવાથી ઉંચ કોટીને પામી ગયા. માટે ભાવવિનાની ભક્તિ નહિ. જ્યાં ભાવ છે ત્યાં ભગવાન ઉભા જ છે.

આપણા માથે કાળ રાત્રિ દિવસ ઝપાટા મારી રહ્યો છે, તે ઘડી બે ઘડીમાં લઇ જશે પછી કાંઇ બનવાનું નથી; માટે આપણા અમુલ્ય જીવનમાં જેમ બને તેમ આલોકમાં આધી વ્યાધીને ઉપાધીને દુર મુકી અલ્પજ્ઞાન મેળવવાનો અભ્યાસ કરવો. જેને આત્મજ્ઞાન પ્રાપ્ત થયું છે તેને સંસારી દુઃખ કાંઇ પણ નડી શકતું નથી. જુઓને,

પ્રાચીન સમયમાં જે ભક્તો થઈ ગયા તેમણે આ લોકની કાંઇ પણ ઉપાધી રાખી નહોતી. આ જગત તો ખરેખર સ્વપ્નાની બાજી છે. સ્વપ્નામાં ત્રિલોકનું રાજ્ય મળ્યું પણ જાગતાં ગરીબાઇ દેખાણી તેવું આ સંસારનું સુખ છે, તેને તજીને સત્ય સુખ આત્મજ્ઞાન મેળવવાને માટે બનતો પરિશ્રમ કરવો જોઇએ ? હું કોણ છું ? ક્યાંથી આવ્યો છું ? આંહી કેટલો મુકામ છે ! છેવટે મારે ક્યાં જવાનું છે ? તેનો રાત દિવસ વિચાર કરી તે પ્રમાણે વર્તન રાખવાથી શ્રીહરિ રાજી થાય છે.

## રાષ્ટ્રપૂજા.

"સમસ્ત હિંદી પ્રજાનો એકજ ધર્મ છે. એ ધર્મ તે રાષ્ટ્ર ધર્મ, માતૃભૂમિ પ્રત્યે અનન્ય પ્રેમધર્મ. રૂસો-જપાનીસ યુદ્ધ સમયે જાપાનની પ્રજા એજ પ્રેમધર્મથી ઘેલી બની હતી. દેશની ભૂમિ પ્રત્યેના એ અનન્ય પ્રેમને કારણે એ યુદ્ધમાં કેટલીક માતાઓએ આપઘાત કરવાનું બહેતર માન્યું હતું; કારણ તેમનાં બાળકો લડાઇના કાયદાની રૂએ સૈન્યમાં ભરતી થઇ શક્યાં ન હતાં, જાપાનીસ માતાઓનો એ અપૂર્વ જુસ્સો હતો. રાજપુત વીરત્વના દિવસોમાં આપણા દેશમાં પણ એવી માતાઓ હતી અને અત્યારે પણ ફાંસીને લાકડે લટકતા પોતાના પુત્રને જોઇ હસનારી કોઇ કોઇ માતાઓ હયાત છે. પોતાની જાત-પેટની પૂજાને સ્થાને રાષ્ટ્ર-પૂજાની સ્થાપના કરવી પડશે. એ તત્ત્વ જ્યારે આપણી માતાઓ સમજશે, ત્યારે તે ક્ષણ આપણા દેશના ઇતિહાસમાં નોંધવાલાયક પળ લેખાશે."

આચાર્ય પ્રફુલ્લચંદ્રરાય.

## ફુલછાબ પાંત્રીસમી.

# મહાત્માજીનો કાગળ.

## "યજ્ઞ" યાને જનસેવા.

### તે વિષે ગાંધીજીના સુંદર ઉદ્દગારો.

ગયા ગુરૂવારના "યંગ ઈન્ડીયા." માં લખતાં મહાત્મા ગાંધીજી જણાવે છે કે ગયા અઠવાડીયામાં મેં યજ્ઞ વિષે લખ્યું હતું છતાં તે વિષે વધુ લખવાનું મને મન થાય છે. યજ્ઞ એક ફરજ છે અને તે રાત અને દિવસનાં ચોવીશે ચોવીશ કલાક દરમ્યાન બજાવવી જોઇએ અને તે થકી જ સંસ્કૃતમાં **परोपकाराय सतां विभूतयः** જેવી કહેવત કહેવામાં આવે છે અને તેનો અર્થ એવો થાય છે કે બીજાઓને ઉપકારી કરવા માટે ભલા આદમીઓ સઘળી ઉત્તમ વસ્તુઓનો ઉપયોગ કરે છે. અલબત વાંચનારને આ કહેવત વાજબી નહી પણ લાગે. કશી પણ ઈચ્છા વગર સેવા બજાવવાથી આપણે બીજાઓને નહી પણ આપણી પોતાની જાતને જ આભારી બનાવીયે છીએ. હું એટલે સુધી જણાવું છું કે માત્ર સારા આદમીઓએ જ નહી પણ બધાઓએ પોતાનાં સઘળાં સાધનો માણસ જાતની સમીપ મુકવાં જોઇએ અને તેમ થાય તો જ વૈરાગ્ય ઉત્પન થાય છે. માણસ વૈરાગ્યમાં આનંદ માણતો હોવાને કારણે જ તેની અને પશુની વચ્ચે ફરક પડે છે. વૈરાગ્યનો ખરો અર્થ ઘણાઓ સમજતા નથી. તેઓ એમ સમજે છે કે દુનિયા તજીને વનમાં ચાલ્યા જવું એટલે વૈરાગ્ય, પણ આપણા જીવનની પ્રવૃતિઓને રોકવી તે જ ખરો વૈરાગ્ય છે. એક ગ્રહસ્થાશ્રમી જીંદગીને પ્રવૃતિઓમાં

યા તો વૈરાગ્યમાં મોજ માણે. જે વેપારી સ્વભોગના જુસ્સાથી કામ કરે છે તેનાં હાથમાંથી કરોડો રૂપીઆ પસાર થશે, પણ તેનાં વિચારો તો સેવાધર્મ પરજ ચોંટેલા રહેશે. તે કોઇને ઠગશે નહિ કે સટ્ટો કરશે નહિ તેમજ સાદું જીવન ગાળશે અને કોઇની લાગણી દુખાવશે નહિ અને કોઇને ઈજા દેવાનાં કરતાં લાખોની ખોટ ખમશે. કોઇએ એમ નહિ ધારવું કે આવો વેપારી માત્ર મારી કલ્પનામાં જ વસે છે. સદભાગ્યે પૂર્વ તેમજ પશ્ચિમના દેશોમાં આવાનાં દર્શન થાય છે. અલબત આવા વેપારીઓ માત્ર આંગળીને ટેરવે ગણાય એટલાજ હોય છે. છતાં આવો એકબી વેપારી હેયાત હોય તો પછી એમ કેમ કહેવાય કે તે માત્ર કલ્પનાજ છે. વઢવાણના એક પરમાર્થી દરજી વિષે આપણે સાંભળ્યું છે. તેમજ એક હજામ વિષે પણ હું જાણું છું. તેમજ એક વણકર વિષે પણ આપણામાંનો દરેક જાણે છે, અને આપણે જો વધુ ઉંડાણથી તપાસશું તો જણાશે કે એવા ઘણા આદમીઓ આપણને જડશે કે જેમણે પોતાનાં જીવન સેવાને અર્પણ કરી દીધાં છે. અલબત આવા આસામીઓ પોતાના કાર્યમાંથી પોતાનો ગુજારો કરે છે પણ ગુજારો કરવો એજ કાંઇ તેમના જીવનનો હેતુ નથી તે તો માત્ર તેમના ધંધાનો એક બાઈ પ્રોડકટ—વધારાની પેદાશ છે. મોતીલાલ પહેલાં દરજી હતો અને છેક છેલ્લે દરજી જ રહ્યો પણ તેના અંતરમાં ફેરફાર થયો અને તે ખુદાનો ભક્ત બન્યો બીજાઓની ઉન્નતિનો વિચાર-સ્વભોગ એ જીવનની ઉંચામાં ઉંચી ટોચ છે અને તેનાથી જીવનમાં મજાહ આવે છે. તેનાથી આદમીને કદીપણ અપચો થતો નથી અને તેમાંથી આનંદનો નવો ને નવો ઝરો ઝરતોજ રહે છે. જો યજ્ઞ કરવાથી એક આદમીને કંટાળો આવે તો તે ખરો યજ્ઞ કહેવાય નહિં. ઇંદ્રિયોનો ભોગ નાશ કરાવે છે અને વૈરાગ્ય મોક્ષ પ્રાપ્ત કરાવે છે. સ્વાદમાં સ્વતંત્ર વજુદ જેવું કાંઈ નથી. તેનો બધો આધાર જીંદગી પ્રત્યેની આપણી વલણુ પર રહે છે. એક આદમી નાટકના દેખાવોમાં મોજ માણશે અને બીજો આકાશમાં નજરે પડતા નવા નવા રંગોમાં મોજ માણશે. કેટલાક

સ્વભોગ આપનારાઓ એમ માને છે કે લોકો પાસેથી મળતી ભેટો સ્વીકારવાની તેમને છૂટ છે, કેમકે તેઓ એમ માને છે કે તેઓ બીનસ્વાર્થિ સેવા બજાવે છે. જો આવી રીતના વિચારો એક આદમીના મનમાં રમતા હોય તો તે જનસેવક મટીને જુલમગાર બને છે. જે આદમી સેવાનોજ વિચાર કરે છે તે પોતાની અંગત સગવડો અને સુખનો વિચાર કરતોજ નથી અને ઇશ્વરાધીન બની જાય છે. આ જોતાં તેના માર્ગમાં જે કાંઇ આવી મળે છે તે બધું તે લેતો નથી પણ માત્ર પોતાને જરૂરનું જ લે છે અને બાકીનાનો ત્યાગ કરે છે. આવી વૃતિવાળો આદમી તો શાંત અને ગુસ્સાથી મુક્ત રહેશે અને ગમે તેવું સંકટ છતાં મનમાં દુભાશે નહિ. તેનો સેવાધર્મ એજ તેને મનથી મોટામાં મોટો બદલો છે અને તેમાંજ તે સંતોષ માનશે. ખરેખર તો ઇશ્વરનો સાચો ભક્ત કશા પણ ભેદભાવ વિના જનસેવામાંજ પોતાનું જીવન અર્પણ કરે છે.



## પુલછાબ છત્રીસમી.

### લોકો ધર્મમાં પણ બારીઓ શોધે છે.

એક મહાત્મા એક મોટા શહેરમાં ગીતાજીનું વ્યાખ્યાન કરતા હતા તેમાં દુધમાં પાણી નહિ નાંખવાનો બોધ કરી રહ્યા હતા, તે વખતે દુધનો એક મોટો વ્યાપારી પણ તે સભામાં આવી ચડયો હતો. તેને પણ મહાત્માજીએ સભાની સમક્ષ દુધમાં પાણી નહિ નાંખવાનો નિયમ કરાવ્યો. લોક લજ્જાને લીધે તેને તે નિયમ ધારણ કર્યો પણ જેને ઘણા વર્ષથી પાપ કરવાની શાપીત બુદ્ધિ થઇ ગઇ

હોય તે એક વખતના સમાગમ તેમ સત્સંગથી કદી પણ સમજતા નથી. તેણે ઘેર જઇ વિચાર કર્યો કે આપણે દુધમાં પાણી નહિ નાંખવા મહાત્માજી પાસે નિયમ ધરાવ્યો છે પણ વેપારમાં તેમ કરવાથી ચાલી શકે નહિ માટે ભલે મહાત્માજીના માનની ખાતર દુધમાં પાણી નહિ નાંખીએ, પણ પાણીમાં દુધ નાંખવાથી આપણા લીધેલા નીયમને લેશ માત્ર આંચ આવી શકતી નથી. એવી મનો-કલ્પિત ખોટી બારી શોધી પોતે બીજે દિવસથી એક મોટા તપેલામાં પાણી ભરી તેમાં દુધ નાંખી વેચવાનો રસ્તો પોતે ગ્રહણ કર્યો. દુધમાં પાણી નાંખે અગર પાણીમાં દુધ નાંખે તે બેયનો અર્થ તો એક જ છે છતાં આવા ઢોંગી માણસો બારી શોધી પોતાના પાપનું કામ કદી પણ છોડતા નથી તે આખર વખતે ભારે પસ્તાય છે. પણ પ્રથમ અજ્ઞાનને લીધે સમજતા નથી.

## દુનિયામાં ધતીંગ કેવી રીતે ચાલે છે.

ગીતાજીમાં ખોટો દંભ રાખનારને આસુરી ગુણવાળો કહ્યો છે કારણકે તેના અંતઃકરણના વિચારો જુદા હોય છે અને દુનિયાને દેખાડવાના આચરણો જુદાં હોય છે તેને જ્ઞાની પુરૂષો ધતીંગ કહે છે.

તેને વિષે એક બિલાડીનું સાદું દ્રષ્ટાંત મહાત્માજી કહે છે, એક બિલાડી હતી તે દરેક ઘરમાં ફરીને દુધ પી જતી એક દિવસ તેને પાંચ સાત ઘર ફરવાથી દુધ મળી શકયું નહિ એટલે નિરાશ થઇ એક શ્રીમાનના ઘરમાં ગઇ ત્યાં દુધ તો મળ્યું નહિ, પણ એક ઘીની બરણીમાં મોં નાંખી બધું ઘી તે બીલાડી ખાઈ ગઈ; પણ બરણીમાંથી બીલાડીનું મોઢું સહીસલામત નીકળે નહિ એટલે તેને બરણીને જમીન ઉપર પછાડી એટલે બરણી તો ફુટી ગઇ પણ તે બરણીનો કાંઠલો બીલાડીના ગળામાં રહી ગયો. હવે ગામમાં તે બીલાડીને વાંસે કાંઠલાને લીધે ઘણા છોકરાઓ બીલાડીને જોવા ભેગા થયા આથી બીલાડી જંગલમાં નાશી ગઈ. જંગલના ઉંદરો બીલાડીને લીધે દરમાં પેસી ગયા ત્યારે બીલાડી ઉંદરોને કહેવા લાગી

કે ઉંદરો! તમે નાશો છો શા માટે! મારામાં હવે હિંસાપણું મુદ્દલ નહિ જુઓ. મેં કેદારનાથની કંઠી ગળામાં ધારણ કરી છે. એટલે ઉંદરોને તેના ઉપર કાંઇ વિશ્વાસ બેઠો. બેચાર ઉંદરો વિશ્વાસ કરી બીલાડી પાસે આવ્યા. બીલાડીએ તેની ઘણી આસનાવાસના કરી એટલે વધારે ઉંદરો તેની પાસે આવવા લાગ્યા. જ્યાં બધા ઉંદરો દરમાં પેસે ત્યારે છેલ્લા ઉંદરને તે બીલાડી ઝડપી ખાઇ જઇ પોતે મોજ કરતી હતી. આવી રીતે એક હજાર ઉંદરો હતા તેથી તુર્તમાં તો ઉંદરોને બીલાડીના કરતુકની ખબર પડી નહિ પણ જ્યારે એક બાંડો ઉંદર હતો તે એક દિવસ સૌને વાંસે રહેવાથી બીલાડી તેને મારી ખાઇ ગઇ તેથી ઉંદરોને કાંઇ શંકા પેદા થઇ એટલે ઉંદરોએ ગણતરી કરી તો પોતાની નાતમાંથી ૨૦૦ ઉંદરો ઓછા થએલા માલુમ પડયા એટલે બીજે દિવસે દરમાંથી ઉંદરો નીકળ્યાજ નહિ. ત્યારે બીલાડી કહેવા લાગી કેમ ઉંદર ભાઇઓ! આજ મારી સાથે રમવાને સહેલ કરવાને કેમ જંગલમાં આવતા નથી ? ત્યારે દરમાંથી ઉંદરો કહે છે કે "હે બીલાડી ! તને નમસ્કાર છે ને તારા કેદારકંકણને પણ નમસ્કાર!! તારૂં ધતીંગ અમો સારી પેઠે જાણી ગયા છીએ. આવી રીતે બીલાડીનું કૃત્ય જાહેર થતાં બીલાડી પોતાના મનમાં સમજી ગઇ કે હવે આપણી પોલીસી ચાલી શકે તેમ નથી. તેજ પ્રમાણે આ જગનમાં ઘણા માણસો ખોટાં ધતીંગ ચલાવી લોકોને છેતરે છે પણ અંતે તેનું કપટ કદી પણ ઉઘાડું થયા વિના રહેતું નથી.

## અણગળ પાણીના લાડુ અમોને નહિ ચાલે.

એક ખરો ધર્મી માણસ પોતે એક વખતે કલાલનો ધંધો કરતો હતો. તેના ગામમાં કેટલાક ઉંચ વર્ગના માણસોએ મીજબાની કરી અણગળ પાણીના લાડુ બનાવ્યા હતા. હવે સાંજનો સમય થયો ત્યારે આ ઉંચ વર્ગના માણસોને દારૂ પીવાનું વ્યસન હોવાથી તે વધેલા લાડુ કલાલને દેવા માટે લીધા ને કલાલને જઇ કહ્યું ? "ભાઇ અમોને તું

આ લાડુના બદલામાં દારૂ આપ !" ત્યારે કલાલ કહે, "ભાઇઓ ! એ લાડુ મારે ખપ આવે તેમ નથી કેમકે તમે પાણી ગાળ્યાવિના કરેલ છે. ત્યારે તે ઉંચવર્ણના આબરૂદાર લોકો બોલ્યા "મિત્ર ! તમે આ શું બોલો છો ! તમે દારૂ વેચો છો ને કલાલનો હલકો ધંધો કરો છો છતાં આવા દોષ કેમ ગણો છો !" ત્યારે તેણે કહ્યું એતો પેટને મા? ધંધો સર્વ કરે છે તે પ્રમાણે હું પણ કરૂં છું પણ મારા ગુરૂની આજ્ઞા છે કે પાણી ગળ્યા વિના કદી વાપરવું નહિ, નહિ તો એમાં મહા દોષ છે તેથી હું તે નિયમ જન્મથી પાળું છું. છેવટે તે ઉંચ કુળના આબરૂદારો શરમાઇ ગયા ને પોતાની ટેવ સુધારી.

## ગંજીફાના પાનામાં બ્રહ્મજ્ઞાન.

ગંજીફામાં એક મહાત્મા કહેતા હતા કે એકો એ બ્રહ્મ છે. ને તેની નીચે ઈશ્વરને માયા એટલે બાદશાહને રાણી છે. હવે એ બાદશાહ એ પરમાત્મા તે રાણીને પોતાના તાબામાં રાખે છે, એટલે માયાને પોતાના આધીન વરતાવે છે. એ રાણીની નીચે ગુલામ એટલે જીવાત્મા. તેના તાબામાં દશો એટલે દશ ઈંદ્રિયો છે. એ દશના તાબામાં નવો છે. એટલે નવગ્રહ તે નવના તાબામાં અઠ્ઠો છે, એટલે વર્ણાશ્રમ તેના તાબામાં સતો, એટલે સપ્તરૂષિઓ તેને નીચે છક્કો, એટલે છ શાસ્ત્રો સમજવાં, તેને નીચે પંચો છે એટલે તે પાંચ દર્શન સમજવાં. તેને નિચે ચોકો એટલે ચાર વેદ. ને ચોકા નિચે ત્રીડી, એટલે સત્વ, રજ ને તમ ગુણ વરતે છે. તેની નિચે દુરી એટલે આસ્તિક ને નાસ્તિક એમ બે વર્ગ સમજવા. આ પ્રમાણે ગંજીફામાં પણ આવી રીતે બ્રહ્મજ્ઞાન સમાએલું છે પણ આપણે તેના તરફ લેશમાત્ર દષ્ટી કરતા નથી એટલે સત્ય વસ્તુનું ઓળખાણ થાય કયાંથી ?

## કંજુસ શિયાળ.

કલ્યાણ નગરના વનમાં એક ભૈરવ નામે પારધી હતો તે એક સમયે જંગલમાં શિકાર કરવા ફરતો હતો તે એક મૃગને મારી

ઘર તરફ જતો હતો તેવામાં એક ભયંકર ડુકર મળતાં તેને પણ મારવાની તેની તીવ્ર ઇચ્છા થઈ. પારાધી જેવો ડુકરને મારવા જાય છે કે ડુક્કરે તેને ધક્કો મારી પાડી નાંખ્યો ને તે એકદમ મરી ગયો. ત્યાં એક સર્પ હતો, પારધીના પડવાથી તે પણ કચડાઇને મરી ગયો. એક વખતે ત્યાં એક કંજુસ શિયાળ આવ્યો તેને મનુષ્ય, ડુક્કર, ને સાપને મરેલા પડેલા જોયા તેથી મનમાં બહુજ રાજી થયો અને કહેવા લાગ્યો, પરમાત્માએ મને ત્રણ માસનો ખોરાક અનાયાસે આપ્યો છે. હવે હું જાળવીને ખાઇશ તો ત્રણ મહીના સુધી ચાલશે. એમ ધારી તેણે મનમાં વિચાર કર્યો કે બીજાને ન અડતાં આજતો ધનુષની દોરી ખાઇને દિવસ નિરગમન કરવો. એવો વિચાર કરી તે લોભીયા શિયાળે ધનુષની દોરી જે આંતરડાની હતી તેને લોભી શિયાળ ચુસવા માંડયું. એટલામાં દોરી અચાનક તુટીને ધનુષની કાંબ તેની છાતીમાં લાગવાથી તે શિયાળ મરણને શરણ થયો માટે અતી લોભ તે પાપનું મુળ છે તે વિષે કહ્યું છે કે,-

સંચય કરવો નિત્ય પણ, અતિશયમાં નહિ માલ;
અતિ સંચય કૃત ધનુષથી, પામ્યો મોત શિયાળ.

## પ્રભુની ગતિ ગહન છે.

ઉત્તર મહાસાગરમાં જ્યારે ટીટેનિક સ્ટીમરને ઉતારવામાં આવી ત્યારે સદર સ્ટીમર નાશ પ્રુફ બનાવી છે તેના અભિમાનથી અનુભવી કેપટને યાહોમ કરીને હંકારવા માંડી. ઇશગતિ બળવાન છે, તે પ્રમાણે એક બરફના ટુકડા સાથે અથડાઇ ભાંગીને ડુબવાની તૈયારીમાં હતી, તે વખતે બૈરાં બચ્ચાંઓની દરકાર કર્યા વગર સૌ પુરૂષો પોતપોતાનો જાન બચાવવાની મારામારી કરવા લાગ્યા. તે વખતે ન છુટકે કેપટને પોતાના અધિકારમાં લશ્કરી કાયદો (મારશલ્લો) અમલમાં મૂકયો. એટલે કે સદર મારામારી અટકાવવા છડેચોક તોફાન કરનારાઓને ગોળીથી ઠાર મારી નાખવામાં આવ્યા. પ્રથમ કાયદો મુકયો કે બચ્ચાંવાળી સ્ત્રીઓને બચ્ચા સહીત લાઇફબોટ

(જીવ બચાવનારી હોડી) માં ઉતારવી. તેમ કરતાં જગ્યા રહે તો બાકી સ્ત્રીઓને બચાવવી અને તેમ કરતાં પણ જગ્યા રહે તો કેપટને પોતાના અધિકારમાં પુરૂષ વર્ગને બચાવવો (તેમની વર્તણુક પ્રમાણે). હવે બન્યું એવું કે પુરૂષોને બચાવી શકાય તેટલી જગ્યા રહી જ નહિ. આ વખતે એક પુરૂષ કે જે પોતાના જનમનો વિખૂટો પડવાથી તેની આંખમાંથી આંસુની જે ધારા વહેવા લાગી તે નીચેની લાઇફબોટમાં વ્યવસ્થા કરનાર મેનેજરના માથા ઉપર પડવાથી તેણે લગાર ઉંચું જોયું તો પેલા શખસની આંખમાંથી જળધારા નીકળતી દીઠી. આ વખતે મેનેજરે દયા બતાવી તે સખસને એકદમ લાઇફબોટમાં ભુસકો મારી બચવાની તક આપી. આ વખતે લશ્કરી કાયદો છતાં મેનેજરે પોતાના જાનની પણ દરકાર કર્યા વગર ઉપલા સખ્સ ઉપર દયા બતાવી તેનો વહાલો જાન બચાવ્યો એ દયાની પરાકાષ્ટા થઇ કહેવાય.

## ઋષિરાજની શિખામણ.

માયા માયા કરતો મુરખ, કામ કરી નવ બેઠો રે;
સંત સભામાં સ્નેહ નવ રાખ્યો, પાપ સભામાં પેઠો રે.
અલ્પ જીવની આશા લાંબી, કૌતક અતિ કેવું રે;
ફાંસી દેતાં ચઢ્યું ફુલેકું, આ જુગનું સુખ એવું રે.
તરૂવર ઉપર મધનું ટીપું, જીભડી જૂદી થાશે રે;
વરણાગીમાં વાંકો ચાલે, જમડા ઝાલી જાશે રે.
કીડા વળુંદું કુતરૂં દોડે, જંપે નહિ તે જરીયે રે;
વિષય વળુંદો વળખાં વેણે, ડુબ્યો દુઃખને દરીયે રે.
કલાલ કેરા ઘરનો ઉંદર, દારૂ પીને ડોલે રે;
ઝડપ કરીને મનીએ ઝાલ્યો, ફાડી કાલજ ફોલે રે.
ભાદરવાનો ભીંડો તે તો, વિલાઇ જાશે વેલો રે;
ધન જોબનના ધમધમાટમાં, ગર્વ કરે તે ઘેલો રે.
ખારા રણમાં ખૂટલ પ્રાણી, મૃગ જળ દેખી મોહ્યો રે;

ઋષીરાજની શીખ ન રાખી, અજગર આંચળ દોહ્યો રે.
માથા ઉપર મોત ભમે છે, પડાક પકડી જાશે રે;
મનના ધાર્યાં મનમાં રહેશે, અવળ પડશે આશે રે.
ક્યાંથી આવ્યો ક્યાં જવાનો, તપાસ કરને તેનો રે;
શોધી કાઢને સદ્દગુરૂ જોશી, ઉકેલ પાડે એનો રે.
સો મણ તેલે સૂઝ પડે નહિ, છતે દીવે અંધારૂં રે;
જ્ઞાન વિના બહુ ગોથાં ખાધાં, વળગ્યાં હું ને મારૂં રે.
ડહાપણ બધા જગતનું ડોહોળ્યું, નજર નિર્મળા નાવી રે;
વાટે ઘાટે વઢતો હેંડયો, ફોગટ ફજેતી ફાવી રે.
અખોરિયાને સુગમ આવે, ભટકે ભુંડે ઠામે રે;
વંઠલ જીવને વિચાર ન આવે, કરતાં કાળું કામે રે.
શ્વાન પૂંછડી સોયે વરસે, કાઢી તોયે વાંકી રે;
ટીલું કરતાં ત્રેપન વિત્યાં, ભૂંડી વાણી ભાખી રે.
કાશી યાત્રા કરી કાગડે, વિષ્ટા રહી સૌ વહાલી રે;
રૂષિરાજની શીખ ન રાખી, ખોયો મનખો ખાલી રે.
અનંત જન્મનું અજ્ઞાન વળગ્યું, દેખ્યા દુઃખના દહાડા રે;
સ્વપ્ને સાચા સદ્દગુરૂ ન મળ્યા, વંઠેલ મળીયા વાંઢા રે.
એ માટે આથડે અભાગી, ચોરાસીને ચાકે રે;
અશુભ કર્મનો પાર નહિ આવ્યો, છળમાં હજુએ છાકે રે.
કોઇ પુણ્યના જોગે કરીને, નરતન મળીયું નાવ રે;
ખેવટીયાને ખોળી જુએ તો, લાખેણો છે લાવ રે.
રસ્તે જાતાં રતનચિંતામણ, મળીયું જોને માણી રે;
ભીખારણ થઇ સ્વપ્ને ભોગી, રાજા કેરી રાણી રે.
જાગી જુએ તો ઝુપડી દીઠી, ઓઝલ ન મળે એકે રે;
મનખા ટાણું મટી જશે તો, દુઃખના દરિયા દેખે રે.
અકરમીને અમૃત લાધ્યું, પીતાં આળસ આણી રે;
ઢળી ગયું તે રૂએ ધ્રુસકે, કામ થયું ધૂળ ધાણી રે.

આ ભવ હારે એ તો એવો, ભાગ્ય વિના ભમરાળ રે;
ઋષિરાજ કહે ચેતીને રહેજે, કોપી રહ્યો છે કાળ રે.
ખટ જોજનની ખેપ કરીને, ગોધે ખેંચી ઘાણી રે;
સદ્દગુરૂ વિના સાધન શીખ્યો, પથ્થર ઉપર પાણી રે.
દમડા માટે દેશવિદેશે, ચિંતા લઈને ચાલે રે;
ઊંટ હોઠની આશા જેવી, શિયાળુ વાને સાલે રે.
દેશ ભુલીને અવળે દેશે, ધમ ધમ કરતો ધાયો રે;
મનમાં જાણે મજલ કરૂં છું, દેખીતો છે ડાહ્યો રે.
પરગામ જેને છોભો પડીયો, પનોતી પગને પૂણી રે;
સદ્દગુરૂ કેરા સંગ વગર તો, અક્કલ એહવી ઉણી રે.
સાધન કરતાં છયાસી વિત્યાં, સમજણ રહી ગઇ છેટે રે;
અંતર દષ્ટિ જરા ન આવી, ભગવત કયાંથી ભેટે રે.
ચતુરાઇમાં શિદને ચમકે, સુગરી તુજથી સારી રે;
મધનો પૂડો માંખ બનાવે, જાળી જગથી ન્યારી રે.
રામચરણમાં રઢ ન લાગી, ફાંફાં માર્યાં ફોક રે;
રૂષી રાજની શીખ રાખજે, સમાઈ જાશે શોક રે.

## સદ્દગુરૂની વાતો.

ત્રણ મુકતો અક્ષર ધામમાં વિમાનમાં બેસીને જતા હતા તેની દૃષ્ટિએ એક સમળી એક જનાવરને પકડી આકાશમાં ઉડતી હતી તેને દેખી એક મુક્ત બોલી ઊઠયો કે, મુક! મુક!! એટલે તેઓ વિમાનમાંથી પડી ગયો. પછી બીજાએ કહ્યું કે "રહેવા દે" "રહેવા દે" એટલે તે પણ પડી ગયો. ત્રીજો મુક્ત કેવળ મૌન રહ્યો તે સિદ્ધો અક્ષર ધામમાં ગયો.



## પુલછાબ સડત્રીસમી.

### અદેખા મનુષ્ય કેવા હોય છે.

એક ગામમાં એક વિપ્ર બહુ જ દુઃખી હાલતમાં હોવાથી તેણે દરિયા કાંઠે એક સ્થળે જઈ મહાદેવજી ઉપર તપશ્ચર્યા કરવા માંડી એટલે મહાદેવજી તેના ઉપર પ્રસન્ન થયા. તે વિપ્રને વરદાન માગી લેવા કહેતાં વિપ્રે કહ્યું મહારાજ મને આ સંસારમાં સર્વે પ્રકારે સુખ થાય તેમ કરી આપજો. મહાદેવે દયા કરીને એક શંખ આપ્યો ને કહ્યું કે—હે વિપ્ર? લે આ મારો દીવ્ય શંખ! એ શંખમાં એવી કળા રહેલી છે કે તેની પુજા કરીને જે માગીશ તે થશે પણ તારા કરતાં તારા પાડોશીને બમણું થશે. આ વાત વિપ્રને ગમી નહિ કેમકે તે અદેખો હતો. પોતાના પાડોસીને સુખી જોઇ તે બળતો હતો એટલે શંખ લાવી પોતે પોતાના ઘરમાં લાવીને મુકયો પણ તેનો કાંઈ ઉપયોગ કરે નહિ અને આસપાસના ગામડાંમાં રખડી લોટ માગી પોતાનું ગુજરાન મહામુશીબતે ચલાવે પણ પોતાના પાડોસી સુખી થાય તે ખમાય નહિ એના માટે એ શંખનો પોતે ઉપયોગ કરતો નહિ. એક દિવસ તે વિપ્ર વહેલો ઉઠી લોટ માગવા ગયેલ હતો એટલે તેની સ્ત્રીએ શંખ અભરાઈ ઉપરથી ઉતારી તેની પુજા કરી શંખ પાસે માગણી કરી કે અમારા મકાન બંગલા રૂપે થઇ જાઓ? અને અમારા ઘરમાં તમામ પ્રકારની રીદ્ધિ સિદ્ધિ થઈ જાઓ! આ તેની માગણી ઉપરથી તેને તે પ્રમાણે થયું ખરૂં, પણ તેના પાડોસીને તો તેનાથી બમણું સુખ થયું. બાર વાગે બ્રાહ્મણ ઘેર આવ્યો ને પોતાની શેરીમાં સર્વેના બંગલા થયેલા જોઈ અંતઃકરણમાં બહુ જ બળવા લાગ્યો ને પોતાની સ્ત્રીને કહેવા લાગ્યો

કે આ તમે શું અવળું કામ કરી નાખ્યું ? સ્ત્રી કહે આમાં મેં શું અવળું કર્યું છે આપણે સુખી થયા ને બીજાને સુખી કર્યા તેમાં મેં શું અવળું કૃત્ય કર્યું ? પણ આ અદેખા વિપ્રને આ વાત લેશ માત્ર ગમી નહિ ને પાડોસીનું સુખ જોઇ મનમાં ઝાળ થવા લાગી તુર્ત તેણે શંખની પુજા કરી તેના પાસે પોતે માગણી કરી કે, હે શંખ ? તું સત્ય હો તો અમારા ઘરમાં સર્વેને કાણા કરી દેજે એટલે એક આંખે અંધ કરજે આથી થયું શું કે, પોતાના ઘરમાં સર્વે માણસો એક આંખે આંધળા થયા ને પાડોસી સર્વે બે આંખે આંધળા થયા. ત્યારે આ અદેખો વિપ્ર પોતાના મનમાં બહુ જ ખુશી થયો. જે માણસ અદેખો હોય છે તે પોતે દુઃખી થઇને પણ બીજાને દુઃખી કરે છે ત્યારે પોતે શાન્ત થાય છે.

## કાળા કુતરા જેટલી પણ મારી કીંમત નથી.

એક સાધુ હતા તે ગામમાંથી લોટ માગી એકાંત જગ્યાએ રોટી કરી કોઇ ન દેખે તેમ હમેશાં જમતા હતા. એક વખત ગામમાંથી લોટ માંગી લાવી એક કુવા કાંઠે પોતે પાંચ રોટી તૈયાર કરી કુવામાંથી પાણી કાઢવા માટે ગયા, જેવો સાધુએ કળશીઓ કુવામાં નાંખ્યો એટલામા એક કાળો કુતરો આવી બે રોટી લઇ ગયો. મહાત્માને ખબર પડી ચારે તરફ જોવા લાગ્યા તો કોઇ માણસ દીઠું નહિ. તેથી તેણે મનમા એમ ધાર્યું કે કુતરો રોટલી લઈ ગયો તે કોણ જાણે છે ? એમ ધારી પોતે ભોજન કર્યું. ભોજન કરી તે સાધુ ચાલવા માંડયા. એટલામાં શિવાજીના ગુરૂ રામદાસ સ્વામી સાધુની જમાત લઇ આવ્યા. પેલો સાધુ તૈયાર થયો તેને રામદાસ સ્વામી કહેવા લાગ્યા કે સાધુજી અમે આવ્યા ને તમે ચાલો તે ઠીક નહિ, અમારી સાથે તમે પણ રહો. ત્યારે તે સાધુ કહે કે, મારે કોઇની રસોઇ ચાલતી નથી તેમ કોઇનું જોયેલું અનાજ હું ખાતો નથી. ત્યારે રામદાસ સ્વામી કહે, સાધુજી તમે હાથે રસોઇ બનાવી લેજો. ઘણા આગ્રહથી તે સાધુ પણ ત્યાં રહ્યા. બીજે દિવસે તે સાધુ

માટે સમર્થ રામદાસ સ્વામીએ જુદી કનાત્ બાંધી કોઈ ન દેખે તેમ રસોઈ કરાવી. સાધુ જમવા બેઠા ત્યારે સમર્થ રામદાસ સ્વામી ઘી પીરસવા લાગ્યા. પીરસતાં પીરસતાં પેલા સાધુના ભાણામાં પણ કનાત્ ઉંચી કરી ઉંચેથી સ્વામીએ ઘી પીરસ્યું એટલે તે સાધુ કહે કે મારે કામ નહિ આવે, એમ કહી રીસાઇને ભારે ગુસ્સો કરી ચાલતા થયા; રામદાસ સ્વામી ઘણાજ મનાવા લાગ્યા પણ માને નહિ. છેવટે સમર્થ રોવા લાગ્યા પણ તે કઠણ છાતીના સાધુ માને નહિ. લોકોએ પણ તેને બહુ સમજાવ્યો કે સાધુજી બીજી રસોઇ કરો. સ્વામી રડે છે તે ઠીક નહિ. ત્યારે સાધુજી કાંઇક સમજ્યા. લોકોએ રામદાસ સ્વામી પાસે આવી તેને છાના રાખ્યા ને કહેવા લાગ્યા કે સ્વામી આપ દીલગીર શા માટે થાઓ છો? ત્યારે સ્વામીજી તો અંતર જામી હતા તેથી બોલ્યા કે,–"આ સાધુએ કાળા કુતરાથી પણ અમોને હલકા માન્યા" લોકો કહે સ્વામી કાળો કુતરો એટલે શું? ત્યારે સ્વામીજી કહે કે તે સાધુજીને પુછો તે કહેશે! લોકો સાધુ પાસે જઈ કહેવા લાગ્યા કે "કાળો કુતરો એ શું" ત્યારે સાધુ શરમાઇ ગયા ને જાણ્યું કે રામદાસ સ્વામી તો અંતર જામી છે તેથી તેને સાષ્ટાંગ દંડવત્ કરી પોતાના ગુન્હાની માફી માગીને તેના શિષ્ય થયા.

## સહેજ વાતમાં વૈરાગ્ય.

બલ્ખ બુખારાના શહેનશાહે ફકીરી લીધી તે વિષે આમ દંતકથા સાંભળી છે કે તે રાજાની દાસીએ રાતના વખતે હમેશના રીવાજ પ્રમાણે સુવાના પલંગ ઉપર મખમલની તળાઇ બીછાવી, તે ઉપર સુગંધી પુષ્પોની ચાદર બીછાવી, તે ઉપર ઝીણો ઓછાડ પણ બીછાવ્યો, તે સિવાય ગુલાબજળ, સુગંધીદાર અત્તર ફુલેલ પણ છાંટી પલંગ પાથરી અતિશય સુંદર અને સુવાસિક બનાવી દીધી. તે વખતે એ દાસીનું મન થઇ ગયું કે શહેનશાહ આવી કોમળ પથારી પર સુવે છે તેમને કેવી મજા આવતી હશે? એમ વિચારી પડખે કોઇ માણસ નહિ હોવાથી પોતે તે જ પથારીનો સ્વાદ લેવાને

જરા વાર આડી થઇ સુતી કે તુરત તેને સુકોમળ અને સુવાસિક પથારી પર ઘોર નિદ્રા આવી ગઇ. દૈવયોગે એમજ બનવાનું હતું. થોડી વાર થઇ કે શહેનશાહ પોતે પથારીમાં પોઢવાને માટે પધાર્યા. ત્યાં શું જુએ છે! કે તે પથારી પર પોતાની ચાકરડી સુતેલી છે. તેને ઓળખતાં રાજાને વિચાર આવ્યો કે આ ગુલામડી દાસી આવી રીતે બેઅદબી કરે તેમાંથી કોઇ દિવસ બુરૂં પરિણામ આવે. જેથી જરા ક્રોધ આવવાથી તેને અચાનક નેતરના બે–ચાર ફટકા લગાવી દીધા. ભોળી દાસી એકદમ ઝબકીને જાગી ઉઠી અને પલંગથી ઉતરતાંવેંત શહેનશાહ સન્મુખ હાથ જોડીને માફી માગવા ઉભી રહી. તેને મોઢેથી હસવું છૂટયું. તે ઉપરથી શહેનશાહને તાજુબી લાગી અને આશ્ચર્યચકિત થઇ તે દાસીને હસવાનું કારણ પૂછ્યું; પણ દાસીએ તો કાંઇ ઉત્તર ન આપ્યો; કેવળ પોતાની ભૂલ માટે માફી માગવા લાગી. રાજાએ બહુ આગ્રહ કર્યો ત્યારે દાસી બોલી: જહાંપનાહ! હું પથારી પર દશ મીનિટ સૂતી ત્યાં મને પાંચ ફટકા પડયા તો તમે આખી જીંદગી આ પથારી પર પોઢો છો તો તમને કેટલા ફટકા પડશે! તે હું સમજી શકતી નથી, તેથી મને હસવું આવ્યું. રાજાને તુરત આ લાગણીવાળાં દાસીનાં વચનોથી વૈરાગ્ય થયો અને રાજપાટ છોડી ફકીર બની જંગલમાં જતો રહ્યો. ધન્ય છે તેના વૈરાગ્યને!

## કાચબાના ચિત્રથી લેવાની શિખામણ.

કાચબાનું ચિત્ર આધુનિક તેમજ પ્રાચીન વખતમાં દરેક મંદિરોમાં ચોક વચ્ચે રાખતા. આનું કારણ એક મહાત્માને પૂછતાં તેઓએ ઉત્તર આપ્યો કે, જેમ કાચબો પોતાની વૃત્તિ સંકેલીને રહે છે ને તેને માર પડે તોપણ હાલતો–ચાલતો નથી તેમજ દરેક ભકતે પ્રભુના દર્શન કરવા જતાં કાચબાની પેઠે પોતાની વૃત્તિ સંકેલી દર્શન કરવાં જોઇએ! કેમકે વૃત્તિને સંકેલ્યા વિના દર્શનનું ખરૂં સુખ આવતું નથી અને એટલા માટે દરેક દેવસ્થાનમાં પ્રભુનાં દર્શન આગળ ચોકમાં કાચબાનું

ચિત્ર લોકોના સ્મરણ માટે મુકવામાં આવે છે. માટે જેને દર્શનનું ખરૂં સુખ લેવું હોય તેને વિષયરૂપી વૃત્તિઓને કાચબાની પેઠે સંકેલી દર્શન કરવાં, તેથી પરમ સુખ પ્રાપ્ત થશે એ નિર્વિવાદ છે.

## ગુજરાતના છેલ્લા રાજા કરણને એક મહાત્માની શિખામણ.

બચ્ચા! હું કહું છું તે તું કાન દઇને સાંભળ. તે તારા કલ્યાણની વાત છે. જો તું મારા ઉપદેશ પ્રમાણે ચાલીશ તો તું દુઃખનું નામ પણ જાણીશ નહિ માટે સાંભળ બચ્ચા! આ જગત ક્ષણભંગુર છે. તે એક પાણીનો પરપોટો છે. તે એક બાજીગરની રમત છે. જગતમાં ઘણી વસ્તુઓ નાશવંત છે. જેનું નામ તેનો નાશ. અજરામર ને સાચો તો એક પરમાત્મા છે, બીજું સઘળું જુઠું છે, દુનિયા કાંઈ આપણી નથી, ને કોઇ દહાડે આપણી થવાની પણ નથી. એક નાવમાં બેસીને જનારા મુસાફરોની વચ્ચે જેટલો સબંધ છે તેટલો જ આ જગતમાં વસનારા વચ્ચે છે, તે થોડી વાર સુધી એકઠાં રહે છે પછી સૌ પોતાને રસ્તે વળગે છે; માટે દુનિયાની મોહજાળમાં કદી ફસાવું નહિ, એથી માણસોની ખરાબી થાય છે એથી આપણાથી પરમેશ્વર ભજાતા નથી ને એથી આપણે લખચોરાસીના ફેરા ફરીએ છીએ માટે જ્ઞાની પુરૂષ તે જ કે જેઓએ આ સંસારનો ત્યાગ કર્યો છે તથા બ્રહ્મ ઉપર ધ્યાન કરી વૈરાગ્ય ધારણ કરી બેઠા છે. શરીર પણ તે જ પ્રમાણે નકામું છે, તે આજે ફુલની પેઠે ખીલે છે ને ઘડી પછી કાષ્ટની પેઠે જડ થઇને પડે છે, વળી તેને નાના પ્રકારની પીડા વળગેલી છે. તેઓમાંની ઘણીખરી સંસારમાં રહેવાથી માણસને ઉપદ્રવ કરે છે, જેણે વૈરાગ્ય લીધો તેને તેવી પીડા ક્વચિત જ થાય છે ને થાય તો તેના ઉપર તે લક્ષ આપતો નથી, સુખદુઃખ એ શરીરના ધર્મ છે, પણ વૈરાગીએ શરીર સાથે સંબંધ છોડી દીધો છે તેથી તેના મનને સુખદુઃખ બંને સમાન છે. તે સુખથી રાજી થતો નથી ને દુઃખથી ખેદ પામતો નથી. જે ઈશ્વરના તરફથી આવી પડે છે તે

શાંત મનથી સહન કરે છે. વળી બચ્ચા! બૈરાં, છોકરાં સર્વે જુઠાં છે, તેઓ ખરેખરી માયાવી જાળ છે, તેઓ સંસારમાં આપણું મન પરોવે છે, તેઓ પરમાત્મા તરફથી આપણું ચિત્ત દુર કરે છે, તેઓ જગતમાં આપણને મહાપાપ કરાવે છે તથા લખચોરાસીના ફેરામાં નાંખે છે, અને તેથી ફાયદો શો છે? કાંઈ જ નથી. તેઓથી કાંઇ સુખ થતું નથી, જો કાંઇ થાય તો ક્ષણભંગુર છે એથી ઉલટું ઘણું દુઃખ પેદા થાય છે ને તે દુઃખ ઘણી મુદત સુધી પહોંચે છે. તેઓનો તે આપણો સંબંધ ખોટો છે. ઋણાનુબંધથી આપણે સર્વે ભેગા થયા છીએ, અને જ્યારે તે ઋણાનુબંધ પુરો થાય છે ત્યારે એક એકને મુકી ચાલ્યા જઇએ છીએ તેઓ આપણને મોતના સપાટામાંથી બચાવી શક્તા નથી અને આપણે પણ તેઓને તેના પંજામાંથી ઉગારી શકતા નથી. આપણા સ્નેહીઓને બાળી અથવા દાટી આવ્યા પછી આપણે તેજ માટે થોડી મુદત માટે રડીએ છીએ, અથવા શોક કરીએ છીએ, ને તેને પછી વિસારી મુકીએ છીએ એવી તરેહનો જગતનો જુઠો સંબંધ છે. માટે ડાહ્યા લોકો દુનિયાના અતિશય સંબંધમાં પડતા નથી પણ એકલા રહી પરમેશ્વરનું ભજન કરી મુક્તિનું સાધન કરે છે. વળી ધન પણ તેવું દગાબાજ છે, સઘળા પાપનું મુળ છે તેમાં કળીયુગ આવી રહેલો છે તે દુષ્ટના ઘરમાં વાસો કરે છે ને ધર્મનો ત્યાગ કરે છે. લક્ષ્મીએ માણસને મોટી ફસાવનારી માયા છે તેથી કાંઇ પણ સુખ માણસને મળતું નથી, ને અગણીત દુઃખો એનાથી પ્રગટ થાય છે માટે તેને વાસ્તે કોઇ શાણા અથવા વિચારવંત માણસે કદી પણ શોક કરવો નહિ. માટે બચ્ચા! તારો સઘળો શોક મુકી દે. તારૂં સઘળું રાજ્ય ગયું, તું રાજભ્રષ્ટ થયો એ તારૂં મોટું ભાગ્ય જાણવું. શાસ્ત્રમાં કહ્યું છે કે રાજ્યને અંતે નર્ક છે, તેં રાજ્ય કીધું છે, તેં રાજ્ય ચલાવવામાં જે જે કામો કીધાં છે તે સઘળાં તું જાણતો હશે? અને તારાથી જે દુષ્ટ કર્મો થયાં

હોય તે યાદ લાવ! પછી તું મનમાં વિચાર કર કે તારૂં રાજ્ય ગયું તેમાં ફાયદો કે ગેરફાયદો! એમ જાણજે રાજ્ય જવાથી તારૂં કલ્યાણ થયું છે. ને હવેથી તું મારી શિખામણ પ્રમાણે ચાલશે તો તારો ઉદ્ધાર થશે. હજી જેટલો વખત બાકી રહેલો છે તેનો સારી રીતે ઉપયોગ કર, દુનિયાથી વિરક્ત થા. તું મારી સાથે આવીને રહે. તું જેને વહાલામાં વહાલો ગણતો હતો તેઓ તારી સાથે કેવી રીતે ચાલ્યાં તે તેં જોયું છે. તારી પ્રાણસમાન સ્ત્રી તને મુકીને જતી રહી તારી છોકરી કે જેને તેં ઉછેરીને મોટી કરી તેનું રક્ષણ કરવાને આટલું સંકટ વેઠયું તથા જેને માટે તું શોક કરે છે તે હમણાં તારા કટા શત્રુના ઘરમાં મહાલે છે. તથા તેણે મ્લેચ્છના પુત્ર સાથે લગ્ન કીધું છે એવી રીતનો આ દુનિયાનો સંબંધ છે. વળી કામ ક્રોધ, મોહ, મદ, મત્સર એ માણસના કટ્ટા દુશ્મન છે. તે અંતઃકરણમાં વસેલા છે. તેઓ તને હમેશાં આડાં કામ કરાવે છે તથા પ્રપંચના કુપમાં નાખે છે. પાંચ જ્ઞાનેન્દ્રિયો તથા પાંચ કર્મેન્દ્રિયો પણ તેની પાછળ મંડી છે તેથી માણસ પરમેશ્વરથી દૂરનો દૂર જતો જાય છે. આ સઘળા શત્રુઓને જીતવા મુસ્કેલ છે. જે માણસ સંસારમાં રહે છે તે સઘળાના સપાટામાં આવ્યા વિના રહેતો જ નથી. માટે જ્ઞાની માણસે એવો દૃઢ નિશ્ચય કીધો છે કે દુનિયા જુઠ્ઠી છે, દુનિયાનો સંબંધ નકામો છે તથા પરમેશ્વર સિવાય સઘળું અનિત્ય ને નકામું છે, માટે એ સઘળાને મૂકીને ઇશ્વરનું ભજન કરવું. જેમ જેમ માણસની ઇચ્છા ઓછી થતી જાય છે તેમ તેમ તે પરમેશ્વરની પાસે આવતો જાય છે અને જ્યારે તે અંતે નિષ્કામ અવસ્થાને પહોંચે છે ત્યારે તે પરમાત્મામાં લય થાય છે. નિષ્કામ અવસ્થા સર્વથી ઉંચામાં ઉંચી છે. એ અવસ્થા જેને પ્રાપ્ત થઇ હોય તે પરમ સુખી જાણવો. તે દેવરૂપે પૃથ્વી ઉપર માણસ છે માટે તારે પણ મારી સાથે રહેવું ને તે નિષ્કામ અવસ્થાએ પહોંચવાને પ્રયત્ન કરવો.

## ફુલછાબ આડત્રીસમી.

### ચડતી કેવી છે?

ચડતીમાં ચ્હાશે તને, કુટુંબ ને પરીવાર;
જાણો ઘરની નાર પણ, નમશે વારંવાર.
ચડતીમાં ચોપાસથી, મળે અનુપમ માન;
ચડતીને તું જાણજે, સ્વર્ગ સુખ સમાન.
ચડતીમાં જણ પારકા, પોતાનાં થઈ જાય;
એવું ચડતીનું ચલણ, ચોબાજુ અંકાય.
ફુલાતો ના જો કદી, જોઇ ચડતીનું રાજ્ય;
જાણો ચઢયા તો ઘણાં, તે પડવાને કાજ.

### આશ્વાસન.

હરનીશ ભક્તિભાવથી, સેવે જો ધરી પ્રીત;
રીઝવતાં ભગવંતને, ટળશે પાપ ખચીત.
રામનામ હૃદયે ધરી, ધરો નીતિનો પંથ;
મળે અનુપમ સુખ સદા, વાંચી જો સદ્ગ્રંથ.
ભાવિક ભકતો સ્નેહથી, ભજતાં શ્રી ભગવાન;
ગયે ક્ષણિક સુખ જગતના, તજે મોહ અભિમાન.
ચંચળ ચિત્ત છે ચમકતું, તેને સ્થીર કરાય,
દરિદ્રમળે નીજ દેહનું, ભવ નિધી સહેજ તરાય.
પવિત્ર આચારો વડે, સદ્વર્તનથી ચાલ;
લહેજે સ્વ અંતર મહી, સંતસમાગમ ખ્યાલ.
નહિ ત્યાગવું સત્યને, વળી ધારજે ધીર;
કર કર્યો શુભ સર્વદા, રહેશું કીર્તિ વીર.

રાખેલાજ સ્વયં પ્રભુ, આત્માનો અભિરામ;
ચિંતા જેને સર્વની, ભજ સ્નેહે હરિરામ.
મણી મુક્તા ચાહુ નહિ, નહિ રાજ સન્માન;
હું ઇચ્છું સુચરિત્ર ગુણ, જીવન શુદ્ધ મહાન.
અધર્મ તરફ કાયર બનું, સ્વ ધર્મે બનું વીર;
સંપત્તિમાં વિજય બનું, વિપત્તિ સમયે ધીર.

## વૈભવનો ભિક્ષુક.

એક રાજા એક વખત શિકાર કરવાને માટે જંગલમાં ગયો હતો. બહુજ આઘો નિકળી જવાથી એક અઘોર વન આવ્યું. તેમાં એક મહાત્મા બેઠા હતા, તેના પાસે જઇ પોતે પીવાને માટે પાણી માગ્યું. મહાત્માએ તુર્ત પાણી તથા મીઠાં ફળો રાજાને એક મુસાફર ધારી આપ્યાં. રાજાએ પોતાની ક્ષુધા અને તૃષા તૃપ્ત કરી પછી મહાત્માના ચરણમાં પડી સોનામહોરો મુકી પગે લાગ્યો. મહાત્માએ સોનામહોર લેવાની ના પાડીને કહ્યું કે હે રાજન! પરમાત્માએ આ સ્થળે નિર્મળ જળ અને તાજાં સ્વાદુ ફળોનો ભંડાર ભર્યો છે, મારે જે જોઇએ તે સર્વત્ર અત્રે છે, માટે તમારી ભેટની મારે જરૂર નથી. રાજાએ ઘણી પ્રાર્થના કરી પણ તે મહાત્માએ સોનામહોરો લેવાની ચોખ્ખી ના પાડી. ત્યારે રાજાએ બીજી વિનંતી કરી કે આપ કૃપાળુ મહારા રાજ્યમાં આવી પગલાં કરો ને પ્રજાને આપના પવિત્ર દર્શન આપો. મહાત્માએ તે વાત કબુલ કરી તુર્ત રાજા સાથે તેની નગરીમાં પ્રજાને દર્શન દેવા પધાર્યા. રાજાએ પોતાના રાજ્યમહેલમાં આ મહાત્માને ઉતારો આપી પોતાના નાશવંત વૈભવોની પ્રશંસા કરવા લાગ્યો પણ તેમાં મહાત્માને તો કાંઇ સ્વાદ ન આવ્યો અને ઉલટો કંટાળો આવ્યો. થોડીવાર પછી રાજાને દેવ સેવા કરવાનો નિયમ હોવાથી પોતે મહાત્માની આજ્ઞા લઇ દેવ સેવા કરવા બેઠો તે પ્રભુ તેને દેવ સેવા કરી પોતાના ઇષ્ટ દેવ પાસે નીચેની વસ્તુઓની માંગણી કરી.

(૧) મ્હારી સમૃદ્ધિમાં હમેશાં વધારો કરો!
(૨) મારી પ્રજાને દીર્ધાયુષ રાખી સુખી કરો!
(૩) દુઃખને દુર કરો ને સુખનો વરસાદ વરસાવો!
(૪) હું આપની અમુક પ્રકારની બાધા રાખીશ!

મહાત્માએ આ પ્રકારની પ્રભુ પ્રાર્થના સાંભળી એકદમ ઉભા થઈ ચાલવા માંડ્યું, ત્યારે રાજાએ કહ્યું મહાશય! આપની હજુ મારાથી કાંઇ સેવા બની નથી તેમ આપનો આશિર્વાદ પણ મેં લીધો નથી તેટલામાં આપ કયાં પધારો છો! ત્યારે મહાત્માએ કહ્યુ કે, મેં ધાર્યું કે તારે આવો અમૂલ્ય વૈભવ છે હવે તું નિસ્પૃહી રહી સંતુષ્ટ બન્યો હઇશ! પણ તારી પ્રાર્થના ઉપરથી જણાય છે કે હજી તું મોટું રાજ્ય મળવા છતાં અતૃપ્ત છે. ને પ્રભુ પાસે વિશેષ વૈભવ માગી રહ્યો છે, માટે તું એક ભીખારી છે! માટે તારે ત્યાં મારે એક અન્નનો ગ્રાસ લેવો પણ, હે રાજા! ઉચિત નથી, તું તો એક તૃષ્ણાવાળો ભીખારી છે તને અત્યાર સુધી હું રાજા સમજતો હતો પણ તારી પ્રાર્થના સાંભળી મારા મનની ખાત્રી થાય છે કે તું એક અધમ ભીખારી છે! એટલું બોલી તે મહાત્મા ત્યાંથી ચાલ્યા ગયા.

## મરવું કોઈને ગમતું નથી.

એક નિરાધાર ડોસી હમેશાં જંગલમાંથી લાકડાં લાવી પોતાનું ગુજરાન ચલાવતી. એક દિવસે લાકડાનો ભારો લઇને આવતી હતી તેવામાં તેને ઠેસ વાગતાં ભારો માથા ઉપરથી પડી ગયો. તે વખતે ડોસી ગભરાઇને બોલી "હે પ્રભુ? હવે તું મને મોત આપને જમને તેડવા મોકલ." તુર્ત ભગવાને તેની પ્રાર્થના સ્વીકારી જમને ડોસી પાસે મોકલ્યા. જમ આવતાં ડોસી ગભરાઈ ગઇને કહેવા લાગી "ભાઈ તમે કેમ આવ્યા છો? જમ કહે તમને તેડવા. ડોસી કહે હાલમાં મારે આવવું નથી એ તો મેં મારો ભારો ચડાવવા માટે તમને

તેડાવેલ હતા કાંઇ હાલમાં મારે મરણને શરણુ થવું નથી." આવા બોલ સાંભળી જમ પાછા વૈકુંઠમાં ગયા ને ડોસી ગરીબાઇનું કંગાલ જીવન ગુજારવા લાગી પણ મરણને શરણ ન થઇ.

## કેટોનો પસ્તાવો.

"મારી જીંદગીની માત્ર ત્રણ કૃતિઓ માટે મને પસ્તાવો થાય છે. એક તો એ કે મારી સ્ત્રીને મેં એક ગુપ્ત વાત કહી દીધી હતી. બીજું એકે પગ રસ્તે ન જતાં હું એકવાર જળમાર્ગે ગયો. એ. ત્રીજું એ કે કાંઇપણ કાર્ય કર્યા વિના મેં એક દિવસ ગુમાવ્યો હતો.

### બંધુ પ્રેમ.

કંગાલ હાલત છે ભલે, કંગાલ દીલ મારૂં નથી;
ભાઇને દુનિયા વિષે, કોઇ ભાઇથી પ્યારૂં નથી.
હોય કડવા લીંબડા, પણ છાય કડવી નથી
માડીના જાયા સમી, માયા જગે જડવી નથી.



## આ પુસ્તકો વિષે હાલમાં મળેલા ઉત્તમ અભિપ્રાયો.

(આગળના સાત ભાગમાં પુષ્કળ અભિપ્રાયો પ્રગટ થઇ ચુકયા છે.)

મુંબઇ ફેવરીટ—(ઑગષ્ટ સને ૧૯૩૦)

## સાદી શિખામણ (પુસ્તક ૮ મું)

પુસ્તક ૩૧૦ પાનાનું શોભાયમાન સોનેરી હરફે છાપેલા પુંઠાનું બનેલું છે અને ચાલીશ ફુલછાબ (પ્રકરણ) બનાવી છે, એકેકી ફુલછાબમાં એકેક ભઝન નાની નાની સાદી શિખામણની વાતો સમાવી છે એમાં એટલી બધી નશીયત રૂપી બાબતો છે કે એ ત્રણસો પાનાં માંહેથી એક સો પાનાની ચીજો જ જો ગોખી લેવાય તો એક ગમાર બી અકલવંત બની જાય! કારણકે દરેક પાનાની દરેક બાબતો નોંધદાયક છે. અક્કલમંદ વાતો ઉપરાંત તેમાં મહાન કવિશ્વરોના દોહરા અને ગુણવંતા કાવ્યો ઠેર ઠેર રજુ થાય છે જેવાં કે;

**ફુલછાબ ૧૭ મી**—જુઠી દેખી પ્રીત જગતમેં જુઠી દેખી પ્રીત, અપને સુખકું સબ જન સેવે. કયા દારા કયા મીત–જગત, મેરો મેરો સબહી કરત હય, હેતસેં બાંધે પ્રીત–જગત, અંતકાળ કોઇ સંગ ન ચાલે, યહી અચરતકી રીત–જગત.

**ફુલછાબ ૩૧ મી**—સત્ય નહીં તે ધર્મ શાનો, દયા વિના શું દાન જોને, મન વશ નહીં તે તપ શાનું, શિયળ વિના શું સ્નાન જોને, ભાવ વિનાની ભક્તિ શાની, ભક્તિ વિના શું જ્ઞાન જોને, પ્રીત હોય ત્યાં પડદો શાનો, ધૈર્ય વિના શું ધ્યાન જોને, સદ્દગુરૂ નહીં તે સાધુ શાનો, તૃષ્ણા રહી ત્યાં ત્યાગજોને, જ્ઞાન વિના તે ગુરૂ શાનો, કંઠ વિના શું રાગ જોને, આ સાદી શિખામણનું પુસ્તક તેના આગલા ભાગો કરતાંએ વિશેષ પસંદ આવે તેવું છે. વળી

લેખકની ભાષા કોઇબી કોમને માફક આવે તેવી સહેલી અને સરસ છે. તેમાં અઘરા શબ્દો ખાસ કરીને વાપરેલા જોવામાં આવતા નથી આવાં પુસ્તકોને ઉત્તેજન મલવું ઘટે છે; કારણકે તે સોનાના મુલનું ગણી શકાય.

( ૧ )

## વીસમી સદી.

( મુંબઇ ) ( ૧૦ મી ઓગસ્ટ સને ૧૯૩૦ )

આ પુસ્તકનો આઠમો ભાગ આટલી ત્વરાથી પ્રગટ થશે એવું અમે નહોતું ધાર્યું. લોકોને અનુકુળ પડતી રસભરી શૈલીમાં કાવ્ય અને વાતોનો સારો સંગ્રહ છે. વાંચવાથી સમય ફોગટ ગયો એવું લાગતું નથી. આઠ ભાગ નીકળ્યા છે, જોતાં તેની માંગ સારી છે. આ ભાગની પણ સારી માંગ થશે એમ જ્ઞાનના દાખલાઓ–કાવ્યો વાતોથી વાંચતા જણાય છે.

**ખાનપુર—અમદાવાદ.** તા. ૧૮–૭–૩૦.

( ૨ )

## ધૂમકેતુ.

ભાઇશ્રી—તમારી સાદી શિખામણ એ નામનું પુસ્તક ૮ મું મળ્યું. હું તે ઉપરટપકે જોઇ ગયો, તેમાં સમાયલી વિષયની વિવિધતા અને સાદી રીતે તે રજુ કરવાની તમારી હથોટી, હું ધારૂં છું, ઘણા ઘરોમાં વાંચનનો શોખ જગાડશે. આવો પ્રયાસ આપણા ગરીબ સાહિત્યમાં તો ઘણો જ પ્રસંશનીય ગણાય.

ઘેર ઘેર સાહિત્ય પહોંચતું કરવાની જેને અભિલાષા હોય તેમણે તો આવા પ્રયાસ ખાસ કરીને કરવા જ જોઇએ.

**લી. ગૌરીશંકર ગો. જોશી**

ના યથાયોગ્ય.

( ૩ )

સ્વસ્થાન રાજકોટ જા. નં. ૫૧૬

રા. રા. મગનલાલ શંકરભાઇ પટેલ.

સલામ સાથે—આપની તા. ૨-૭-૩૦ ની સાદી શિખામણુ ભાગ ૭-૮ ની બે ચોપડીઓ આ રાજ્યની શાળામાં ઈનામ લાયબ્રેરી માટે મંજુર કરવા નામદાર હજુર ઓફીસમાં આપેલ અરજીના જવાબમાં તા. ૨-૮-૩૦ હ. આ. નં. ૫૩૬૭ અનુસાર જણાવવાનું કે સદરહુ પુસ્તકો લાઇબ્રેરી માટે તેમજ ઇનામ માટે મંજુર કરવામાં આવે છે.

( ઇ. સ. ) રતીલાલ આર. દેશાઇ.
ચીફ એજ્યુ. ઓફીસર—રાજકોટ.

( ૪ )

રાજકોટ, તા, ૩-૮-૩૦

રા. રા. કેશવલાલ જશરાજ પારેખ બી. એ.

સાદી શિખામણનો આઠમો ભાગ પણ પહેલા ભાગ જેવોજ આકર્ષક અને બોધદાયક જણાયો છે. કેટલાક ટુચકાઓ તો જીવનસુત્ર બનાવવા જેવા છે.

( ૫ )

સત્સંગસુધા.

પુસ્તક ત્રીજુ અંક ૭ મો ( આશ્વિનમાસ સં. ૧૯૮૬ ) સાદી શિખામણ ભાગ ૮ મો કીંમત રૂ. ૨) લેખક મગનલાલ શંકરભાઈ પટેલ ( પાટણ-ઉત્તર ગુજરાત ) ગત સાત ભાગોની માફક આ ભાગ પણ આકર્ષક બન્યો છે. ગૃહસંસાર તેમજ પરલોક સુધારે એવા ટુચકાઓ વીણી વાચક વર્ગની સમક્ષ મુકવામાં કર્ત્તા કુશળ છે.

( ૬ )

અમદાવાદ સમાચાર તા. ૩૦-૧૦-૩૦.

સાદી શિખામણ ( પુસ્તક આંઠમું ) પ્રકાશક મગનલાલ શંકરભાઇ પટેલ મુ. પાટણ. ( ઉત્તર ગુજરાત )

આ પુસ્તકના સાત ભાગો અગાઉ બહાર પડી ચુકયા છે. આ આઠમા પુસ્તકમાં ૪૦ ફુલછાબ છે અને દરેક ફુલછાબમાં આઠ દસ બોધદાયક વાર્તાઓ મુકવામાં આવેલ છે. અત્યારના સંજોગોમાં વિદ્વતાભર્યા અને અઘરા પુસ્તકો વાંચવાનો લોકોને વખત હોતો નથી એટલે એવે વખતે સુંદર પુસ્તકોના દોહન રૂપ આ પુસ્તક વાંચક વર્ગને બહુ ઉપયોગી થઇ પડશે. વેદમાંથી કેટલાક સંવાદો જેવા કે 'યાજ્ઞવલ્કય અને મૈત્રેયી' નો સંવાદ તથા 'મનુ અને માછલી' નો સંવાદ વાંચનારને વેદના વખતની પરિસ્થિતિનો ખ્યાલ આપે છે. મહાભારત અને રામાયણમાંથી રસીક અને ઐતિહાસિક ટુંકી વાર્તાઓનો પણ સંગ્રહ કરવામાં આવ્યો છે. વળી કેટલાક મહાપુરૂષો જેવાં કે સંત તુકારામજી, ભક્ત રોહિદાસ વિગેરેના જીવન પ્રસંગોનું આલેખન આ પુસ્તકમાં કરવામાં આવ્યું છે.

લોકપ્રીય બીરબલના અકબર સાથેના સંવાદો વાંચવાથી જ્ઞાન સાથે ગમ્મત મળે છે. ઉપરાંત કવિ દલપતરામ કેશવ વિગેરેના દોહરાઓ તથા તુલસીદાસના છપ્પાઓ સાદી ભાષામાં લખાયેલા હોઇ મોઢે રહી જાય તેવા અને ઉપદેશક છે. વળી આ પુસ્તકમાં અનુભવ અને જ્ઞાનથી ભરપુર હૃદયમાં કોતરી રાખવા જેવા નાના વાકયો છે. પ્રકાશક ચાલુ ચળવળ તરફ ધ્યાન આપવાનું પણ ચૂકયા નથી. 'વાણીઓ' એ મથાળાવાળી કવિતામાં.

"લોકો બધા જુદા ઠર્યા, નામર્દ નહીં છે વાણીયો<br>
બંદુકની સામે ઉભો, દાંડી મહીં છે વાણીયો."

ઉપરની પંક્તિઓ દેખીતી રીતે મહાત્મા ગાંધીજીને સંબોધવામાં આવી છે. આ સિવાય આ પુસ્તકમાં સંખ્યાબંધ નાની વાર્તાઓ આપવામાં આવી છે. 'કલમ કાનને સુબોધ આપે છે' એ વાર્તામાં અધિકાર ભોગવતા માણસોની કુકર્મ કરવાથી કેવી સ્થિતિ થાય છે તેનું અચ્છું ચિત્ર આપવામાં આવ્યું છે. 'લંગોટી માટે ઉપાધી' 'જગત પ્રદર્શન' વિગેરે વાતો ભક્તિરસથી ભરપુર છે. ટુંકમાં કહીએ

તો આ પુસ્તક જ્ઞાનનો ભંડાર અને અનુભવોનું નવનીત છે. વળી ભાષા પણ સરલ સમજાય તેવી છે તેથી તે નાના મોટા સ્ત્રી પુરૂષો દરેકને સરખું ઉપયોગી છે. સંગ્રહકર્તાએ લીધેલી મહેનત માટે અમે તેમને અભિનંદન આપીએ છીએ.

( ૭ )

**નડીઆદ, તા. ૧૬-૬-૩૦**

મે. રા. રા. **છગનલાલ હરીલાલ પંડયા**, બી. એ.

કાદમ્બરીના ભાષાન્તર કર્તા સમર્થ સાક્ષરશ્રી.

રા. રા. ભાઈ મગનલાલ! આપે કૃપા કરીને આપના નવા સાદી શિખામણ ગ્રંથનો આઠમો ભાગ જોવા મોકલ્યો તે માટે ઉપકાર માનું છું. એ પુસ્તકના પહેલા સાતની જાહેરખબર રા. ત્રીપાઠીની ડાયરીમાં ઘણીવાર મેં વાંચી હતી ને તે એગ્રક્ષે સુધી પહોંચી શકયું એજ તેની ઉપયોગિતા તથા લોક પ્રિયતા સિદ્ધ કરવાનું હું બસ માનતો હતો પણ તેમાંનો એકે ભાગ પ્રત્યક્ષ જોવાનો મને પ્રસંગ મળ્યો નહોતો. આજ આઠમો ભાગ વાંચતાં સાત ભાગની સામગ્રી કેવી વિવિધ પ્રકારની તથા આપના દીર્ઘ કાળના અભ્યાસની પ્રસાદીથી ભરપુર હશે એ સહજ સમજી શકાય છે. આ નવાં પુસ્તકમાં પણ આપે સાદી ને સરલ ભાષામાં વાર્ત્તાઓ રૂપે તથા કવિતા રૂપે પ્રાચીન કવિઓના મુખમાંથી નિકળેલો બોધ આપી તેમના ઐહિક તથા પારમાર્થિક સુખ માટે જે કાળજી બતાવી છે તે ખરેખર સ્તુતિને પાત્રજ છે. આપનું વાંચન તેમજ સત્સંગથી મળેલું જ્ઞાન કેવા ઉંચા પ્રકારનું છે તે આથી સિદ્ધ થાય છે × × × ×

લી. શુભેચ્છક

**છગનલાલ હરિલાલના**

આશીર્વાદ.

( ૮ )

## નવું ચેતન અને કરાંચી વર્તમાન.

તા. ૨૧–૭–૩૦.

પુસ્તક સાતમું અમોને મળ્યું છે. ૭ ભાગ તેમના અગાઉના બહાર પડી સાતમો ભાગ બહાર પડે છે એટલે તેમની ઉત્તમતા અથવા લાંબુ રહસ્ય સમાએલું હોય એમ લાગે છે. સાંભળવા પ્રમાણે તેનો આઠમો ભાગ પણ બહાર પડયો છે. આ પુસ્તકનું નામ "સાદી શખામણ" રાખવામાં આવ્યું છે તે સત્ય છે. તે સાદા રૂપમાં સમજી શકાય તેવું તેમજ જેવું તેમને મળેલ છે તેવું સંગ્રહ કરી પુસ્તકમાં છાપ્યું છે. દરેક પ્રકરણને ફુલછાબના નામથી ગોઠવી ૪૫ ફુલછાબ ભરી છે દરેક ફુલછાબ સુગંધયુક્ત છે મતલબ કે દરેકમાં સાદાં અને સરલ દષ્ટાંતો છે. જેમાંના એક દષ્ટાંતના અમોએ આ પેપરમાં "અતિશય સર્વ અસાર" ગણાય છે તેજ કવિતા ઉતારી છે. તે કવિતા હાલના સંજોગોને પણ અનુકુળ થાય તેવી છે. તેજ પ્રમાણે તેજ પુસ્તકમાં સનાતની દષ્ટાંતો છે. આ પુસ્તક ગુજરાતી જાણકારે જરૂર સંગ્રહ કરવો જોઇએ સાદું અને ફેરફાર કર્યા વગરનો જુનો સંગ્રહ નવા રૂપમાં મુકનાર મગનલાલ શંકરભાઇ પટેલ ખરેખર ધન્યવાદને પાત્ર છે.

( ૯ )

**ઐાદીચ પ્રકાશ** ( શ્રાવણ માસ સને ૧૯૮૬. )

પુસ્તક જ્ઞાન શૈલીએ વાંચવા લાયક ને બોધક છે.

( વડોદરા ) **સાહિત્ય,** ( ઓગષ્ટ સને ૧૯૩૦. )

પુસ્તક આઠમું પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ પાટણ કીંમત રૂા. ૩ સાદીને રસમય બાનીમાં દાખલા દષ્ટાંતો સહીત લખાયલા આ બોધપ્રદ પુસ્તકનો આઠમો ભાગ પહેલાના સાત ભાગ જેવો ઉત્તમ છે.

( ૧૦ )

જા. નં. ૫૬૧ તા. ૨૦–૮–૩૦.

અમદાવાદ મ્યુનિસિપાલ ઓફીસમાં સ્કૂલ બોર્ડ ઓફીસથી સાદી શિખામણના ભાગની નકલો જાનેવારી માસમાં સભા ઇન્ડેન્ટ કરવામાં આવશે. ત્યારે તમારી ચોપડી લેવાની ગોઠવણ કરવામાં આવશે. ડીસેમ્બર માસમાં આ સંબંધી એક પત્ર લખશોજી ( સ્કુલ બોર્ડ. એડમિનિસ્ટ્રેટીવ ઓફીસ. અમદાવાદ મ્યુનિસિપાલીટી. )

( ૧૧ )

( મુંબઇ ) કયસરે હિન્દ, તા. ૨૧ મી સપટેમ્બર.
સને ૧૯૩૦ અંક ૨૫૪૨ પુસ્તક ૪૯ માં.

સાદી શિખામણ ( પુસ્તક ૮ મું ) પ્રકાશક મગનલાલ શંકરકરભાઈ પટેલ, મહાન પુરૂષોની વાણીઓ અને કાવ્યોના સંગ્રહકર્તા તરીકે પુસ્તકના કર્ત્તાએ અત્યાર આગમચ પોતાના ૭ પુસ્તકોથી જાણીતા છે. અમારી તપાસ હેઠળનું એમનું આ જાતનું આઠમું પુસ્તક છે જે પણ આગલા પુસ્તકોની માફક રસીલું અને જ્ઞાન આપનારૂં છે. પ્રાચીન કવિઓના મુખમાંના બોધો કર્તાએ સરળ વાર્તાઓમાં તેમજ કવિતા રૂપે આપ્યા છે જે ખાસ વાંચવા લાયક અને મનને ઘડી આનંદ આપનારા છે. માનવીમાં સમાએલા જુદા જુદા ગુણો કેવી રીતે ખીલવી શકાય તેનો ઉમદા લહાવો બીજાઓને કેવી રીતે આપી શકાય તેના અનેક દાખલાઓ વાંચવા ને મનન કરવા યોગ્ય છે. જ્યારે મન થાકેલું હોય કે કાંઇ દુઃખી યાદોથી જીગર ભરતું હોય તે વેળા આ પુસ્તકનું એકાદું પાનું વાંચી જોતાં મનને જરૂર રાહત મળ્યા વિના રહેશે નહિં. પુસ્તકની કીંમત રૂા. ૩) રાખી છે અને કર્ત્તા પાસેથી (ગુગડી દરવાજે પાટણ–ઉત્તર ગુજરાત) મળી શકશે.

( ૧૨ )

**ભાવનગર.** ( સ્વદેશી સ્ટોર પ્રોપ્રાયટર )
**રતીલાલ જે. શાહ.** ઘોઘાગેટ.

આપના સાદી શિખામણના ચાર ભાગ મેં વાંચ્યા હતા અને હવે પાંચમા ભાગથી વાંચન ચાલુ છે. વાંચન ઘણું જ સારૂં છે, અને દરેક ભાગ એક એક કરતાં ચઢીયાતો છે અને બાળકથી માંડી વૃદ્ધ સુધી દરેકને ઉપયોગી આ પુસ્તક છે હાલ એ જ મારા લાયક કામકાજ. **રતીલાલ જીવરાજ કાપડીયા**
મેતાશેરી વીઠલદાસ બીલ્ડીંગ્સ.

( ૧૩ )

**રાજસ્થાન.**

**સરસ્વતીનો ગૃહસંસાર.**

## સાદી શિખામણ.

સંગ્રાહક અને પ્રકાશક મગનલાલ શંકરભાઈ પટેલ: સ્થાન ગુગડી દરવાજે પાટણ, મુલ્ય રૂ. ૩) શ્રી. પટેલ તરફથી આજ દીન સુધીમાં સાદી શિખામણના ૭ ભાગો બહાર પડયા છે તેજ માલીકનો આ સાતમો ભાગ છે. રા. ગૌરીશંકર મોતીરામ ભટ્ટે પ્રસ્તાવના લખી વાંચકોને પુસ્તકનો પરીચય કરાવ્યો છે. પુસ્તકની અંદર ૪૫ પ્રકરણો છે. પ્રકરણોને પુલછાબ એવું સુદર નામ આપવામાં આવ્યું છે અને દરેક પ્રકરણમાં ૮ થી ૧૦ વાર્તાઓ સમાવવામાં આવી છે. પુસ્તકમાં જાણીતા સાક્ષરોની નીતિ, બોધદર્શક કવિતાઓ, મહાત્માઓની અમૃતવાણી અને કેટલીક કલ્પિત વાતો એમ ત્રિવિધ વસ્તુઓ ભરેલી છે. તેમાંની વાર્તાઓ એવા પ્રકારની છે કે તે વૃદ્ધથી માંડીને બાળકોને સુદ્ધાં આનંદ આપનારી ભાષામાં આડમ્બર નહિ પણ સરલતા, સુમધુરતા અને મોહકતા અને તેને લીધે થોડું ભણેલો પણ પુસ્તક વાંચી શકે છે. જુજ ચોરી માટે કેટલું જુઠું બોલવું

પડે છે એ વાત ખાસ વાંચવા જેવી હોઈ આરંભનીજ એ વાર્તા પુસ્તકની મધુરતા માટે વાંચકોને અંતરમાં ઉંડી છાપ પાડે છે. પટેલનો ૭ વેળાનો અનુભવ આ પુસ્તકમાં ગુંથાએલો હોવાથી પ્રથમના ૭ ભાગ કરતાં આ સાતમો ભાગ વિશેષ સુંદર અને આકર્ષક બન્યો છે. સાદી શખામણના આ પુસ્તકો વાંચનના એક ઉત્તમ માર્ગદર્શકની ગરજ સારે છે. આપણા યુવાનોને બાળકો ગમે તેવાં પુસ્તકો વાંચી મારે છે તેના કરતાં તેઓ આવાં આવાં પુસ્તકો વાંચે એ વધારે સારૂં છે. પૃષ્ટ ૨૧, ૮૦, ૧૯૩, ૧૯૯ માં સ્ત્રીઓ ઉપર મુકાએલા આક્ષેપો હવે પછીની આવૃત્તિમાંથી નીકળી જાય એ જરૂરનું છે પણ પૃષ્ટ ઉપરના લેખો જણાવે છે કે "રૂપવાન સ્ત્રી એ કલ્યાણના માર્ગમાં વિરોધી છે" ને આ લોકને પરલોકને વિષે પરમ દુખદાઈ છે × × × મોટા મોટા મહાનપુરૂષોને પણ મોક્ષના રસ્તાથી સ્વરૂપવાન સ્ત્રીએ પાડયા તો ત્યાં આપણું શું ગજું...... સ્વભાવીક રીતે સ્ત્રીઓ શૈયાના સુખને માટે તેમજ ભાતભાતનાં ઘરેણાંગાંઠાં પહેરવાના માટે અને નવાં નવાં વસ્ત્રો ધારણ કરવાને માટે ઘણી ચહાય છે તેજ પ્રમાણે તેઓના વિષયવાસનાઓ, ક્રોધ, અપ્રમાણીકપણું, ઇર્ષાભાવ, સામાનું ખરાબ કરવાની વૃત્તિ અને વ્યભિચાર એ સર્વે અવગુણો મુકેલા છે × × ×

નર્કરૂપ નારીતણો, દેખો સઘળો દેહ.

........પુરૂષને માટે રૂપવાન સ્ત્રી કલ્યાણના માર્ગમાં વિરોધી છે તો પછી પુરૂષવર્ગ પણ આ લોકને પરલોકને વિષે પરમ કુશલાપ્રદ શામાટે નહિ ? એક તરફ મોટા મોટા મહાન પુરૂષને પણ મોક્ષના રસ્તાથી સ્વરૂપવાન સ્ત્રીઓએ પાડયા છે તો બીજી તરફ વૃંદા, અહીલ્યા, અને તેની જેવી અન્ય મોટી મોટી સતીઓને પુરૂષે ભ્રષ્ટ કરી. વિષયવાસનાદી દુર્ગુણો જેટલા પ્રમાણમાં સ્ત્રીમાં છે તેટલાજ પ્રમાણમાં પુરૂષોમાં પણ છે. અને નારીનો દેહ જો માંસ હાડાદીકોથી ભરેલો છે તો શું પુરૂષની કાયા અને જો કેસર ચંદનાદીથી

બનેલી છે ? સાદીશીખામણુ જેવા ઉપયોગી ગ્રંથમાં આવા સ્ત્રી નિંદક વાકયો ન હોય એમ ઇચ્છવા જોગ છે. સ્ત્રીઓને પોતાને હીન, કનિષ્ટ દુર્બળ અને નીચ પંક્તીની માનતી હશે તો તેનાં બાળકો પણ તેવાંજ નિવડશે એ સત્ય યાદ રાખવા જરૂર છે. વસ્તુતઃ સ્ત્રી પુરૂષ બંને નર્કના સાધનો છે. સુધારાના બહાને પ્રવર્તેલી ઇચ્છા બલના આ યુગમાં સ્ત્રીનો ધર્મ (પૃષ્ટ ૧૦૧) અને સ્ત્રીઓના શિયળ ભંગના ૭ કારણો (પૃ ૧૪૮) એ લખાણુ ખાસ વાંચનીય છે પણુ તે સાથે પુરૂષનો ધર્મ અને પુરૂષના બ્રહ્મચર્ય ભંગના કારણો પણુ પુરૂષ વાંચકોએ જાણુવા યોગ્ય છે એમ આ તુટીઓની હવે પછીની આવૃતીઓમાં સુધારો થાય એમ ઇચ્છીએ છીએ ને એકંદરે પુસ્તક સુંદર છે ને દરેક ગુજરાતીઓને તે સંગ્રહ કરવા યોગ્ય પુસ્તકની નાની નાની વાતો બાલ વાચનની પણુ ગરજ સારે છે. સુંદર પાકા લાલ પુંઠાનું બાઇન્ડીંગ હોઇ પુસ્તક ઉંચી જાતના ગ્લેઝ કાગળ ઉપર છાપવામાં આવ્યું છે. છપાઇ સફાઇ બંને સારાં હોઇ ૨૫૦ પૃષ્ટના આ પુસ્તકનું મુલ્ય રૂા. ત્રણુ વ્યાજબી છે.

( ૧૪ )

## ગુણુસુંદરી.

( મુંબઇ સંવત ૧૯૮૬ ) ( દીપોત્સવી અંક )

સાદી શિખામણુ પુસ્તક આઠમું પ્રકાશક રા. મગનલાલ શંકરભાઈ પટેલ મૂલ્ય રૂા. ૩—૦—૦.

રા. પટેલે અત્યાર સુધીમાં આ પુસ્તકના આઠ ભાગો પ્રસિદ્ધ કર્યાં છે. ટુંકા ટુંકા ઉદાહરણોથી અનેક અણુમુલ્ય પાઠ શીખવવાના નાના મોટા ફકરાઓ આ પુસ્તકમાં ઉપયોગી વાંચન પુરૂં પાડે છે. એકંદરે વિવિધ પુસ્તકો અને અનુભવોમાંથી કરેલું આ દોહન ઘણુા વાંચકોને ઉપયોગી જણુાય છે અને સર્વે પુસ્તકો ખરીદવાની અને વાંચવાની જહેમતમાંથી તેમને ઉગારી લે છે. પુસ્તક વધારે લોકપ્રીય બનાવવા માટે કીંમત ઓછી રાખવા જરૂર છે.

(૧૫)

ખેડા તા. ૨૪-૧૨-૩૦ બુધવાર.

**ખેડા વર્તમાન.**

(પુસ્તક ૭૦ ને અંક ૪૦ મો.)

સાદી શિખામણુ—(પુસ્તક છઠ્ઠું) આ રેયલ સોળ પેજી, ઉંચા ગ્લેઝીંગ કાગળો ઉપર સુંદર છાપથી છાપી, પાકી મનોહર બાંધણીએ તૈયાર કરેલું ઉપદેશાત્મક પુસ્તક અમોને તેના જાણીતા કર્તા શ્રીયુત મગનલાલ શંકરભાઇ પટેલ તરફથી અભિપ્રાય માટે મળ્યું છે. તે બદલ અમો તેના કર્ત્તાના આભારી છીએ. આજે નૉવેલોને નાટકોના જમાનામાં સુનીતિદર્શક પુસ્તકોની સરાસર ખોટ તેના ઓછા ઉપાડને આભારી છે. છતાં લાભ હાનીના વિચારને હૃદયમાંથી સદંતર વેગળો કરી શ્રીયુત્ મગનલાલભાઇએ એક પછી એક લગભગ આઠ નવ ભાગમાં સાદી શિખામણુના સંગ્રહને રજુ કરી તેને લોક-પ્રીય બનાવ્યો છે એ કાંઇ ઓછી વાત નથી. ઘણા વખતથી સાંજ વર્તમાનમાં પટેલ આ વસ્તુને વિસ્તારતા આપણે જોતા હતા અને ઘણાકો તેના પુસ્તક સ્વરૂપના અભિલાષી હતા. તેમને આંખ અને હૃદયને આનંદ આપે તેવો આ ગ્રંથ બન્યો છે. કામ ક્રોધાદિક મનોવિકારને દબાવી તેનાથી વ્યાકુળ બનેલી વૃત્તિઓમાં ભગવતપદ ભજનામૃત રેડવાનો ભાઇ મગનલાલનો પ્રયાસ ગ્રંથમાં પાને પાને ફતેહમંદ થએલો દેખાય છે. હજારો શાસ્ત્રો અને ઇતર ધર્માનુયાયીઓના માન્ય ગ્રંથોમાંથી સારસાર ભૂત લખાણ તારવી કાઢી તે વડે વાંચકોના વિચારો તરબોળ રહે તેવી ગોઠવણો કરી જાણી છે. લગભગ અઢીસે પૃષ્ટમાં આવો તાજો તમતમતો મસાલો મેળવી આપવા માટે ભાષા ખરેખર મગનલાલભાઈની ઋણી છે. આવા ગ્રંથોની આવશ્યક્તા માટે આનંદશંકર બાપુભાઇ જેવા પ્રખર વિદ્વાનો અને કેશવલાલ હર્ષદરાય ધ્રુવ જેવા પુરાતન પ્રમાણી-કતા પારખતા સાક્ષર ઝવેરીઓએ પ્રમાણપત્રમાં જે તારીફ કરેલી છે

તે સ્તુત્ય છે. કેટલીક કવિતા પણ લાલિત્યવાળી ને સ્હેજ સમે જીભને ટેરવે જીવતી રહે તેવી અસલ શૈલીની ઓળખી છે. શ્લોકો પણ ઘટીત સ્થાને ગોઠવાયલા દૃષ્ટિગોચર થાય છે. વાતવાતમાં આપણો સિદ્ધાંત સામાના હૃદયમાં ઠસાવવાને બરોબર બંધ બેસતો આવે એવાં સંખ્યાબંધ દૃષ્ટાંત આ ગ્રંથમાંથી મળી આવે તેમ છે. કીંમત માત્ર ત્રણજ રૂપિઆ રાખી છે જે કમાવાની દૃષ્ટિએ હોય એમ કોઇ કહી શકે તેમ નથી. અમો અમારા દરેક ગ્રાહકોને પોતાના બાળકોના હાથમાં આવાં પુસ્તકો મુકી તેમને કુળદીપક કુમારો બનાવવાની આવેલી તક હાથથી જતી ન કરવી જોઇએ એમ ઇચ્છીએ છીએ અને ગ્રંથકાર પાસેથી શ્રીયુત મગનલાલ શંકરભાઇ પટેલ મુ. વડવાબંદર પોષ્ટ વાંસી જીલ્લા કોલાબો એ શિરનામે લખી પ્રથમ એક નમુના દાખલ ભાગ મંગાવી તેની મીનોઇ મહેનતની કદર કરવી જોઇએ. એવી લાયક સંભાવના રાખીએ છીએ.

( ૧૬ )

**શ્રીયુત બંધુ—**

આપનું નામ સાંજવર્તમાન પત્રના એક પવિત્ર લેખક દાખલ લાંબી મુદત થયાં પ્રસિદ્ધ અને પરિચિત છે. આપે "સાદી શિખામણ" ગ્રંથના સાત ભાગ પુરા કરી અાંગ રૂપ આઠમો ભાગ બહાર પાડી સ્વભાષાની ઉત્કૃષ્ટ સેવા બજાવવાથી તથા વાંચક વર્ગમાં તેનો બહોળો પ્રચાર જોતાં સંતોષ થયો. પ્રસંગોપાત આપેલાં મહા ભક્તોનાં દૃષ્ટાંતો તથા રસિક કવિતાઓના ભજનાદિક કાવ્યો સુમધુર અને સચોટ હોવાથી આપનું બહુશ્રુતપણું નજરે તરે છે અને સામટી રીતે જોતાં આખા ગ્રંથની ચુંટણી સવિવેક અને સફળ નિવડી છે. લીધેલા શ્રમને માટે ધન્યવાદ આપતાં આપ દીર્ઘાયુ સાહિત્ય સેવામાં મચ્યા રહો એમ અંતઃકરણપૂર્વક ઇચ્છું છું.

મુ. રાજકોટ
ઉત્તરાયન બુધવાર
વિ. સં. ૧૯૮૭.

સ્નેહાધીન
**કવિ કહાનજી ધર્મસિંહ**
ના પ્રણામ.

(૧૭)

**ખેતીવાડી વિજ્ઞાન (લીંબડી)**

(વર્ષ ૧૯ મું અંક છઠ્ઠો માહે જાનેવારી સને ૧૯૩૧.)

**સાદી શિખામણ પુસ્તક ૮ મું.**

કર્ત્તા **મગનલાલ શંકરભાઇ પટેલ**, ગુગડી દરવાજે પાટણ ઉત્તર ગુજરાત કિંમત રૂ. ૩-૦-૦ ત્રણ. આ ભાઈ તરફથી લોકોના મન બુદ્ધિના વ્યવહારીક ને પારમાર્થિક જ્ઞાન આપી સુખી થાય તે માટે આપણા વિદ્વાનોના ઉત્તમ પુસ્તકો, જીવનચરિત્રો અને એવા ઉત્તમકર્ત્તા વિદ્વાન માણસોના પુસ્તકોમાંથી દોહન કરી સાદી ભાષામાં ઘણાં દૃષ્ટાંતો લખી ટુંકી ટુંકી શિખામણો સ્ત્રીપુરૂષો બાળકોને વ્યવહારમાં તે પ્રમાણે વર્તી ચાલે તો સુખસંપત્તી મેળવી શકે તે માટે તન મન ધનથી પુરતો પ્રયાસ પુરૂષાર્થ કરી બહાર પાડી છે. આ ભાઇ મગનલાલ પટેલના સાદી શિખામણના આઠ પુસ્તકો વાંચવાથી મનને ઘણો આનંદ થાય છે અને તન મન બુદ્ધિની સ્થિરતા થાય છે. તેમાં સમાએલા મહાન પુરૂષના વિચારોને અંતઃકરણની શુદ્ધિ આત્મોન્નતી કરવા બહુજ કિંમતી છે માટે તે વાંચી જવા અમો ભલામણ કરીએ છીએ અને ગ્રંથકર્ત્તા ગુજરાતી સાહિત્યની સેવા બજાવી રહ્યા છે તે માટે અમો તેમને અંતઃકરણપૂર્વક ધન્યવાદ આપીએ છીએ.

(૧૮)

રા. રાજેશ્રી મગનલાલભાઈ પટેલ, આપે જે સાદી શિખામણ નામની ચોપડી હમારા માજી મારફતે મોકલાવી છે તે વાંચી મને ઘણો હર્ષ ને સંતોષ થાય છે એ ચોપડીમાં જ્ઞાન સાથે ગમ્મત છે તે તદન સાધારણ ભણેલાને સમજણ પડે તેમ છે. આવી કોટીની ચોપડીની જરૂર સાહીત્યમાં હોય છે ને એ લાયબ્રેરીમાં મંજુર કરાવા જેવી છે. કવીની ઝીણવટ ને જ્ઞાન માટે તમને ધન્યવાદ ઘટે છે ને દરેક સજ્જનની ફરજ છે કે આમા મદદ કરી સ્વાર્થ સાથે પરમાર્થ સાધશે અસ્તુ—

લી.

**ડૉ. સોમેશ્વર જાગેશ્વર ભટ્ટ.**

**એલ. સી. પી. એન્ડ એસ.—જંબુસર.**

(૧૯)

એગ્રીકલ્ચર કોલેજ,
કોઇમ્બતુર, તા. ૪-૪-૩૧.

શ્રી. મગનલાલ,

આપનું પુસ્તક મળ્યું. મોકલવા માટે હું ઘણો આભારી છું.

ગુજરાતી ભાષામાં સરલ શૈલીથી ગહન વિષયો ઉપર બોધ આપનાર પુસ્તકોની ખોટ રા. રા. મગનલાલભાઈ પુરી પાડે છે. ચર્ચા અને વિવાદના કાળમાં નિર્વિવાદ સૂત્રો વાર્તામાં ગુંથીને લેખકે સમાજ ને ભાષાની અમૂલ્ય સેવા બજાવી છે. સામાન્ય પુસ્તકો સમાજના અમુક અંગોને માટે જ રચાએલાં હોય છે, પરન્તુ આ પુસ્તક સમાજના સર્વ અંગોને ઉપયોગી છે. પુસ્તકનું સુંદર અને ટકાઉ પુઠું વાંચકવર્ગની સંખ્યામાં વધારો કરે એમ છે.

લી. જશભાઇ શંકરભાઇ પટેલ,
બી. એસ. સી. એમ. એસ. સી. પી. એમ. ડી.

---

(૨૦)

પંચગની, તા. ૧૬-૨-૩૧.

પ્રિયભાઇ મગનલાલ શંકરભાઇ પટેલ,

જત તમારો કાગળ મળ્યો, વાંચી બીના જાણી છે. તમારાં પુસ્તકો સંબંધી 'સાંજ વર્તમાન' તેમજ અન્ય સાપ્તાહિક, સામાયીક પેપરોમાં દર્શાવવામાં આવતી સારી ભાવના વિષે અમો સંમત છીએ અને તે પુસ્તક બેશક વખાણવા લાયક તેમજ લાયબ્રેરીમાં રાખવા લાયક છે પણ લાયબ્રેરીનું અમારૂં બજેટ આ વર્ષે પૂરૂં થયું છે. નવા વર્ષની શરૂઆતમાં જ પહેલી તકે આ પુસ્તકો તમારી પાસેથી મંગાવી લેવાનો વિચાર કરીશું. એજ.

( અંગ્રેજીમાં સહી )
સુપ્રિન્ટેન્ડેન્ટ

## ધર્મ નીતિના સદ્‌ગ્રંથને આશ્રય આપવાથી અમરપણું પ્રાપ્ત થાય છે.

# !!! સાદી શિખામણના આશ્રય દાતાઓ !!!

| | |
|---|---|
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ બ્રા. પ્રતિપાળ સ્વસ્થાન લીંબડીના મહારાજા સાહેબ બહાદુર. | લીંબડી |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સ્વસ્થાન ભાવનગરના મહારાજા સાહેબ બહાદુર. | ભાવનગર |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સ્વસ્થાન વળાના ઠાકોર સાહેબ બહાદુર. | વળા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન માળીયાના ઠાકોર સાહેબ બહાદુર. | માળીયા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન પીઠડીયાના દરબાર સાહેબ. | પીઠડીયા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન દાતાના મહારાણા સાહેબ બહાદુર. | દાંતા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન ધરમપુરના મહારાજા સાહેબ બહાદુર. | ધરમપુર |
| નેક નામદાર ખુદાવંત ખંભાતના નવાબ સાહેબ બહાદુર. | ખંભાત |
| સ્વસ્થાન જુનાગઢનું કેળવણી ખાતું. | જુનાગઢ |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ દેવગઢબારીયાના મહારાણા સાહેબ બહાદુર. | દેવગઢબારીયા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન વાંસદાના મહારાણા સાહેબ બહાદુર | વાંસદા |
| અખંડ પ્રૌઢ પ્રતાપ નેક નામદાર ગૌ. બ્રા. પ્રતિપાળ સંસ્થાન પોરબંદરના મહારાણા સાહેબ બહાદુર. | પોરબંદર |

## દાનવીર શ્રીમાનો (મુંબઇ).

| | |
|---|---|
| શ્રીમાન શેઠ સાહેબ રાવ બહાદુર કીલાચંદ દેવચંદ જે. પી. | મુંબઈ |
| શ્રીમાન શેઠ સાહેબ કલ્યાણજીભાઈ કર્મસીભાઇ જે. પી. | મુંબઈ |
| શ્રીમાન શેઠ સાહેબ ચુનીલાલ તુલસીદાસ જરમનસીલવર વાળા. | મુંબઇ |
| શ્રીમાન શેઠ સાહેબ ન્યાલચંદ લલ્લુચંદ જે. પી. | મુંબઇ |
| શ્રીમાન શેઠ સાહેબ મહમદઅલી સાહેબ હરહરવાળા | મુંબઇ |
| શ્રીમાન શેઠ સાહેબ ચંદુલાલ મણીલાલ દેશાઇ | ઘાટકોપર |
| શ્રીમાન શેઠ સાહેબ ભીખાલાલ પ્રેમજીના ધર્મપત્ની ચંપાબાઈ | મુંબઈ |
| રા. રા. પીરોજશા હોરમસજી ગીસ્તા | ,, |
| શ્રીમાન શેઠ સાહેબ નંદલાલ કીલાચંદ | ,, |
| શ્રીમાન શેઠ સાહેબ છોટાલાલ કીલાચંદ | ,, |
| ગંગાસ્વરૂપ સુંદરબાઈ હંસરાજ પ્રાગજી | ,, |
| રા. રા. ખેમરાજ નપૂ | ,, |
| રા. રા. પ્રેમજી વાલજી | ,, |
| રા. રા. નરસિંહ મુલજી | ,, |
| રા. રા. જહાંગીર શોરાબજી ભાધા | ,, |
| રા. રા. દ્વારકાદાસ વિઠલદાસ | ,, |
| રા. રા. રેમતુલ્લા વીરજી થાવર | ,, |
| રા. રા. વિઠલદાસ પીતામ્બરદાસ | ,, |
| રા. રા. સોરાબજી નસરવાનજી | ,, |

## મુંબઇ સિવાયના શ્રીમાનો.

| | |
|---|---|
| શ્રીમાન શેઠ સાહેબ જગજીવન અમરચંદ વોહરા | ભાવનગર |
| ,, વલભદાસ કલ્યાણજી | કલકત્તા |
| મે. રા. રા. ગોપાલદાસ બિહારીદાસ દેસાઈ | નડીયાદ |

| | |
|---|---|
| મે. રા. રા. બળદેવભાઇ વલ્લભભાઇ | અમદાવાદ |
| મે. રા. રા. ત્રિભોવન નરોત્તમ અઢીયા | દહાણું |
| શ્રીમાન શેઠ સાહેબ કાલીદાસ છગનલાલ | પારીસ (ફ્રાન્સ) |
| ,, સુંદરલાલ લાલજી | જામખાંભાળીયા |
| મે. રા. રા. નાદીરશા પેસ્તનજી | વડોદરા |
| મે. રા. રા. અમરચંદ નાનચંદ | કવેટા (બલુચિસ્તાન) |
| મે. રા. રા. ગોવિંદજી ડાહ્યાભાઇ લાખાણી | પોરબંદર |
| મે. રા. રા. પુંજાભાઇ ઇશ્વરભાઇ પટેલ | કીમ |
| મે. રા. રા. રણછોડલાલ ગોવરધનદાસ | કાસુ |
| મે. રા. રા. ગુલાબચંદ નાથાલાલ દેશાઇ | પેનબંદર |
| મે. રા. રા. રાવજી રઘુનાથ ફડકે | પેનબંદર |
| મે. રા. રા. ગાંગજીરાજન એન્ડ સન્સ | ,, |
| મે. રા. રા. અમૃતલાલ નંદલાલ દારૂવાલા | વડોદરા |
| મે. રા. રા. ગંગાદાસ છગનલાલ શાહ | ભાવનગર |
| મે. રા. રા. ચુનીલાલ નથુભાઈ રામી | પાટણ |
| મે. રા. રા. હોરમસજી માણેકજી | અમદાવાદ |
| મે. રા. રા. રૂસ્તમજી દોરાબજી કાસદ | બાજીપુરા |
| મે. રા. રા. કેશવલાલ એન્ડ કુંપની | મદ્રાસ |
| મે. રા. રા. જીભાઈ કહાનજીભાઇ વકીલ | પાટણ |
| શ્રીમાન શેઠ સાહેબ માણેકલાલ મનસુખભાઇ | અમદાવાદ |
| પરમ ભગવદી ધરમસી ભગત | વડતાલ |
| શ્રીમાન શેઠ સાહેબ નારણજી દ્વારકાંદાસ | પુના |
| ,, પુરૂષોત્તમ રઘુનાથ ત્રિપાઠી | મદ્રાસ |
| ,, વીરચંદભાઈ મેઘજીભાઇ | ઘાટકોપર |
| મે. રા. રા. કાન્તીલાલ નાથાલાલ | અમદાવાદ |
| મે. રા. રા. પોપટલાલ આર. રાઠોડ | અજમેર |
| મે. રા. રા. ત્રિભોવન રેવાશંકર જાની કારભારી સાહેબ | બીલખા |
| મે. રા. રા. ઘેલાભાઈ ભીમજીભાઈ | ભાગડાબંદર |

| | |
|---|---|
| મહાશય મહંત ઓધવદાસ ગુરૂશ્રી મોતીરામજી | નવાવાઘણીયા |
| મે. રા. રા. અચરતલાલ ગોવિંદલાલ | અમદાવાદ |
| મે. રા. રા. જગજીવન જીવણદાસ કામદાર | મોરબી |
| મે. રા. રા. આયમાય જમસેદજી પટેલ | રતલામ |
| મે. રા. રા. ભગવાનજી સુંદરજી | કલકત્તા |
| મે. રા. રા. કલ્યાણરાય હરીદાસ છાયા | માંડવી |
| મે. રા. રા. હોરમસજી ફરામરોજ દસ્તુર | રાજકોટ |
| મે. રા. રા. ભાણજી ગોવરધનદાસ ફવા | જાફરાબાદ |
| મે. રા. રા. પટેલ નારણભાઇ રામજીભાઇ | ઘાટકોપર |
| મે. રા. રા. નંદલાલ નાથાલાલ | ખંભાત |
| મે. રા. રા. મોહનલાલ કે દવે. | મદુરા |
| મે. રા. રા. કેસરીચંદ ભાણાભાઇ | બીલીમોરા |
| મે. રા. રા. ત્રીભોવન નેમચંદ | માંગરોળ |
| મે. રા. રા. મહીડા હિંમતસિંહજી મોહોનબાવા | ધરમપુર |
| મે. રા. રા. જોશી કેશવલાલ છગનલાલ | અમલનેર |
| મે. રા. રા. અચરતલાલ ગોવિંદલાલ | અમદાવાદ |
| મે. રા. રા. ડાહ્યાભાઇ નરોતમદાસ | ,, |
| મે. રા. રા. એન. કમરૂદીનની કંપની | મુંબઇ |
| મે. રા. રા. પરીખ કહાનજીભાઇ ઓધવજીભાઇ | ભાવનગર |
| મે. રા. રા. પટેલ કાલીદાસ દયારામ | પાલણપુર |
| મે. રા. રા. અબુબકર શેખલામ ધામાન | ,, |
| મે. રા. રા. રમણલાલ કેશવલાલ રંગવાળા | પેટલાદ |
| મે. રા. રા. શાહાપુરજી ભીખાજી પટેલ | નારગોલ |
| મે. રા. રા. સાલેહ એમ. માસ્તર | પાલણપુર |
| મે. રા. રા. રતનશી રાઘવજી | મુંબઈ |
| મે. રા. રા. મહુવા યશોવૃદ્ધિ બાલાશ્રમના સેક્રેટરી | મહુવા |
| મે. રા. રા. બમનજી ફરામજી વાડીયા | મુંબઇ |

| | |
|---|---|
| મે. રા. રા. ડાહ્યાભાઇ રણછોડદાસ | કાનપુર |
| મે. રા. રા. માણેકશા પેસ્તનજી ખેરગામવાલા | વડોદરા |
| મે. રા. રા. તુલસીદાસ રામદાસ ડોસા | મુંબઇ |
| મે. રા. રા. ચત્રભજ દ્વારકાંદાસ વહોરા | મુંબઇ |
| મે. રા. રા. હરજીવન મુલજી | ,, |
| મે. રા. રા. ગાંધી જીવરાજ જેઠાલાલ | ,, |
| મે. રા. રા. ચંપકલાલ ન્હાનાલાલ | નંદબાર |
| મે. રા. રા. પુંજીરામ હરીશંકર | કડીઆદરા |
| મે. રા. રા. સોની મંચ્છારામ માણેકલાલ | પારડી |
| મે. રા. રા. ન્હાનુભાઇ માવજીભાઇ | બીલીમોરા |
| મે. રા. રા. કાનજીભાઈ જીવાભાઇ | ચલાળા |
| મે. રા. રા. રતીલાલ કસ્તુરચંદ | કલકત્તા |
| મે. રા. રા. પરસોત્તમ લખમસી | પોરબંદર |
| મે. રા. રા. નાનાલાલ મગનલાલ | ભાવનગર |
| મે. રા. રા. હીમતલાલ મોહનલાલ શાહ | રંગુન |
| મે. રા. રા. નંદુભાઇ મંચ્છારામ | અમદાવાદ |
| મે. રા. રા. કાસમઅલી નાનજીભાઇ | ભાવનગર |
| મે. રા. રા. દેશાઈ પરસોત્તમ નથુભાઈ | કાલોલ (પંચમહાલ) |
| મે. રા. રા. ચીમનલાલ નાથાલાલ પંડયા | માણસા |
| મે. રા. રા. કેસુભાઇ રાયજીભાઇ પટેલ | ગણપતપુરા |
| મે. રા. રા. દુર્લભજી દામોદર | કેસોદ |
| મે. રા. રા હીમતલાલ વસ્તાચંદ | મુંબઇ |
| મે. રા. રા. જેઠાલાલ એમ. મહેતા | રંગુન |
| મે. રા. રા. ગિરજાશંકર પ્રાંણશંકર | મુંબઇ |
| મે. રા. રા. રૂગનાથ ગોકલદાસ | મોમ્બાસા |
| મે. રા. રા. શેઠ ભોગીલાલ ચંદુલાલ | વડનગર |
| મે. રા. રા. મનજી ગોવામલ ને અમરસંગ ગોવામલ | ઝરીઆ |

| | |
|---|---|
| મે. રા. રા. ગોપાલદાસ જીવરામ વ્યાસ | એડન |
| મે. રા. રા. જયકૃષ્ણ ઇંદ્રજી | ભુજ |
| મે. રા. રા. પરીખ બ્રધર્સ | રંગુન |
| મે. રા. રા. જેઠાલાલ એમ. મહેતા | " |
| મે. રા. રા. બાર્ટન લાઇબ્રેરી | ભાવનગર |
| મે. રા. રા. જયંતીલાલ લલ્લુભાઈ | ભરૂચ |
| મે. રા. રા. રાજારામ બચુભાઇ | મુંબઇ |

એ સિવાય બજાણા, ચુડા, સાયલા, પાલીતાણા, મુળી. હીમતનગર, દરેડ, વજીરીયા, લીંબોદરા, ઘોડાસર, આમોદ, મુટેડી. જશદણ, આંબલીયાસણ, ગાંફ, થાણાદેવડી, વડીયા અને રાજકોટ સ્ટેટ તરફથી પણ સારી મદદ મળી છે. મુંબઇ અને અમદાવાદના મ્યુનિસિપાલ ખાતાએ તથા ગુજરાત વર્નાક્યુલર સોસાયટીએ પણ આ પુસ્તકની કદર કરી આશ્રય આપ્યો છે તેથી એ સર્વેનો અંતઃકરણથી ઉપકાર માનવામાં આવે છે. જેવી રીતે આપે આઠ ભાગને આશ્રય આપ્યો છે તેવી જ રીતે આ નવી આવૃતીને યોગ્ય આશ્રય આપવા કૃપાવંત થશોજી.

મુ. પાટણ,
(ઉ. ગુજરાત)
ડો. પંડયા રોડ
તા. ૫-૮-૩૧

**મગનલાલ શંકરભાઇ પટેલ,**
સાદી શિખામણના પ્રકાશક.

---

વીસમી સદીની નવીન શોધ

# સંગ્રહણી (ગળતી)

## માટે અમૃતમય ઉપાય.

પ્રતિષ્ઠિત અને વિદ્વાન વૈદ્ય ડોકટરોની દવા ખાઈ કંટાળેલા સંગ્રહણી (ગળતી) મુંબઈના ઝાડા, અતિસાર અને આંતરડાના ક્ષયથી પીડાતા નિરાશાજનક દર્દીને આશીર્વાદરૂપ થઈ પડેલી ત્રીસ વરસના અનુભવની રામબાણ દવા માટે રૂબરૂ મળો યા સવાલપત્ર મંગાવો.

પત્રવ્યવહાર નીચેના સરનામે કરવો:

**માસ્તર કે. જે. પટેલ એન્ડ સન્સ.**

માણસાવાળા: સ્પૃસ્પેશીઆલીસ્ટ.

ઘર નં. ૩૫૬ કાળુપુર ડાંડીગરાની પોળ,

તંબુરાગરાની ખડકીમાં—અમદાવાદ.

---

અમારૂં **બાલાનંદ**:-બચ્ચાંઓને હૃષ્ટપુષ્ટ, આનંદી અને સુંદર બનાવે છે. કીં. ૦-૧૨-૦ પોષ્ટેજ જુદું.

☞ ખેડુતોની સુવર્ણની ખાણ

સિદ્ધપુરના ખેતીવાડી પ્રદર્શનમાં પહેલે નંબરે પાસ થયેલ.

## ઉત્તમ નિબંધ

# ખેતીવાડી સુધારણા.

લખનાર

## વકીલ જીભાઈ કહાનજીભાઈ.

ઉપરના નામનું એક સુંદર પુસ્તક હાલમાં બહાર પડેલું છે, તેમાં કૃષી વિદ્યાનો ઉત્તમ વિષય અતી. વિસ્તારપૂર્વક વર્ણવેલો છે. આ પુસ્તક દરેક રાજ્યના રેવન્યુ ખાતામાં અવશ્ય રાખવા જેવું છે. એક નકલ મંગાવી ખાત્રી કરો.

સુ. પાટણ, ( ઉત્તર–ગુજરાત ).

વકીલ જીભાઈ કહાનજીભાઇ,
સંઘવીનો પાડો
સુ. પાટણ, (ઉત્તર ગુજરાત)

મે. રા. રા. વડોદરા કોલેજના પ્રોફેસર સાહેબ

અતિસુખશંકર કમળાશંકર ત્રિવેદી

એમ. એ. એલ એલ. બી. નો

# "સાદી શિખામણ"

ના પુસ્તક વિષે અભિપ્રાય:

"સાદી શિખામણ" વાંચ્યું: આનંદ થયો. પુસ્તક રસિક ને બોધદાયક રીતે લખાયું છે, તે હાથમાં લીધા પછી તેને મુકવાનું મન થતું નથી. લેખકને મારા ધન્યવાદ અર્પું છું.

મુ. વડોદરા, } અતિસુખશંકર ક. ત્રિવેદી,

તા. ૨૬–૮–૩૧. } પ્રોફેસર વડોદરા કોલેજ.

# "સ્ત્રીબોધ"

(વર્ષ ૭૪ અંક ૧૨ મો ડીસેમ્બર ૧૯૩૦.)

નીતિ અને ભક્તિની સાદી વાતો સચોટ દૃષ્ટાંતો સહિત સરલ ભાષામાં આ પુસ્તકમાં આલેખાયલી છે. × × ×